# સાહિત




: કાર્યાલય :
લુહાણામિત્ર પ્રેસ,
પો. બો. નં. ૮૦,
વડોદરા.

જુલાઈ '૪૯
વર્ષ ૨૧ અંક ૫ : પુસ્તક ૫૨

તંત્રીઓ :
'કુમાર'
નટુભાઈ

આદ્યતંત્રી અને સ્થાપક સ્વ. જયકૃષ્ણ ના. વર્મા



તરફ જેની નજરે

# રાહબર

જાહેર રાહબર ધીરે હકાર,
દેશ નૈયા મઝધાર ધીરે ધીરે હકાર
આત્મબળ અમોઘ તારૂ,
પરાક્રમ અપૂર્વ તારૂ,
તમન્નાને જોશ દેરા ઘોષની તુ ધાર,
ચેતન ફુવારા શા રગમા હજાર
જાહેર

દિલનો અમીર,
તુ તો ફરે બની ફકીર,
તુ તો અણુમોઘ જાગીર વીર.
ભારત સુહાગ-બિંદી,
તુ તો અમર હિંદી,
સર્વસ્વ સાગવાની શક્તિ અપાર
જાહેર

ફેડયા તિમિર વૃંદ,
જ્યોતિથી મંદ મંદ,
પુષ્પીત અંકુરીત કીધુ સમગ્ર હિંદ,
ભારતના લાખ, લાખો વદન હજાર
જાહેર

તુ તો યૌવન મૂર્તિ,
તુ તો છે પ્રેમમૂર્તિ,
જાદુભરી આંખે કીધી જગ પ્રેમપૂર્તિ.
તારો તરવરાટ અપાર
ભવ્ય વાણીને વિચાર,
સર્વસ્વ ત્યાગવાની શક્તિ અપાર
જાહેર

શ્રી ગજેન્દ્ર જ પંડયા

# કઠોર

મન્દાક્રાન્તા

આવી ઉષા નવજીવનના ગીત ગાતી પ્રહર્ષે,
દોર્યાં ચિત્રો વિવિધ નવલાં આભમાં દિવ્ય રંગે,
એ અંગેથી નવપરણિતા શા વહે સ્ફુર્તિસ્ત્રોત,
હૈયું એનું થનગન થતું ભાનુઆલિંગના શી.

ત્યાં તો આવે અરિદળસમા અભ્રટોળા ધસંતા,
વાજીંઆજી દિલ ગજવતા ત્રાડ પાડી પ્રચંડ,
વાયુ વાયો જગ ધ્રુજવતો રૌદ્ર વિનાશકારી,
વિશ્વે નમ્યા ધનદળ તણાં રાજ અંધારવેરી

ઉષાગીતો નવજીવનના ત્રાડમાં સૌ વિલાયા,
દોર્યાં ચિત્રો ઘનદળ તણી દોટમાં સૌ ભુંસાયા,
આશાધારી હૃદય અણધાર્યો તુફાને જ તૂટયું.
ઉર્મિઓ જે થનગન થતી તે શમી સૌ નિરાશે.

આવી ભૂંસે યમદુત જગે અભ્ર શા, કૈંક સ્વપ્નો
આશાધારી નવપરણિતાના ઉષા શી કઠોર !

શ્રી ભૂપેન્દ્ર ઠા. વકીલ

★

# અમે શિલ્પી

શિખરિણી

અમે શિલ્પી, શબ્દો થકી મધુર આકાર ઘડશુ
અને આખુ આજે જગ નવિનતાથી સરજશુ
ભલે ધીમે ધીમે પણ અચલ આગે ગતિ કરી,
સદાને મીઠા શા ઉર ધબકના શિલ્પ સરજી
અમે વિશ્વે નાખી અમર કીર્તિને જાળવશું.

અમે ટાંકી શબ્દો, કર મહીં હથોડા ઝડપથી
દઈ ઠોકી, ખાલી શબ્દ થકી શિલ્પો સરજશુ
અને શિલ્પોથી જગતમહીં નાવિન્ય ભરશુ
શ્રી હરીન્દ્ર દવે

# કલા ... ... ... .. આ માસનો હળવો ચિંતન...

રોજ ઉગે છે એવુજ ખુશનુમા ભર્યું પ્રભાત ઉગ્યુ હતુ હજુ સૂર્યનારાયણ પોતાનો રથ જોડવાની તૈયારીમાં જ હતા એ જોતો હુ અગાસીમા ટહેલતો ટહેલતો પ્રભાતની એ ખુશનુમા માણી રહ્યો હતો ત્યાંજ સામેથી શાન્તા બહેનના ઘરમાંથી ઘાટો આવ્યો ' જોયા મોટા કલાકાર ' કલા કલા, કરો છો તે ઘરનો તો જરાક ખ્યાલ રાખો ઘરમાતો કાલા કુસ્તી કરે છે તોય હજુ તમારી કલાની ભલાને છોડતા નથી. '

ખબરદાર મારી કલાનુ નામ લીધુ છે તો, ચા બનાવી દે એટલે થયુ ,રશ્મીનો ઘાટો સભળાયો

'ચાહ શેની બનાવી દઉં, મારા ટાંગાની ઘરમા બે દિવસથી ચા નથી ભેયો પણ દુધ આપવાની ના પાડે છે' શાન્તા બહેન એટલાજ તોરથી બોલ્યાં. અને જોઉ છુ તો રશ્મી હાથમાં ચોપડી લઇને સડસડાટ દાદરો ઉતરી ચાલતો થયો અને તેની પાછળ શાન્તા બહેન ક્યાય સુધી બબડતા રહ્યા આ કલહે મને વિચારમા ગરકાવ કરી મુક્યો શુ સાચી આ જાત છે? રશ્મી જેવા કલાકાર પતિનું એના હૈયે જરાય ગૌરવ છે? આ વિચાર ચક્રમણે મારૂ પ્રભાત બગાડી મુક્યુ.

આખો દિવસ આજ વિચાર મારા મનમાં ઘોળાતો રહ્યો અને સાંજના ફરવા જતા જ્યારે રમુ કાકા મળ્યા ત્યારે મે એમને આ બધી વાત કરી અને કહ્યુ ' જોયું કાકા આઓને છે કલાની કશી કિંમત !'

રમુ કાકા મારી વાત ધ્યાન દઇને સાભળતા હતા તેઓ છેલ્લા શબ્દોથી ચોકી પડતા હોય તેમ બોલ્યા ત્યાજ તારી દ્રષ્ટિ નબળી છે આઓને જેટલી કલાની કિંમત છે એના હજારમાં ભાગનીયે પુરુષોમા નથી, એ વાત લખી રાખજે દુર્ગેશ ' એના જીવનનો સમગ્ર વ્યવહારમા કલા ભરી પડી છે એનુ જીવન કલામા જ ઓતપ્રોત છે, આ તો જીવતી જાગતી કલા છે. અને છતા આપણે એને આમ અવગણીએ છીએ એમાંજ આપણી દ્રષ્ટિમા મોટી ખામી છે '

આ વાત ચાલતી હતી ત્યા જ સામેથી રશ્મિ આવ્યો અને રમુ કાકાએ તેને હાક મારી બોલાવ્યો ' આવ આવ રશ્મી, કેમ છો ? શુ ચાલે છે ? પછી પેલા તારા ચિત્રનુ શુ થયુ ?' વીગેરે એક સામટા પ્રશ્નો રમુ કાકા પૂછી વળ્યા. અને રશ્મિ ધીમેથી આવીને અમારી પાસે બેઠો અને બોલ્યો 'હમણા તો ખાસ કઇ નથી આ થોડા !અને પેલુ ચિત્ર નીલ પંખીનુ એ પહેલે નબરે આવ્યુ છે એ બદલ રૌપ્ય ચદ્રક પણ મળવાનો છે

એ બધુયે સાભળીને રમુ કાકા બોલી ઉઠ્યા ' પણ તમારી કળાનુ ધ્યેય શુ ? '

' ધ્યેય, કળાને ખાતર કળા ' સર્વ શ્રેષ્ઠયુક્ત કળા એ જ મારૂ જીવન ધ્યેય છે

' ત્યાજ તારી ભુલ થાય છે રશ્મિ, દુનિયામાં કોઇપણ વસ્તુ ધ્યેય વગરની નથી, હોવી પણ ન જોઇએ. પછી કળાને ખાતર કળાનો શો અર્થ છે? જે કલા જીવનનો ઉત્કર્ષ ન સાધી શકે, શમષ્ટીના જીવનમા પરિવર્તનનો પ્રાણ ન પૂરી શકે એવી કલાનો શો અર્થ છે? અને ચિત્રકળાનેજ સર્વશ્રેષ્ઠ કળા ગણીને એની પાછળજ એક પાગલ ધુનીની માફક રાચવામા પણ મોટી ભુલ છે સર્વશ્રેષ્ઠ કળા તો જીવનની કળા છે, એ કળા જેને સાધ્ય ન હોય, એ કળા

તરફ જેની લગીરે સાધના ન હોય, એને અન્ય-કળા માટે કશો અધિકાર નથી. આમ તો મારૂં કહેવું એમ નથી, કે આ બધી આપણી, કળા પ્રવૃત્તિ ખોટી છે ને એને છોડી દેવી જોઈએ. એ પણ જીવનનાજ અંગો છે જીવનમાં એને અમુક સ્થાન છે, પરન્તુ એનેજ સર્વોપરી માનીને જીવન પ્રત્યે દુર્લક્ષ સેવવામાં એ કલાની કશી સાર્થકતા નથી એનાથી કશુ ધ્યેય નથી સાધી શકાતું, કે કશોય ઉત્કર્ષ નથી સાધી શકાતો. જો તેમ હોત આપણી પ્રાચીન કળા તરફ મીટ માંડી જો. એમાં કેટલી ઉમદા પ્રગતિ આપણા પ્રાચીનોએ કરી હતી ! એમાં જે સૌંદર્ય, સમાણતા અને કળાનાં જીવન અને સર્વશ્રેષ્ઠ તત્વો આપણને જોવા મળે છે એ આજે સુસાધ્ય છે ખરાં ! અને સુસાધ્ય બને તો પણ એ દ્વારા સમાજને શો અને કેટલો લાભ થવાનો હતો ! હા એમાંથી ક્ષણિક પ્રેરણા અને આહ્લાદ મળશે. પરન્તુ સમગ્ર જીવનને એ નહિ ઘડી શકે સમગ્ર જીવનને ઘડનાર પ્રેરક બળ હોય તો તે જીવનની કલા છે એટલે આ કલાની સાધના સાથે સાથે જીવનની એ કલાની સાધના પણ મુખ્યત્વે કરવીજ જોઈએ નહિ તો માનવ જીવન કૃત્રિમ બની ગુંગળાઈ મરશે ' રમુ કાકા એક સામટું ઘણું સંભળાવી ગયા. રસ્મી ચુપચાપ સાંભળતો હતો, એના હૈયામાં જાણે ઊંડુ મંથન ચાલી રહ્યું હતું, એના મુખ ઉપર કંઈક વિષાદ અને દૃષ્ટિનો નવો સંતોષ તરવરતો હતો.

રમુ કાકાની આ વિચાર ધારાથી સાથે જ હું આશ્ચર્યમાં ડુબી ગયો હતો. રમુ કાકા જુના જમાનાના માણસ હતા એ સાચું, પણ એનાં વિચારો જાણે આરતી કાપના ને તદ્દન ક્રાંતિકારી હતા. એ વિચારે સત્કરના પ્રસંગનો ગુસ્સો મારા હૈયામાંથી ઉતરી ગયો. અને લાગ્યું કે શાતાબ્હેન સાચા હતા ઘર સજાવવું એ જીવનની પ્રથમ કલા રૂપે માનવીની એક અનિવાર્ય ફરજ છે એ ફરજ કલાની ધુન પાછળ રસ્મી ચુક્યો હતો. એટલે જ ઘર રસ્મીને નરકને કલહના રૂપમાં ફેરવાઈ ગયું હતું એમાં સ્વર્ગ ઉતારવું હોય તો પ્રથમ જીવનની કલા શીખવી જોઈએ એ કલાની પ્રથમ આરાધના કરવી જોઈએ અને સાથે સાથે જીવનના એક અંગરૂપ બીજી કલાની આરાધના કરવી જોઈએ. પરન્તુ આ જીવનની કલાને ગૌણ ગણી કે ત્યાગી દઈને બીજી કલામાં મેળવેલી પ્રગતિ એ સાચી પ્રગતિ નથી એવું મને આજે જ ભાન થયું

એ પછી બીજી આડી અવળી વાતો કરી અમે વિખુટા પડ્યા

અને બીજે દિવસે પ્રભાતના ખુશનુમા વાતાવરણમાં જોઉં છું તો સામેની બારીમાં રસ્મી અને શાતાબ્હેન દાતણ કરતા હતા, બંનેના હાસ્યની પ્રફુલ્લતા હતી.

મને રમુ કાકાના કાવ્યના પેલા શબ્દો યાદ આવ્યા 'આ જીવન કલાની પ્રતિભા છે એ દિવસનું પ્રભાત મારે માટે ખરે જ આહ્લાદક બની ગયું મને જીવનની એક નવીન જ દૃષ્ટિ લાધી હતી.

## જીવન વાટ

કેમ કરીને પૂરી થશે, રે માનવ—
તારી વસમી જીવન વાટ ?
પલ પલ ઠોકર વાગે, માનવ
તારી વસમી વાટે,
ડગલે પગલે ગોથા ખાતો,
શાને માનવ ભાગે ?
આખડતો, પડતો કૂટાતો,
ધપે તુ તારી વાટે,
તેમ છતાં પણ નથી વિસામો
તારી જીવન વાટે
કેમ કરીને

વસમી તારી જીવન વાટે,
છે ધખતા અંગારા
વસમી તારી જીવન વાટે,
છાયા ઘોર અંધારા
એવી કપરી જીવન વાટે
માનવ ધપતો જાય !
પડતો, આખડતો કૂટાતો,
માનવ ભાગ્યો જાય !
કોઇનો રોકયો ના રોકાય
કેમ કરીને

સુણી હારમી હાક કાળની,
માનવ થર થર કાંપે,
ઘોર મૃત્યુની છાયા દેખી,
માનવ ભડકી ભાગે !
રે કાયર માનવ ભાગે !
કેમ કરીને

શ્રી નટુભાઈ જાની

## ચાંદલાને

ક્ષીતીજે 'સૂર્ય' સોનાની પ્યાલીમાં ડૂબે,
ગમન મહીંથી લે વિદાય રાત્રિને પટે
કીધુ આગમન એના છડીદાર તારોએ,
ધીમેથી એ ચાંદલો ડોકીયા કરતો આવે.
સહજમાં એ ઇન્દુ ખીલ્યો પૂર્ણ કળાએ,
ને રાત્રિ એની ધોળી મોજડીથી આવે,
રૂપેરી વૃક્ષે રૂપેરી ફળ ભાસે,
બીછાવી સફેદ સાડી સર્વ વિશ્વે
એક પછી એક ઝરૂખો ઝડપે,
અને જ્યોત્સના ઝૂંપડી પર પડે,
પક્ષીઓ છાપાળા માળામાં ડોકીયા કરે
ને ધોળા પીળામય કબૂતર નોરતે પોઢે
વળી સ્થીર માછલુ પાણીના કીરણે,
સફેદ નેતર અને ઝરે વિહરે.

શ્રી કનુ શાહ



## ઠપકો

( જુના શોકગીતના જ ઢાળમાં )

ગોળી ફોડી મારી ગોળી ફોડી
જુઓ જશોદાજી ગોળી ફોડી
હાથે દંડીકો ને લીધી છે મોરલી
લાલા મનસુખાની જુગલ જોડી જુઓ ૧
જાલવા ગઇ ત્યાં કાનુડાને હાથે
હૈયાનો હાર ત્યાં નાખ્યો તોડી જુઓ ૨
હૈયાના હારના મોતી રહી વીણવા,
ગોરસને માખણ ખાધા ઢોળી જુઓ ૩
મોતી વીણુ કે માખણ બચાવુ ?
દસ બાર માકડાની સાથે ટોળી જુઓ ૪
રોજ રોજ માતાજી કાનો રંજાડે,
વારવા જાઉ ત્યાં જાતો દોડી જુઓ ૫

શ્રી ધૈર્યચન્દ્ર ર બુદ્ધ

નારી સમાજના રત્નસમા આઝાદ હિંદના પ્રથમ સ્ત્રી પ્રધાન



સાદાઈ,

શ્રેષ્ઠતા

અને

સર્વોદયની

પ્રતિમૂર્તિ

# શ્રીમતિ રાજકુમારી અમૃતકુંવર

૧૯૪૭ ના ઓગષ્ટની ૧૪ મી મધરાત ભારતીય આકાશમાં દેદીપ્યમાન બનીને ઝગઝગી રહી હતી. બસો વર્ષોની ગુલામીની જંજીરો તુટી પડીને હિંદ આઝાદ બન્યુ હતુ ૧૫ મી ઓગસ્ટનુ ખુશનુમાભર્યું પ્રભાત ઉગ્યુ અને ત્યારે અમને જણાવતા આનંદ હિંદના પ્રધાન મંડળમાં એક નારીને સન્માનીય સ્થાન આપવામાં આવ્યુ છે

કારણ કે આઝાદી ભોગવી રહેલા જગતના દેશોમા ભાગ્યેજ બે ચાર દેશો છે જેમણે રાજ્ય ધુરા વહતા પોતાના પ્રધાન મડળમા સ્ત્રીને સ્થાન આપ્યુ છે

એ સન્માનનીય સ્ત્રી હતા શ્રીમતી રાજકુમારી અમૃતકુવર આઝાદ હિંદના પ્રધાન મડળમા એમને મળેલુ સ્થાન માત્ર હિંદના જ નહિ જગતના નારી સમાજ માટે એક મહા ગૌરવનો વિષય હતો.

*

રાજકુમારી અમૃતકુવર કપુરથલાના રાજ્ય કરતા મસિહના એકના એક પુત્રી છે એમનો જન્મ ઇ સ ૧૮૮૭ ના ફેબ્રુઆરી માસની ૨ જી તારીખે થયો હતો તેમનુ બાળપણુ ભારે સુખચેન અને લાડમા વિત્યુ હતુ તેમણે ડૉ. સર્ટશાયર અને લડનમા રહી અભ્યાસ કર્યો ત્યારથી જ તેમનામા કચડાતા સ્ત્રી સમાજ પ્રત્યેની ભાવના જાગ્રત થઇ ચુકી હતી.

હિંદમા આવીને તેમણે મહિલા પ્રવૃતિમા ઝુકાવ્યુ અને એ ક્ષેત્રમા ઘુમીને યથાશક્તિ સતત કામ કરવા માડયુ અખીલ હિંદ મહિલા પરિષદ, હિન્દી મહિલા રાષ્ટ્રીય સમિતિ વગેરે સસ્થાઓના વિકાસમા તેમણે સક્રિય ફાળો આપ્યો એટલુ જ નહિ આ સસ્થાઓમાં અધ્યક્ષપદે રહીને તેમણે આ સસ્થાઓને સફળ દોરવણી આપી સ્ત્રી સમાજમા જાગૃતિ અને પ્રગતિનું આદોલન અને ભાવના પ્રગટાવી

ઇ સ ૧૯૩૩મા હિદી મહિલાઓની રાષ્ટ્રીય સમિતિ તથા મહિલાઓના હિદી સઘ વતી લડનમાં ૧૯૩૫ ના હિદી શાસનધારાની ભૂમિકા તૈયાર કરનારી જોઇન્ટ સીલેક્ટ સમિતિ સમક્ષ તેમણે જુબાની આપી હતી.

૧૯૩૮મા અખિલ ભારતીય મહિલા પરિષદના પ્રમુખસ્થાનેથી તેમણે મહિલા પરિષદમા રાજકરણને મહત્વનુ સ્થાન આપવાની ઘોષણા કરી. આ પહેલા આજ સુધી આ સસ્થાએ સામાજીક પ્રશ્નો પુરતુજ પોતાનુ ક્ષેત્ર મર્યાદિત રાખ્યુ હતુ ને રાજકારણથી એ સસ્થા ઠીકઠીક દૂર હતી એટલુ જ નહિ આ કારણે એ સસ્થા માત્ર ઉપલા થરની સ્ત્રીઓની રાણી-મહારાણીઓની અને સરકારી ઉચ્ચ અધિકારીઓની પત્નિઓનીજ માત્ર સસ્થા બની રહી હતી. પરતુ આ ઘોષણા પછી સામાન્ય અને આમવર્ગની સ્ત્રીઓ માટે સસ્થાના દ્વાર ખુલ્યા અને કાર્યકર્તાઓની દૃષ્ટિ સામાન્ય અને આમવર્ગ તરફ મડાઈ

આમ રાજકુમારી અમૃતકુવરે અનેકવિધ રીતે હિંદના મહિલા સમાજની વર્ષો સુધી સતત સેવા કરી આજે પણ તેઓ મહિલા સમાજને ચરણે પોતાની સેવાઓ પોતાના દફતરનો બોજો સભાળતા છતા આપી રહ્યા છે

મહિલા સમાજની આ સેવાઓ ઉપરાત મહાત્માજીના સમાગમમા આવ્યા પછી તેમણે છેલ્લા કેટલાક વર્ષો સુધી મહાત્માજીના મત્રીનુ કામ કર્યું હતુ ને એ રીતે ગાંધીજીના સતત સાનિધ્યથી તેઓ સેવાકાર્ય અને દેશ ભક્તિના પુરા રગે રગાયા એટલુ જ નહિ તેમના જીવનમા સપૂર્ણ સાદાઇ તેમણે અપનાવી ને દેશ સેવા કરતા કરતાં ૧૯૪૨ ની લોક ક્રાન્તિમા તેમણે કારાવાસ પણ સેવ્યો.

અને આજે પણ ૬૨ વર્ષની ઉમરે હિદ સરકારમા આરોગ્ય પ્રધાનનો મહત્વનો હોદ્દો સફળત્તમ રીતે સભાળવા ઉપરાત તેઓ અનેક સસ્થાઓ સાથે સકળાયેલા છે અખિલ હિદ ચરખા સઘના તેઓ આજીવન સભાસદ છે હિદુસ્તાની તાલીમી

[ અનુસધાન જુઓ પાન ૧૩૪ ]

## આચાર્ય વિનોબાજીના

# વિ ચા ર...ર ત્નો



કમળ એટલે અલિપ્ત પવિત્રતા.

*

આખો દિવસ કામ કરનારને રાત્રી જરૂરી અને સુખમયી લાગે છે તેવીજ રીતે જીવનભર મહેનત કરનારને છેલ્લી નીંદ્રા જરૂરી અને આનંદદાયી લાગે છે

*

આત્મદર્શન વિના આનંદ મળતો નથી. માતા પુત્રને જોઈને આનંદ પામે છે કારણ તેમા તેને પોતાનો આત્મા સ્પષ્ટ પણે દેખાય છે

*

સૂર્યનારાયણ સત્યનારાયણનીજ મૂર્તિ છે સૂર્યોપાસના સત્યદર્શનો માટે જ છે

*

પ્રાપ્તી કરતાં પ્રયત્નો આનંદ વધુ હોય છે

*

ઇતિહાસનુ અધ્યયન એટલે આપણા પૂર્વજોનુ નીરીક્ષણ

*

દેવ, અને મુક્તિ ન જોઈએ ભક્તિ જોઈએ, સિદ્ધી નહિ, સમાધિ નહીં પણ સેવા જોઈએ

*

સંતોનાં ચરિત્રનુ નહિ પણ ચારિત્ર્યનુ અનુકરણ કરવુ જોઈએ.

*

ભગવાનને પ્રસન્ન કરવાનાં સાધન બે જ છે (૧) પ્રયત્ન અને (૨) પ્રાર્થના.

*

રાવણ-રજોગુણ. કુંભકર્ણ-તમોગુણ અને બિભિષણ-સત્વગુણ છે

બુદ્ધિનો સદ્ઉપયોગ-સત્વગુણ, બુદ્ધિનો દુરુપયોગ-રજોગુણ બુદ્ધિનો અનુપયોગ-તમોગુણ

બુદ્ધિનો અને ભાવનાનો સમન્વય એટલે વિવેક

*

મારા ધર્મમાં ઉપાસના ઐચ્છિક પણ જરૂરી છે

*

વેદમાં 'સહસે' ધાતુના બે અર્થ છે (૧) સહન કરવુ અને (૨) જીતવુ જે સહન કરે છે તે જ જીતે છે

*

સંન્યાસ અને યોગ દામાભિની જ્વાળા છે

*

જે ગુરુ છે તે શિષ્ય છે જે શિષ્ય નથી તે ગુરુ નથી

*

ભવભૂતિ કહે છે, "પુષ્પોનું સ્થાન પગ તળે નહિ પણ માથા પર છે"

આપણા મસ્તક પર પુષ્પોનુ સ્થાન નહિ પરંતુ તેનુ સ્થાન તો વૃક્ષદેવતાના મસ્તક પર.

*

'રાધા' એટલે નિષ્કામ આરાધના.

*

જ્યા પવિત્રતા ત્યા જ સૌંદર્ય જ્યા સૌંદર્ય ત્યાજ કાવ્ય.

*

મહાન શત્રુઓ—આળસ, અજ્ઞાન અને અહંકાર.

( મરાઠી પરથી )

—શ્રી નવિન છો પંડ્યા

**બૌદ્ધ યુગમા સ્ત્રીઓને ઊંચી પદવી મળી પરંતુ બૌદ્ધ ધર્મને પછાડી ફરી ધર્મે સ્ત્રીઓને અંધકારની કાળ ખાઇમા ધકેલી દીધી. એ કાળની ધબકાર અહીં આલેખન પામે છે.**

---

જેને આપણે મધ્યકાળ કહીએ છીએ તે યુગ—એટલે લગભગ આઠમી સદીથી તેરમી સદી સુધીનો કાળ—તેણે હિંદમા બે મોટી ક્રાંતિઓ જોઇ એક તો બૌદ્ધધર્મનો અસ્ત અને બીજી ઇસ્લામનુ આક્રમણ આ સમયને કેટલાક વિદ્વાનો આપણા દેશનો અંધકાર યુગ લેખે છે મુસલમાનોના ઉપરા ઉપરી આક્રમણથી સર્વત્ર અવ્યવસ્થા તો ખૂબ હતી, એમા શક નથી. પહેલા થઇ ગયેલા ગ્રીક, શક, હુણ વગેર જાતિઓના આક્રમણો એટલા વ્યાપક કે લાબા કાળ સુધી પહોચેલા ન્હોતા

આપણે તો એ સમયની સ્ત્રીઓનો વિચાર કરવાનો છે રાજકીય કે ધાર્મિક ક્રાંતિઓનો નહિ પણ દુર્ભાગ્યે એ સમયની સમાજ વ્યવસ્થા વિષે માહિતી બહુ થોડી મળે છે એ સમયનુ સાહિત્ય તો ઘણુ યે છે પણ સરસ્વતીદેવી રાજશ્રીને આશ્રયે રહેતી હોવાથી કવિઓ અને લેખકો રાજાઓના ગુણગાન ગાવામા અને એમના વિજય પ્રસ્થાનોના વર્ણન કરવામા પોતાની વિદ્યાનો બહુધા ઉપયોગ કરતા જનતા એ સમાજનુ મુખ્ય અંગ છે, એવી ભાવના ઉત્પન્ન થઇ ન્હોતી

મધ્ય યુગની પહેલા થઇ ગયેલા બૌદ્ધ યુગમા જેવી સ્ત્રી જાતિની વિશિષ્ટ પદવી હતી તેવી બીજા કોઇ યુગમા થઇ ન્હોતી બુદ્ધ ભગવાને સ્ત્રી પુરૂષના ભેદ પાડયા નહોતા અને સ્ત્રીઓને ઉપદેશ ગ્રહણ માટે તેમજ ધર્મપ્રચાર માટે પુરૂષ। જેવીજ લાયક ગણી હતી.

પણ શ્રીમાન શંકરાચાર્યે બૌદ્ધધર્મ વિરૂદ્ધ જે પ્રચંડ ચળવળ ચલાવી તેથી બ્રાહ્મણ ધર્મનો ફરી ઉદય થયો આની આડકતરી અસર એ થઇ કે થોડા કાળ સારૂ સ્ત્રીને જે ઉંચી પદવી મળી હતી તે પાછી નીચે ગઇ બૌદ્ધ ધર્મમા પિંડ આપનાર પુત્રની આવશ્યકતા માનવામા આવી ન્હોતી માણસ પોતાના સુકર્મથીજ 'નિર્વાણ' મેળવી શકે છે એવો એ ધર્મનો ખાસ ઉપદેશ હતો આને લઇ પુત્ર પુત્રીના જન્મમા ફરક મનાતો ઘટી ગયો હતો પણ સ્મૃતિઓ અને ધર્મશાસ્ત્રોમા પાછી શ્રદ્ધા આવવા માંડી એટલે પુત્રીનુ મુલ્ય ઓછુ થઇ ગયુ

શંકરાચાર્ય અને મંડન મિશ્રના વિવાદ વખતે મંડન મિશ્રના પત્ની સરસ્વતીએ મધ્યસ્થપણુ સ્વીકાર્યું અને પતિને એ મહાન વેદાંતીએ હરાવ્યા પછી પોતે પણ અર્ધાંગના તરીકે વિવાદ કરવાનો હક્ક માગી લઇ દિવસો સુધી વિદ્વતાભરી ચર્ચા કરી હતી આવી વિદુષી સ્ત્રી માટે આપણે જરૂર અભિમાન ધરાવીએ પણ એ તો એક અપવાદ રૂપ વ્યક્તિ હતી દેશમા ઠેર ઠેર એવી વિદુષીઓ ઉભરાઇ જતી હતી એમ માનવાને કશુ સાધન નથી શ્રીમાનો અને રાજાઓ પોતાની પુત્રીઓ માટે પગારદાર વિદ્વાનો રાખી એમને અનેક વિદ્યા પારંગત કરવા યત્ન કરતા પણ સામાન્ય વર્ગની સ્ત્રીઓ શિક્ષણ વ્યવસ્થાને અભાવે આજે છે તેવીજ નિરક્ષર કે છેક અસાધારણ જ્ઞાન ધરાવનારી હતી

ઉદય પામેલા સનાતન – બ્રાહ્મણ ગોદમા સુતેલા સ્ત્રી જીવનનો

# મધ્ય યુગની સ્ત્રીઓ



——————શ્રી સરોજીની મહેતા

બૌદ્ધ ધર્મે બધીજ બાબતમા હિંદુધર્મ શાસ્ત્રોની અવગણના કરવાનો ઉપદેશ આપવાથી કન્યાઓમા મોટી વયના લગ્ન એ કાળમા શરૂ થયાં હતા વળી વિધવાને અપશુકનિયાળ માનવાનુ બંધ થયુ હતુ અને વારસા હક્ક પણ મળ્યો હતો. એ હક્ક આપવાથી બૌદ્ધ ધર્મ ઉપર કે દેશ ઉપર આકાશ તુટી પડયુ નહોતુ, એ આપણા સનાતનીઓએ ખાસ યાદ રાખવાનુ છે મધ્યયુગમા બૌદ્ધધર્મ અહિંસા અને સત્યનો સાચો પ્રચારક મટી કર્મકાંડી સપ્રદાય બની ગયો એટલે એના નિકૃષ્ટ સડાઓ ઘુસાઇ ગયા. સામાજીક બાબતોમા પીછે હઠ થવા માંડી. અને સ્ત્રીઓની અધોગતિ શરૂ થઇ.

મધ્યકાળની લગ્ન વ્યવસ્થા વિષે વાત કરતા સામાન્ય રીતે એમ કહેવાય છે કે એ જમાનામાં કન્યાઓના સ્વયવર થતા. આ માત્ર એક ઉપલકિયા દૃષ્ટિએ જોતા સાચુ છે સ્વયવરની પદ્ધતિ માત્ર રાજાઓમાજ હતી અને દરેક રાજાની દરેક કન્યા એજ પદ્ધતિએ પરણે એવુ પણ ન હોતુ સ્વયવર માટે સખ્યાબધ રાજાઓને આમત્રી તેમનો એમના સેંકડો પરિજનો સાથે સત્કાર કરવાની જે રાજાની શક્તિ હોય, તેમજ નાપસદ થયેલા રાજાઓમાંથી કોઇ વેરવાળવા દેશ પર હુમલો કરે તેનો સામનો કરવાની પણ શક્તિ હોય તેજ સ્વયવરનો સમારભ કરી પોતાના અઠ બાતને પોતી શકે એ સ્વયવરમા કન્યાને પસદગીની પૂરી છુટ રહેતી હમે એમ લાગે છે સીતા કે દ્રૌપદીની માફક સ્વયવરને નામે કન્યાને રાજકુમારોના શારીરિક બળના ખેલનુ પ્યાદુ બનાવવામા આવી હોય એવો કોઇ દાખલો નથી.

આ પદ્ધતિમા આગળ તરી આવતો સ યુક્તા ( અથવા સ યોગિતા ) નો સ્વયવર છે પિતાની મરજી ઉપરાત બલ્કે પિતાની સામે બળવો કરી એણે પૃથ્વીરાજને પસદ કર્યો હાજર નહોતો છતા એના પુતળાને વરમાળા પહેરાવી. એજ વખતે સ તાઇ રહેલા પૃથ્વીરાજે એનુ હરણ કર્યુ તે ઉપરથી લાગે છે કે બને વચ્ચે ગુપ્ત સદેશા ચાલ્યા હશે અને બધી ગોઠવણ પહેલેથી કરી રાખી હશે વીસમી સદી જેવુ બારમી સદીમા પણ બન્યુ હતુ વળી સ યુક્તાએ પોતાના બાપની માસીના છોકરાને—ઠેઠ નજીક સગપણના યુવાનને પસદ કર્યો હતો તે નોધવા જેવુ છે

સામાન્ય પ્રજા વર્ગમા આજની પેઠે મા બાપજ સ તાનોના લગ્ન ગોઠવતા હતા ૧૧મા સૈકામા લખાયેલા 'કથા સરિત્સાગરની વાર્તાઓમા પુરુષો સ્વેચ્છાથી અને પરજ્ઞાતિની કન્યા સાથે પણ પરણ્યાના દષ્ટાંતો નજરે પડે છે પણ એ બધુ રાજાઓ અને શ્રીમતોના સ બધમા હતુ એમ તો ચિતોડના સીસોદિયા વ શના સ્થાપક બાપ્પા રાવળ છેક આઠમા સૈકામા ઇરાન કન્દહાર, ઇરાન, ઇરાક, કાફરીસ્તાન જ્યા જ્યા વિજય કરી આવ્યા ત્યાની મુસલમાન કન્યાઓને પરણ્યા હતા એમ તે વખતના ગ્ર થકારોએ નોધ્યુ છે પણ એથી મુસલમાનો સાથે લગ્ન વ્યવહાર મધ્યયુગમા સાધારણ હતો એમ કહી શકાય નહી.

રાજાઓમા અનેક પત્નીની પ્રથા તો ખૂબજ ચાલુ હતી એમા કશો શક નથી જેમ જનાનો મોટો તેમ રાજાની પ્રતિષ્ઠા વધારે. સ્ત્રીઓ એને ચાલતો આવેલો રિવાજ માની એ સાંખે કશો વિરોધ ઉઠાવતી નહોતી પણ તેથી એ જમાનામા શોકયો એક બીજાને બહેનો ગણી મીઠો સ બધ રાખતી એવુ કશુ નહોતુ માનીતી અણમાનીતી રાણીઓના એક બીજી તરફના પ્રપચો લોક વાર્તાઓમા પ્રાધાન્ય ભોગવે છે તે કાઇ કલ્પના નથી સાધારણ જનતામા બહુ-પત્નીની મનાઇ હોવા છતા આર્થિક કારણોને લઇ લોકો એકજ સ્ત્રી ઘણે ભાગે પરણતા

મધ્ય યુગના સમાજમા એક વિશિષ્ટ સ્થાન ભોગનાર સ્ત્રી તે ગણિકા હતી એ એક માન્ય થયેલી સ સ્થા હતી રાજખટપટમા અને બીજા વ્યવહારોના ગણિકા અગત્યનો ભાગ ભજવતી ' સમય માતૃકા " નામનો મધ્ય કાલિન ગ્ર થ એ ' To Beg I Am Asuamed ' એ ચોપડી જેવી એક વેશ્યાની આત્મકથા છે એ પોતે ગણિકા, શ્રીમતની રખાત, રસ્તે ભટકતી ગરીબ વેશ્યા, પ્રેમીઓના સદેશા લઇ જનારી, ઢોગી સાધ્વી, યુવાનો અને યુવતીઓને ફસાવનારી, જાત્રાને નામે પોતાનુ કાર્ય સાધવા કરનારી એવા અનેક અનુભવો લઇ ચુકી હતી આત્મકથા મા તેણે એ બધાનુ સચોટ વર્ણન કર્યુ છે કાસ્મીર રાજાના મ ત્રી દામોદર ગુપ્તનો લખેલ 'કુટ્ટિની મતમ્'નામના કાવ્યમાં વેશ્યા-ગૃહ રાખી શ્રીમતોને યુવતીઓ પુરી પાડનારી કુટણીના અભિપ્રાયોનો સગ્રહ છે પુસ્તકની કવિતા બહુ ઉચા પ્રકારની છે પણ એવા ગ્ર થો સમાજમા સ્ત્રીની પદવી કેવી હલકી હતી તે બતાવે છે જગદેવ પરમારની બહાદુર સ્ત્રી વીરમતિને ફસાવવાનો પ્રયત્ન કરનાર જામોતી ગણિકાએ આજના ગુડાઓ જેવી યુક્તિ વાપરી હતી અણહીલવાડ પાટણમાં સિદ્ધરાજ જયસિહના સમયમા પાચસો ગણિકાઓ વસતી હતી એમ દતકથા કહે છે આ અતિશયોક્તિ હોય તો પણ એ જાતિની વસ્તી સારી સખ્યામાં હશે એમ માની શકાય.

—અપુર્ણ

( ઓલ ઇન્ડીયા રેડીઓ મુબઇથી તા ૧૬-૫-૪૯ ના રોજ આપેલ પ્રવચન પ્રસ્થાનમાથી )

# બાપનું બારમું

જુની અને નવી પેઢીના વિચાર અને વર્તન ઉપર કટાક્ષ કરતી આજની એક સફળ નાટીકા

શ્રી યોગીન્દ્ર જ ત્રિપાઠી

સ્થળ : મોહનપુર ગામની મધ્યમાં આવેલ ગોકળદાસ પટેલનુ ઘર
સમય : ઉનાળાની સાંજના છનો સુમાર

પાત્રો

| | |
|---|---|
| બાઈ જમના | ગોકળદાસ પટેલની વિધવા સ્ત્રી |
| અણુ | : ગોકળદાસ પટેલનો પુત્ર |
| વાઘજીભાઈ | : ગોકળદાસ પટેલનો પિત્રાઈ ભાઈ |
| જમનાદાસ શેઠ | : ગામનો આગેવાન વણિક અને ગામની પ્રધાન વ્યક્તિઓમાંની એક વ્યક્તિ |
| વિનુભાઈ | મોહનપુરનો યુવાન લોકસેવક અને અણુનો મિત્ર |

ગતાંકથી ચાલુ

[ આ પ્રસંગને બે ત્રણ દિવસો વીત્યા પછી એક દિવસ દુરકાળ રાહત માટે ખાદવા તળાવના ખોદકામ ઉપર વિનુભાઈ નજર રાખી રહ્યા છે અને અણુ ફરતો ફરતો ત્યાં આવે છે ]

વિનુભાઈ  કેમ અણુ ? પછી શો નિશ્ચય કર્યો ?

અણુ  મારો નિશ્ચય તો એક જ છે કે બારમા નિમિત્તે જમણ કરવુ નથી પણ

વિનુભાઈ  પણ, મારૂ કઈ ચાલતુ નથી એમ જ ને ?

અણુ  એ તો તને જે લાગે તે ખરૂ, પણ

વિનુભાઈ  વળી પાછુ તારૂ પણ આવ્યુ ? નિશ્ચયનુ બળ જેનામા નથી હોતુ તેને જ પણ, પરતુ કહેવુ પડે છે બીજાને નહી તુ જો તારા નિશ્ચયમા મક્કમ રહીશ તો સમાજમા તો શુ પણ જગતમા કોઈ એવી શક્તિ નથી તને ડોલાવી શકે તુ તારી બાને કહી દે કે દેવુ કરીને, બાપની મિલ્કત ગુમાવીને અને સરકારનો પ્રતિબંધ તોડીને હુ હરગીજ બારમાનુ જમણ નહી કરૂ

અણુ  ભાઈ, હુ બધુ સમજુ છુ પણ મારા પિતાના મરણના તાજા ઘાથી વીંધાયેલા મારી માતાના હૃદયને મારા આવા હઠાગ્રહથી વધુ દુ ખ આપવાને મારૂ હૃદય કબુલ કરતુ નથી આમ છતા મારાથી બનતુ બધુ હુ કરીશ. મુશ્કેલી એ છે કે મને ટેકો આપનાર કોઈ જ નથી

વિનુ  ભાઈ, હિમ્મતે મર્દા તો મદદે ખુદા હિમ્મત ન હારીશ.

અણુ  વાઘજીકાકા અને શેઠ કાકા બન્ને અમારા ઘરની પ્રતિષ્ઠાની વાતો કરીને મારી બાને ઉંધે રસ્તે દોરી રહ્યા છે છતા જોઉ છુ કે શુ થાય છે અને શુ કરી શકાય એમ છે ખાનદાનીનો અને ખોટી પ્રતિષ્ઠાનો હાઉ જ્યા સુધી આપણા સમાજને વળગેલો છે ત્યા સુધી આપણા સમાજનો ઉદ્ધાર કોઈ પણ રીતે શક્ય નથી. હુ તો પ્રભુને પ્રાર્થના કરૂ છુ કે હે પ્રભુ ! તુ અમને અસતમાંથી સતમા લઈ જા, અંધારા

અંધકારમાંથી પ્રકાશનો માર્ગ બોધતી આ અંકની એક ભાવકથા



# પ્રથમ કિરણ

લેખક શ્રી લક્ષ્મીકાન્ત વ્યાસ
બી. એ.

અંધારી રાતે એકાએક અવાજ આવ્યો 'શું મને માર્ગ નહિ સુઝે ?'

નીર્જન જગતમા એક ગુંજારવ થયો અને ક્ષણવારમા થમી ગયો જેમ સમુદ્રના અગાધ જલરાશીમા કોઈ વસ્તુ પડે અને એના તરંગો જોત જોતામા એ વસ્તુને પોતાનામા લુપ્ત કરી દે એમ ભૂખ્યા પડેલા એ પ્રવાસીનો અવાજ ભયંકર સન્નાટામા ડુબી ગયો અને ઊંડા મૌનની શાન્તિ એ નિર્જન જગતમા પૂર્વવત્ લહેરાઈ રહી ।

રાત્રી ટમ ટમતી હતી ને આકાશમા ચોમેર તારલાઓ આછુ ચમકી રહ્યા હતા પરંતુ તેના ઝાંખા પ્રકાશને ભૂમિનો અંધકાર ઘડીભરમા પરાસ્ત કરી પાછો આકાશ ભણી ધકેલી રહ્યો હતો ઊંઘતા માનવીઓના સ્વપ્ના કાલ્પનીક પ્રભાથી ઝગમગી રહ્યા હતા પરંતુ તેમની ચારેકોર વિશ્વવ્યાપી અંધકાર છવાઇ ગયો. હતો આ અંધકારની સાથે નિઃશબ્દતાએ મળીને ભયંકરતા વધારી હતી. વળી થોડે દુરથી ફરી એ અવાજનો પડઘો પડયો 'શું મને માર્ગ નહિ મળે ?'

પરંતુ આ વખતે આ પોકાર જગતની નિઃશબ્દ સીમાઓ સાથે અથડાઇને પોતાની સાથે જવાબ લાવ્યા 'તું કોણ છે ?'

"એક રાહ ચુકેલો મુસાફર"

'ક્યા જવાની સેવના છે ?'

'પ્રકાશ પુરીમાં'

ફરી જગતમા એકાર નિઃશબ્દતા છવાઇ ગઈ અંધકાર વધુ ગાઢ બની ગયો આ સવાલ-જવાબનો ગુંજારવ ધીરે ધીરે પેલા રાત્રિના સન્નાટામા અલોપ થઇ ગયો

પરંતુ એટલામા ફરી એક ધેરો અવાજ આવ્યો. 'પ્રવાસી, ભુલાયેલો રાહ સહેલાઇથી પાછો નથી જડતો. એને માટે બલીદાનની આવશ્યકતા છે

'હુ તેને માટે તૈયાર છુ,' પ્રવાસીએ જવાબ વાળ્યો.

'શાનુ બલીદાન આપીશ'

'જીંદગીનુ'

'પરંતુ દેવતાને એ સ્વીકાર્ય નથી'

'તો પછી હુ શાનુ સમર્પણ કરૂં ! સ્વરમાં નમ્રતા હતી આજીજી હતી

'દેવતા માનવીની જીંદગી માગતા નથી, તે તો જીવનના ભોગો, લાલસાઓ અને વિષય વાસનાના ત્યાગનુ બલિદાન માગે છે બોલ તૈયાર છે ?'

પ્રવાસીએ અંધકારમા એક વૃક્ષનો ટેકો લઇને નમ્ર સ્વરે ઉત્તર વાળ્યો 'તૈયાર છુ'

'બરાબર સમજીને જવાબ દે' ધેરો અવાજ બોલી ઉઠ્યો.

'જે વિચારવાનું હતું તે વિચારી ચુક્યો છું. હવે રાહ બતાવો,"

એવામાં જ મધ ઝળાહળ થઈ ગયું જાણે પ્રભુએ પ્રકાશનો ધોધ છોડી મુક્યો ન હોય, પ્રવાસીના રોમેરોમમાં આનંદની લહેરો નાચી ઉઠી, એના હૈયાનો આવેગ વધી ગયો. તેણે બને હાથ જોડી દેવતાને પ્રણામ કર્યા અને શ્રદ્ધાપૂર્વક તેમના ચરણમાં નમી પડયો.

દેવતાએ તેને આશીર્વાદ આપ્યા અને કહ્યું 'પ્રવાસી તારા આત્મ સમર્પણના બદલામાં હું તને એક ભાવ સિધ્ધિ આપું છું, જે મને તારી વાસ્તવિક સ્થિતિનો અનુભવ કરાવશે. બાહ્ય પદાર્થોમાં ભટકતી વૃતિને કાબુમાં રાખી આંતર નીરીક્ષણની શક્તિ અને પ્રેરણા આપશે, સ્વાર્થ વિરુદ્ધ કર્તવ્ય અને જુઠ્ઠા મતલબી પ્રેમ વિરુદ્ધ પવિત્ર આત્મસતાને સમજવામાં સહાયતા કરશે આ ભાવ સિદ્ધિ તારા રુધિરને ગતિ, ગતિને ધૈર્ય અને ધૈર્યને સાહસ શીખવાડશે આ ભાવ સિદ્ધિથી તારા થર થર કાંપતા પગને સ્થિર બનાવી અને સરી જતાં સાહસમાં પ્રસ્થાનની તીવ્ર ગતિ સર્જશે આ એક મદિરા છે એવી કે જેનાથી સંસારના તમામ દુઃખ માત્રનું વિસ્મરણ થાય છે અને તેને સ્થાને આનંદનો અપૂર્વ અનુભવ થાય છે "

પ્રવાસીના હતપ્રાણ દેહમાં અભિનવ પ્રાણનો સંસાર થયો આ સ્વર્ગીય પુરસ્કારને કૃતજ્ઞતાપૂર્વક સ્વીકારી તેણે દેવતાને પૂછયું, 'ભગવાન, મારો રાહ કઈ તરફ છે"

દેવતાએ પોતાની શ્યામ વાદળી-લાંબી આંગળીથી પાછળ માર્ગ ચિંધ્યો અને તે લોપ થાઈ ગયા ફરી ચોમેર અંધકારનું સામ્રાજ્ય છવાઈ ગયુ.

દેવતાએ ચીંધેલા માર્ગે પ્રવાસીએ મુખ ફેરવ્યુ અને તેમણે અર્પેલા પવિત્ર ભાવને છાતીએ લગાડી તેણે પ્રસ્થાન આદર્યું પવનના પક્ષીઓ પોતાના હૃદયના સ્મિત સાથે કલરવ કરી ઉઠયા પ્રકૃતિ જાણે જાગી ઉઠી. અને આ શુ ! પ્રવાસી પર બહ્માનંદની મસ્તી દબાઈ ગઈ જાણે એ કોઈ સ્વર્ગની દુનિયામાં વિહરતો હતો થોડીવારે પૂર્વાકાશમાં રંગીન પ્રભાતની માર્દવભારી રેખાઓ પ્રગટી ઉઠી ને ભગવાન ભાસ્કરે પોતાનુ સુવર્ણમયી શીર ઉંચુ કર્યું અને પોતાનું પ્રથમ કિરણ પ્રવાસીના મુખ મંડળ પર ફેંક્યુ

પ્રવાસીનું હૃદય પ્રકાશ પૂંજથી ખીલી ઉઠયુ

અને તેણે પોતાના પ્રસ્થાન માર્ગ આગળ ગતિ કરી *

* સુદર્શનની હિંદી વાર્તા પરથી રૂપાંતર

## શ્રીમતિ રાજકુમારી અમૃતકુંવર

— પાન ૧૨૬ નું ચાલુ —

બોર્ડના સભ્ય છે ને મહિલા મંડળના પ્રમુખ ઉપરાંત અખિલ ભારતીય મહિલા મંડળ સંઘ, વિ અનેક સંસ્થાઓના સભ્ય છે

તાજેતરમાં તેઓ યુનોની વિશ્વ સ્વાસ્થ્ય સભાની રોમ ખાતે મળેલી બીજી બેઠકમાં હિંદના પ્રતિનિધિ તરીકે ગયા હતા અને ત્યાં આ સભા સમક્ષ તેમણે સમગ્ર એશિયાના સ્વાસ્થ્ય અંગે આ સભાને મહત્વનુ માર્ગદર્શન આપી એ દિશામાં હિંદનુ મસ્તક ઉન્નત રાખ્યુ હતુ

આમ શ્રી રાજકુમારી અમૃતકુંવરે હિંદનું અને હિંદના નારી સમાજનું ગૌરવ સર્જ્યું છે.



# પૂર્ણા

લેખક શ્રી હર્ષદ ત્રીવેદી

આ અંકની ટુંકીવાર્તા

રાત્રી ધીમે ધીમે વધતી જતી હતી. તમરાએ પોતાનું એકધારું સંગીત શરૂ કરી દીધું હતુ અંધકારનું રાજ્ય સઘળે ફેલાઇ ગયુ હતુ રાત્રીએ સહુને પોતાના ખોળામાં સમાવી દીધા હતા અને નીંદરે સઘળા માનવીઓ પર આધિપત્ય જમાવી દીધુ હતુ. ભાગ્યેજ, કોઇ તેના પંજામાથી મુકત રહ્યું હશે. ચાંદની પુર્ણ કળાએ ખીલી હતી. ને તેના કિરણો પૃથ્વીપટ પર પથરાઈ ગયા હતા, જાણે પૃથ્વીએ રૂપેરી ચાદર ઓઢી હોય, એમ લાગતુ હતુ

ટન— ... ..રાતના એકના ટકોરાએ રાત્રીના શાંત વાતાવરણને ધ્રુજાવી મૂકવા યત્ન કર્યો, પણ રાત્રીએ તેને પણ ક્ષણ પછી પોતામાં સમાવી દીધો.

પૂર્ણા પોતાના શયનખંડમાં પથારીમાં સુતી સુતી ડુસકાં લઈ રહી હતી. શીયાળાની રાત્રીએ પણ તેને પસીનો વાળ્યો હતો. તેની મૂંઝવણનો પાર નહોતો તેના ગંભીર મુખ પર ઘડીએ ઘડીએ નેત્રમાંથી નીકળતા ઝાકળશા બિંદુઓ રેલાઇ રહ્યા હતા, જ્યારે દુનીયા આખી શાંતીમય નિદ્રામાં પોઢી ગઇ હતી, ત્યારે પૂર્ણા અશાંત ચિત્તે પોતાના ચિત્તને વધુને વધુ અકળાવી રહી હતી તેને કશી સુઝ પડતી નહોતી

પૂર્ણાના રૂદનનો અવાજ સાંભળી તેના પિતા મનમોહન ગુસ્સે થઇ ગયા, પણ કોપને પાછો સમાવી દઇ બોલ્યા, " પૂર્ણા, બેટા શા માટે રડે છે ? "

" તમે તમારે શાંતીથી ઉંઘી જાવ. તમારા બાળકોના દીલને વીંધી, તેના પર તમારૂં સામ્રાજ્ય જમાવો અને તેના મદમાં તમે શાંતીથી ઉંઘ લ્યો. તમને મારી પડી હોત તો આજે હું આટલુ રડત નહિ ' તેના પિતા પણ પુત્રીના આવા બેદરકાર જવાબને સાંભળી પાછા શમી ગયા પ . ણ પૂર્ણા શમી નહિ.

× × ×

લીંબડીધર ગામનો એક આગેવાન અને આગળ પડતો કાર્યકર્તા હતો. તેના વિચારો જમાનાને અનુસરતા હતા, એટલે કે તે નવા વિચારનો ને બાહોશ હતો. પોતાની ફરજને તે બરાબર ઓળખતો તે કામ કરવા બેસતો ત્યારે ખાવાપીવાનું પણ ભુલી જતો રાજકારણની બાબતમા પડવાથી તેણે મેટ્રીક સુધી ભણી અભ્યાસ પડતો મુકયો હતો. પણ જ્યારે તે ભણતો હતો ત્યારે તેના વાક્ચાતુર્યથી તેના અભ્યાસથી અને બુદ્ધિમત્તાથી તેની છાપ બીજા વિદ્યાર્થીઓ પર ઉંડી પડી હતી. જ્યારે જ્યારે વિદ્યાર્થીઓ કોઇ આફતમા પડયા હોય ત્યારે દિલાસો લેવા તેની પાસે દોડી

જતા તેના ચહેરા પર બાળકની મસ્તી હતી, નિર્દોષતાના ભાવો હતા, અને તેજના ફુવારા ઉડતા હતા. તેનો ચહેરો સુંદર અને ઘઉં-વર્ણો હતો. તેને જોતા જ સહેજે માનવી તેના તરફ આકર્ષાઈ જાય તેમ હતું તે યુવાનીમાં પ્રવેશ કરતો હતો.

તે અને પૂર્ણા અત્યાર સુધી સાથે ભણ્યા હતા, બન્નેને એક બીજા પ્રત્યે ભાવ હતો, બન્નેએ એક બીજાને ઓળખ્યા હતાં બન્ને વચ્ચે પ્રણયની ગાઢ બંધાઈ હતી બન્ને એક બીજાને મનથી વરી ચૂક્યા હતા બન્નેએ નાતજાતના ભેદભાવને ફગાવી દીધો હતો. છતાંયે જ્ઞાતિ-ગધનની દૃષ્ટિથી જોતા બન્ને એક જ જ્ઞાતિના હતા પૂર્ણાએ લીલાધર સિવાય બીજાને ન પરણવાનું પણ લીધું હતું લીલાધર ગરીબ હતો, પૂર્ણા પૈસાદાર હતી, પણ બન્નેના રૂપ અને જ્ઞાને એકબીજાને આકર્ષી રાખ્યા હતા.

× × ×

" પૂર્ણા, " પિતાનું સંબોધન પૂર્ણાને કાને પહોંચ્યું

" જી " કહેતાની સાથે પૂર્ણાએ ' ગૃહ લક્ષ્મી ' પુસ્તક બંધ કર્યું ને એકદમ પિતા પાસે દોડી ગઈ

" પિતાજી, શું છે ? " પૂર્ણાએ જતા વેંત જ વ્રજમોહનને પ્રશ્ન કર્યો

" આજે મારે તને એક અગત્યની વાત કહેવાની છે "

" હા, કહો "

" લે, હો તાર તેને ગમતી પડશે "

" જરૂર. "

" પછી ફરી તો નહિ જાયને, નહિ તો ગામ માર પડશે કહીને વ્રજમોહને ખુબ મિજાજમાં આવી જઈને પૂર્ણાના ગુલાબી ગાલ પર એક ધીમી ટપલી લગાવી

" બોલો, તમારે શું કહેવું છે ? મ્હારો તો વખત જાય છે "

" જો ત્યારે સાંભળ " વ્રજમોહને ગંભીરતા ધારણ કરી

" આપણા ગામમાં કિશોરલાલ એક ધનિક પ્રતિષ્ઠિત ગૃહસ્થ છે તેમનો છોકરો રવીન્દ્ર કોલેજમાં બીજું વરસ ગાળે છે તેની સાથે તારૂ સગપણ નક્કી કર્યું છે છે ને તારે ક્બુલ ? "

પૂર્ણા શુન્ય મનસ્ક ઉભી રહી તેની આંખો આગળ લીલાધર તરવા લાગ્યો તેની આંખમાથી ઝાકળના બિંદુ શું એક ટીપું ગાલ પરથી રેલાઈને જમીન પર પડી ગયું

" જો, આમ ઘેલી મા થા " વ્રજમો-હને આગળ ચલાવ્યું

" છોકરા સારો અને પૈસાદારનો પુત્ર છે આવો પતિ ફરી મળવો મુશ્કેલ છે માટે માની જા ખરૂ કહુ છું "

" મારે તેની સાથે નથી પરણવુ " પૂર્ણા આંસુને ખાળી હૃદયને કઠણ કરીને બોલી

" તો ? "

" મારે બીજા સાથે પરણવુ છે " સ્હેજ શરમ અને ભય પણ પામીને પૂર્ણા બોલી વ્રજમોહનના ભવાં ચડ્યા આંખો લાલ થઈ. ક્રોધનું મોજું તેના મુખ પર ફરી વળ્યું " કોણ લીલાધર ? તેની સાથે નહિ બને તે ગરીબ છે અને આગળ ભણ્યો ગણ્યો પણ નથી. એ આજના જુવાનિયાની માફક માથા ફરેલ બની ગયો છે "

પૂર્ણા તેમની તેમ જ ઉભી રહી. વ્રજ

મોહને આગળ ચલાવ્યુ, ' મારી આબરૂ જશે. મ્હે તને એક બે વાર તેની સાથે જોઇ હતી. પણ હશે ' કહી જવા દીધી એટલે તે તો આંગળી આપીને પોચી કરવા માંડી "

" એ ગમે તેમ હોય, પણ હુ તો તેની સાથેજ પરણવાની છુ " પૂર્ણાના અવાજમા ધ્રુજારી હતી.

" પૂર્ણા, બકવા બધ કર "

" એમા બકવાદ શાનો ? મારૂ જીવન હણાઇ જાય છે, જીવનનો રસ ચાલ્યો જાય છે, તમે મારૂ માનો તો મારે તો લીલાધર સાથેજ પરણવુ છે નહિ તો પછી મારે મારા અતિમ ઉપાય લેવો પડશે " ને પૂર્ણા ત્યાથી ભારેલ હૈયે ચાલી નીકળી. તે જાણતી હતી કે તેના પિતા જક્કી હતા તે જે વાત પકડતા તે કેમે કરી છોડતાજ નહિ તેથી વધુ બોલવુ નિરથક છે જાણી, પિતા આગળ પોતાનુ કશુ નહિ ચાલે જાણી ત્યાથી ચાલી ગઇ ને પોતાના ખડમા જઇને બેઠી

" છોકરૂ છે, એ તો વિવાહ કરશુ ને થોડા દહાડા થશે, વળી પાછા સમજત વધશે એટલે બધુય રાગમા આવી જશે. હમણા એ તો ખાલી જક્ક લઇને બેઠી છે બન્નેનો મેળાપ કરાવીશુ એટલે બધોજ ગર્વ ઉતરી જશે વ્રજમોહન સ્વગત બબડયા

× × ×

વ્રજમોહને કિશોરલાલને વિવાહ વિષે કહી દીધુ હતુ, અને તે કિશોરલાલને કબુલ પણ હતુ આજે વિવાહ બહાર પાડવાનો હતો બધા લોકોને ધીમે ધીમે બોલાવવા માંડયા હતા વ્રજમોહનના ઘરમા ધીમે ધીમે ઠઠ જામતી હતી. છેવટે લગભગ બધા આવી ગયા

" બધા આવી ગયા કે ? " વ્રજમોહને ધીમે રહીને પ્રશ્ન કર્યો.

" હવે કોઇ બાકી રહેતુ હોય તેમ લાગતુ નથી. " કોઇએ જવાબ વાળ્યો

"એ ધીરૂ, લાવ ગોળના પડિયાને વહેચવા માંડ" આમ બોલતાની સાથેજ વ્રજમોહન અદરના ખડમા ગયા તે તથા ધીરૂ ગોળના પડીયા વહેંચવા લાગ્યા ગોળના પડિયા વહેચાઇ ગયા આજુબાજુના લોક રોળ ટપ્પા કરીને બધા ઉઠયા ને વ્રજમોહન પાસે વિદાય માગવા લાગ્યા આનદપૂર્ણ હૈયે તેમણે બધાને વિદાય આપી ને સઘળાં જોતજોતામા વેરાઈ ગયા આમ પૂર્ણાના ઇન્કાર છતા તેનો વિવાહ રવિન્દ્ર જોડે કરી નાખવામા આવ્યો.

આજે શયનખડમા પૂર્ણા વિલાપ કરતી હતી ને તેના પિતા એકવાર તડૂકી પણ ઉઠયા છતા પૂર્ણાએ તેમના એ કથન પર રડતે હૈયે કટાક્ષ કર્યો, પણ છેવટે મન વાળીને તે પથારીમા આમથી તેમ ગોથા ખાઇને રાત પસાર કરવા લાગી અને બીજા દિવસે લીલાધરને મળવા માટે સકલ્પ કર્યો

× × ×

પૂર્ણા બીજે દિવસે પેરથી બહેન પણીને મળવાનુ બ્હાનુ કાઢી લીલાધરને ઘેર ગઇ ને લીલાધરને ગભીરતાભર્યો અવાજે બૂમ મારી.

" કોણ, પૂર્ણા ?'

" હા, બારણુ ઉઘાડો "

"સીડીના પગથીયા ધમધમી ઉઠયાં અને કોઇનો નીચે ઉતરવાનો અવાજ આવ્યો એકદમ દ્વાર ખુલ્યુ પૂર્ણા દ્વારને બધ કરી લીલાધરની પાછળ દિવાનખાનામા ચાલીગઈ કેટલાક વખત સુધી બન્ને ઇન્તઝારક

બેસી રહ્યાં. પૂર્ણી શું કહેવું તે વિચારતી હતી. લીલાધર પૂર્ણીનો રવીન્દ્ર સાથેનો વિવાહ પામી ગયો હતો છેવટે તેણે નીચું માથું ઘાલી રહેલી પૂર્ણીને કહ્યું, "પૂર્ણી શા માટે આવી છે ?" જવાબમાં લીલાધરે એક-ડૂસકું સાંભળ્યું જમીન પર બે આંસુ પડતાં જોયાં "કેમ, શું છે ? આમ રડે છે શું ? તારે જે કહેવું હોય તે કહે" ડૂસકાંને ખાળી કઠણ હૈયે પૂર્ણી બોલી "મ્હારો વિવાહ રવિન્દ્ર સાથે કરી દીધો છે" અવાજમાં ધ્રૂજારી અને તુટકતા હતી.

"તે મે જાણ્યું છે મને રાતે ઉંઘ પણ નથી આવી. હું મુંઝવણમાં પડી ગયો છું"

"પણ હવે હું શું કરૂં ?" છેવટે પૂર્ણીએ જે પ્રશ્નનો નિકાલ જોઈતો હતો તે પ્રશ્ન પૂછી નાખ્યો.

"શું કરવું ? ધીરજ રાખવી બીજું તો હું શું કહું ?"

"હવે મ્હે તો મારૂં જીવન તમને સમર્પ્યું છે જો લગ્ન પણ બેદરકારીથી કરાવશે તો મારે મારા દેહને ચિતામાં રોકાવી દેવો પડશે."

"આમ ઘેલું ન બોલ મારૂં હૃદય રડી રહ્યું છે દીલમાં સળગતી મુંઝવણમાં હું રેડાય છે તું ના બોલ ધીરજ રાખજે હો કે."

બન્ને એકબીજા સામે તાકી રહ્યાં. બન્નેની આંખમાંથી આંસુની ધારા વહેવા લાગી છેવટે હૃદયને કઠણ કરી પૂર્ણી બોલી "લીલાધર, આમ શું રડો છો ? તમેજ રડશો તો મને આશ્વાસન કોણ આપશે ?"

"મારૂં રડવું નહિ ખાળી શકાય." લીલાધર ડુસકાં લેતા બોલ્યો. "તો મને હીમત કોણ આપશે ?"

લીલાધર નિરુત્તર રહ્યો થોડીવાર પછી તેનું રૂદન હળવું થયું તેણે મો ધોયું ને રૂમાલ વડે મો લોયું. તેનો અવાજ ઘુઘ્ઘા-પણ હતું ગળું બેસી ગયું હતું. આંખો લાલ હતી તે બોલ્યો "પૂર્ણી, જા તારે મોડું થશે, તો તને ઘેર ઠપકો મળશે વળી કોઈ જોઈ જશે તો આપણે ઘણું શોષવું પડશે

બન્નેના હૃદય ભારે થયાં કોઈને કશો માર્ગ સૂઝતો નહાતો અંતરની ઉર્મિઓનો નાથ પાસે-ને પાસે આવતો હતો. હૃદયમાં મૂંઝવણ અને શોકનો ભયંકર વંટોળ જાગ્યો હતો બન્નેની આંખે અંધારા આવતા હતા. આખા સમાજ આગળ બન્ને નિરૂપાય હતા સમાજ દોરે તેમ તેમને દોરાવું પડે તેમ હતું હૃદયમાં ઘુમસ-તાંડવ નૃત્ય જાગ્યું હતું આંખો મીંચાઈ હતી બન્ને પ્રણયીના સેવેલ સ્વપ્ના પર કોઈ કઠણ હાથે કુહાડા મારતું હતું, કદાચ આ તેમનું છેલ્લું મિલન હોય ! ને પૂર્ણી ભારે હૈયે ચાલી ગઈ

× × ×

પૂર્ણીના લગ્નની તૈયારીઓ ચાલી રહી છે કોઈ વાર તો તે ખૂણે બેસીને કલાકોના કલાકો સુધી રડયા કરેછે આખા સમાજ આગળ પૂર્ણી અને લીલાધર તું શું વળે, બન્ને, પૂર્ણી અને લીલાધર, પૂર્ણીના લગ્નની તૈયારીઓ રડતે હૈયે ને ખિન્ન હૃદયે જોઈ રહ્યાં બન્ને નિરૂપાય હતા

"પૂર્ણી, આમ ઘરમાં વિવાહ હોય ને તું રસ વિના કામ કરે તે ચાલે ?"

"બા પણ મને આ કાર્ય કરવું ગમતું જ નથી પણ પરાણે કરવું પડે છે."

પૂર્ણીની બા પૂર્ણીને છોડી પાછી કામે વળગી તેણે જાણ્યું કે વાદ વિવાદમાં તેનું તથા પૂર્ણીનું બન્નેનું કામ નહિ થાય, ને

વખત નકામો બગડશે. પૂર્ણાના કાને લગ્ન હતાં. પૂર્ણા પોતાના ખંડમાં બેઠી બેઠી રડી રહી હતી એટલામાં વ્રજમોહન ત્યાં આવી પહોંચ્યા.

"પૂર્ણા, બેટા ઘેલી ના થા. ચાલ કામ કરવા માંડ એટલે બધું ભૂલી જવાશે

"પિતાજી" પૂર્ણા બોલી

"જા, આ ફાનસ નીચે લઈ જા ઘાસ્તેલ પૂરી લાવ વ્રજમોહને ફાનસને પૂર્ણા આગળ ધર્યું"

પૂર્ણા ફાનસ લઇ નીચે ગઇ તેનું હૃદય રડતું હતું તેણે જોયું કે જો તે રવિન્દ્ર સાથે પરણશે તો તેનું જીવતર વ્યર્થ જશે, અને જીવનનો રસ ઉડી જશે. પોતાના જીવની પૂર્ણાહુતિનો સમય અને લાગ તેને મળ્યો. પમ્પને ગ્યાસ્તેલના ડબ્બામા મૂકી, ગ્યાસ્તેલને શીશામા ભરવા લાગી વિજળીની ત્વરાથી તે મેડા પર ગઇને 'માચીસ બોક્સ'માથી દિવાસળીની એક પેટી લઇ આવી. ગ્યાસ્તેલનો શીશો ભરાઇ ચૂક્યો હતો.

આજુબાજુ જોઇ પૂર્ણાએ મન સાથે કંઇક નિર્ણય કરી લીધો ને પછી ગ્યાસ્તેલનો શીસો લઇ ખંડ વચ્ચે બેઠી બારણા બંધ કર્યાં તેણે શીશામાંના ગ્યાસ્તેલનો શરીર પર છંટકાવ શરૂ કરી દીધો. આખા શીશાનું ગ્યાસ્તેલ તેણે શરીર પર રેડી દીધું ને દિવાસળીમાથી એક દિવાસળી કાઢી અને સળગાવી પોતાના ગ્યાસ્તેલથી ભીંજાયેલા સાડલા પર ધરી. તેનો સાડલો બળવા માંડ્યો તેને દઝાવા લાગ્યુ જીવનની પૂર્ણાહુતિનો યજ્ઞ પ્રજાળી રહ્યો પૂર્ણાના મુખમાંથી એક ભયની તીણી ચિચિયારી નીકળી પડી

"શું છે પૂર્ણા !" માતાએ જાણ્યુ કે પૂર્ણાને તાણ આવી હશે ને તે ઉપર્યુક્ત શબ્દો બોલતાની સાથે નીચે ઉતરી આવી જોયુ તો ખંડના બારણા બંધ હતા, ને તેના પ્રમના જવાબમાં ઓરડામાથી અગ્નિથી ઉત્પન્ન થતો ધૂમાડો બહાર નીકળતો હતો, ખંડની દિવાલો પ્રકાશી રહી હતી.

---

## સ્વ. પ્રભાવતી ન. ઠક્કર નિબંધ હરિફાઈ

સ્વ પ્રભાવતી ન ઠક્કર નિબંધ હરિફાઇ માટે 'વિશ્વ-શાંતિ માટે સ્ત્રીઓ શું કરી શકે ?' એ વિષય પર જુલાઇની ૩૧ તારીખ સુધીમાં નિબંધ લખી મોકલવા 'ગુણસુન્દરી' કાર્યાલયનું પ્રત્યેકને આમંત્રણ છે ઉત્તમ નિબંધ માટે પ્રથમ આવનાર ત્રણ બાઇ બ્હેનોને રૂ ૫, ૩ અને ૨ ના પુસ્તકો અનુક્રમે પુરસ્કાર આપવામા આવશે.

# આશીર્વાદ

## પ્રવાસના એક અનુભવમાંથી સાંપડેલી કથા

લેખક અનજાન

બુધવારે સાંજે હું સુરતથી વલસાડ આવતી હતી. મરોલી સ્ટેશનેથી ગાડી ઉપડવાની તૈયારીમાં હતી એવામાં એક વૃદ્ધ દોડતો દોડતો આવ્યો અને અમારા ડબ્બામાં ચડવા માટે સળીયો પકડયો. ગાડીમાં હમેશ મુજબ ગીરદી ઘણી હતી પરંતુ અમારા ડબ્બામાં બે ચાર વધુ માણસો સમાઈ શકે એમ હતું, તેમ છતાંય બારી પાસે બેઠેલા યુવાનોએ ડોસાને ચડવા ન દીધો અને એક જણાએ તો તેને ધક્કો મારવાની ધૃષ્ટતા પણ કરી, દુર બેઠા મને એને જગા આપવા વિચાર થયો પરંતુ લાચાર-મારુ હૃદય સળગી ઉઠયું ડબ્બામાં બેઠેલા પેસેન્જરોમાંથી કોઇપણ આવી અમાનુષી વર્તણુક સામે અવાજ ન ઉઠાવ્યો પોકાર ન કર્યો " અમારે શું ?" એવુ જાણે પ્રશ્ન સર્વ કોઇના મુખ પરના ભાવ પરથી કહી રહ્યો હતો

નવસારીથી ભીડ ઓછી થઇ અને બે ચાર ભિખારીઓ ડબ્બામાં આવ્યા એમાં ખાસ ધ્યાન ખેંચે એવી એક કૃશ વૃદ્ધા હતી ગરીબાઇની ભીષણતાનો મને પૂરેપૂરો ખ્યાલ આવ્યો. એનો ધ્રુજતો, વળી ગયેલો દેહ, એક ફાટેલી તુટેલ કપડામાં વીંટાએલો હતો દુનિયામાં એને કોઇ આત્મજન હોય તેમ લાગ્યુ જ નહિ ગાડીની ગતિ સાથે એનો જીવન સંગ્રામ પણ જાણે વધુને વધુ ઉગ્ર અને અસહ્ય બનતો જતો હતો વૃદ્ધા જમાની ગોધમાં હતી તે ભીખ માગતી આગળ ધપી વર્ષો ટેવાયેલી એ વૃદ્ધાએ પોતાના ક્ષીણ દેહનો એક ભાગ-વૃદ્ધ હાથ-ખુલ્લા લબા કરીને આગળ વધાર્યો મુખ પર દીનતા અને લાચારીના ભાવ હતા. જમણા હાથમાં પકડેલી એક નાની ભાગેલી લાકડી એ એનો એકનો એક સહગે હતો કેમ જાણે એ પણ એની અંગુલીઓમાંથી છટકી, 'હાથતાળી આપી, નાસી જવા માગતી હોય તેમ લાગતુ હતું એકે એક ડગલું વૃદ્ધાની વ્યથાને વધારતુ હતુ મારી પાસે આવી ત્યાર એનો હાથ ખાલી હતો એની સર્વ શક્તિ જાગૃત હતી કારણ મારી પાસેથી બે આના નીકળ્યા પડુ પડુ થઇ ગએલી લાકડીને એણે મહા મહેનેને મક્કમતાથી પકડી મુખારવિંદ પરથી દીનતા અને લાચારીના ભાવો જાણે ઘડીભર અદૃશ્ય થયા એક ઝાંખુ આછુ સ્મિત મો પર ફરકયું, બે તેજહીન આંખો બે આના પર સ્થિર થઇ, અંદરથી અમી વરસતુ હતુ, હાથ ઉંચો થયો, આશીર્વાદ સૂચન કરી પાછો નમી ગયો, અને એની આંખો અશ્રુથી ભીંજાઇ રહી કૃતજ્ઞતાના અશ્રુબિંદુઓએ મારી આંખો પણ ભીંજવી. હું કોઇ અવર્ણનીય સુખની ગોગ્મા ક્ષણભંગ શાંતિમા ડુબી ગઈ પરંતુ ફરી પાછો એન્જ ગાડીનો કોલાહલ એન્જ ધમાચકડી પરંતુ નિર્જીવ ની ગાડીમાં આ બધી ધમાચકડીનો માનવ બોન્ડ લઇને આગળને આગળ પોતાની દરજાની દિશામાં આગળ ધપતી હતી.

# કરૂણ અંત ... શ્રી શશીકાન્ત દેસાઈ

મંજુ! મંજુ! અને જાણે કોઈ દોડતુ હોય તેવા પગલાંનો અવાજનો પડઘો. ખળખળ વહેતી સરીતાને ઘેરી ઉભેલા પહાડો તથા અણુએ ખડકોમા થઈ ઉઠતો હતો એક નવેક વર્ષની બાલીકા પાછળ આગીયારેક વર્ષનો કિશોર દોડી રહ્યો હતો એકાએક બાલીકાને ઠેસ વાગી અને તે ચારેક ફીટ ઉંચા પથ્થર પરથી નદીની રેતીમાં પડી કિશોરે આ જોયુ અને તેણે અસ્વસ્થ મને ઝપતાવ્યુ અને બાલીકા પાસે બેસી પડયો

'વાગ્યુ મંજુ! બોલને! કેમ બોલતી નથી' એક સામટી પ્રશ્નની ઝડી કિશોરે વરસાવી પરંતુ મંજુએ જવાબ દીધો નહિ કિશોરને લાગ્યુ કે તેને તમ્મર આવી ગઈ છે તરતજ પાસે વહેતી નદીમાંથી ખોબે ખોબે પાણી લાવી મંજુના માથા પર છાંટયુ ત્યારે મંજુએ સ્હેજ આંખ ઉઘાડી તરતજ કિશોરે મંજુનુ માથુ પોતાના ખોળામાં લઈ લીધુ

'પાણી પીવુ છે?' જવાબમા બાલિકાએ ફક્ત માથુજ હલાવ્યુ બહુજ ધીમેથી કિશોરે તેનુ માથુ ઝીણી રેતી પર મૂક્યુ અને નદીમાંથી ખોબેથી પાણી ભરવા લાગ્યો ત્યા મંજુ રડુકી, 'એવુ નહિ!'

'ત્યારે કેવુ?'

'તે દીવસે અમે પાયુ હતુ એવુ'

'કયે દીવસે?' કિશોરે યાદ કરવા યત્ન કર્યો.

'જોને! તે દીવસે!' મંજુ યાદ આપવા બોલી.

'હા હા 'વીરડો' ગાળીને?'

'હ અ અ'

તરતજ કિશોરે એક વીરડો નદીના કાંઠા પર ગાળ્યો અને તેનુ પહેલુ આવેલ ડહોળુ પાણી ઉલેચી નાખ્યુ પછી નિર્મળ પાણીથી વીરડો છલોછલ ભરાઈ ગયો, ત્યારે ખોબે ખોબે સુતેલી મંજુને પાયુ પોતે પણ પીધુ અને પોતે પણ રેતીમા લોટવા લાગ્યો.

* * *

'મંજુ' મંજુ' ચાલ નથી આવવુ!'

'અહ હજી તો વાર છે બા પાણીએ ગઇ છે'

'પણ મોડુ થશે?'

શેનુ મોડુ'

'કેમ રમવાનુ'

'એ જો બા આવે' કહી મંજુ દોડી અને 'બા હું રમવા જાઉં છુ હો!'

'હા બેટા! વ્હેલી આવજે હ' અને મંજુની મા પુરૂ બોલી રહે તે પહેલા તો બન્ને બાળકો દૂર દોડી ગયા હતા

'કેમ આજે શુ રમીશુ?'

'તું કહે તે'

'ચાલ રેતીનો ડુંગર બનાવીએ.'

'એવુ નહિ કંઇક બીજુ રમીએ'

'ઘોલકા-ઘોલકી.'

'હટ છોકરી!'

'તારે ન રમવુ હોય તો કંઇ નહિ!' એમ કહી મંજુ હાથ વતી રેતી સરખી કરી લીસોટા દોરવા લાગી, 'આ આંગણુ, આ

ઓસરી, આ બે ઓરડા, આ મહેમાન માટે મેડી, આ પાણીયારૂ પછી ? પ અ . છી ઘ ? હત તારીની રસોડુ તો સાવ રહીજ ગયુ કયા ? અને આ રસોડુ ’ કિશોર નદી પર ઝૂકેલા ઝાડ પર ચઢી આળ વીતક ્કરી રહ્યો હતો એક પછી એક ડાળી ભાંગી તે નદીના વહેતા પ્રવાહમા ફેંકતો હતો, અને તે ડાળી પાસેના ઉંડાણુ વાળી ભાગ પર જ્યાં પાણી ઘૂમરી ખાતુ હતુ ત્યાં આવતી ત્યારે ખૂબ રાજી થઈ કુદતો હતો.

આ પ્રમાણે કેટલોક સમય થયો થોડી વારમા તો વાદળા ચઢી આવ્યા અને કિશોર હજી ઝાડ પરથી નીચે ઉતરે તે પહેલા તો પવન ફીઝાવા લાગ્યો અને ઘડીક પહેમાની તરસી ધરતી પોતાની અતૃપ્ત તરસ બુઝાવા લાગી બાલીકાને આ જોઇ મઝા પડતી હતી, તે તો પોતાની ચોપડી પડી મૂકી એક પત્થર-પર બેસી નદીના વેગીલા બનેલ જળ પ્રવાહમા પગ બોળી હલાવવા લાગી

* * *

જમવાનો સમૈય થઇ ગયો છતાં મગુ પાછી ન ફરી, તેથા વરસાદ પડવા લાગ્યો તેથી મગુની માં બોલાવવા આવી મગુ ! મગુ !

મગુએ પોતાની માની બૂમ સાંભળી પત્થર પર ઉભી થઇ, ‘બા અને વધુ બોલે તે પહેલાં તો તેના પગ સરક્યા અને તે નદીમાં જઇ પડી, તણાવા લાગી –

મગુના પડવાનો ધબાકો ઝાડ પર બેઠેલા કિશોરે સાંભળ્યો, તે એકદમ ઝાડની ડાળ પેર ઉભો થયો આ જોઇ મગુની માથી ચીસ પડાઇ ગઇ, ‘ બેટા ! મગુ ગઇ હુ ન પડતો હો ! ’ પરતુ તે પહેલા તો પાણીમા એક ધબકારો થયો અને નીરવમાં મળી ગયો. કિશોર પણ મગુની પાછળ ઘસડાવા લાગ્યો.

‘ બેટા ! બેટા ! ’ બીજો એક ધબ-કારો થઇ શાન્ત થઇ ગયો નદીના એ છલકાતા પ્રવાહે ત્રણુ ત્રણુ માનવોને પોતાના ગર્ભમાં સમાવી દીધા

રાત્રીએ આઠમનો ચંદ્ર પ્રકાશી રહ્યો હતો ત્યારે તે નદીના અધાર જળ પટ પર ત્રણ શબો તણાતા હતા

## સ્વ. ડાહીબ્હેન અં. ઠક્કર નિબંધ હરિફાઈ

સ્વ ડાહીબ્હેન અ. ઠક્કર નિબધ હરિફાઇ માટે “ જાહેર જીવનમા સ્ત્રીઓનુ સ્થાન ” એ વિષય પર જુલાઇની ૩૧ તારીખ સુધીમાં નિબધ લખી મોકલવા ‘ ગુણસુન્દરી ’ કાર્યાલયનુ પ્રત્યેકને આમંત્રણ છે ઉત્તમ નિબધ માટે પ્રથમ આવનાર ત્રણ બાઇ બ્હેનોને રૂ ૫, ૩ અને ૨ ના પુસ્તકો અનુક્રમે પુરસ્કાર આપવામાં આવશે

# સોણલું

સોણલું સોનેરી આજ નિરખ્યું મેં નિંદમાં,
હૈયે હર્ષ ન વિ...સ શા . ય
સોણલિયે દીઠા મોહનને

સોણલામાં દીઠા બે મોહન આનંદમાં,
મુખડા બન્નેના મ.. લ કા...ય...
સોણલિયે દીઠા મોહનને.

દીઠા મેં મોહનને બંસરી બજાવતા,
બંસરીના સૂર ઉર-તંત્રને જગાવતા
ગોપીના ચિત્ત ચોરનાર— ૨) કાન.
સોણલિયે દીઠા મોહનને



ગીતાના ગાનાર, બંસરી બજાવનાર,
પારથકેરો રથ પ્રેમે હંકારનાર,
કુરુક્ષેત્રે જંગ જીતનાર—(૨) કાન
સોણલિયે દીઠા મોહનને

દીઠા મોહન – ગાંધી તકલીથી કાંતતા,
આઝાદી પથ ભારત દેશને બતાવતા,
ભારતના તારણહાર — (૨) બાપુ
સોણલિયે દીઠા મોહનને



પરતંત્ર દેશને આઝાદી અપાવનાર
અહિંસા સૂત્રધાર તકલીના કાંતનાર,
યુગ–યુગ કીર્તિને વરનાર (૨) બાપુ
સોણલિયે દીઠા મોહનને

શ્રી. રતિલાલ ચાપાનેરી



# બહેનો સાવધાન

શ્રી મનુબહેન ગાંધી

બા પૂજી જ્યારે બંગાળ ગયાં ત્યારે હું મહુવા હતી. પણ નોઆખાલીથી મને તાર કરીને પોતાની પાસે, મારી માગણીથી, રહેવાની રજા આપી હતી. હું બાપુજી પાસે ગઈ ત્યારે સાડી જ પહેરતી હતી. જો કે ખુલ્લે માથે આજની ફેશન પ્રમાણે રહેવાની મને ઓછી ટેવ છે, છતાંયે પૂ. બાપુને જતાં વેંત પ્રણામ કર્યા, ત્યારે મારા માથા ઉપરથી વસ્ત્ર ઊતરી ગયું, જો કે મને તો એનું ભાન પણ ન હતું કારણ કે એ વખતે બાપુજીના ખોળામાં જેવું માથું મૂક્યું કે બાપુએ મારો કાન ખેંચ્યો અને કહ્યું 'કેમ આવી પહોંચીને?' પણ એક રાતે (૧૯–૧૨–'૪૬ ગુરુવાર, શ્રીરામપુર) મને બાપુજીએ કહ્યું 'ગુજરાતી સાડી તો શેઠાણીઓના કામની, જેને હીંડોળે હીંચવું અને મોટરમાં ફરવું હોય વળી ગુજરાતી સાડી પહેરો ને માથે ઓઢો નહીં તો આપણને જોવું જ નહીં ગમે એવું રેઢિયાળ લાગે છે એટલે હું તો બાના જેવી જૂના જમાનાની બહેનો, જેમ પોતાના પોશાક હમેશાં ધ્યાન રાખતી હતી, અને માથેથી ક્વચિત જ ઊપડી જાય તો તરત જ સાવધાન થઈ જતી, એમ સાવધ રહેવું જોઈએ પણ સાડીમાં તું સાવધ નથી રહી શકવાની, માટે તારે તો તું જેમ આમા ખાન મહેલમાં પંજાબી પોશાક પહેરતી તે જ જો અહીં રહેવું હોય તો પહેરવાનો. એમાં પણ ખુલ્લે માથે રહેવું એ યોગ્ય તો નથી જ, છતાં તારા જેવી બાળા માટે એ એટલું અજુગતું કે રેઢિયાળ નહીં લાગે, જેટલું ગુજરાતી સાડી પહેરવી ને ખુલ્લે માથે ફરવું એથી લાગે. હું તો તારી મા બન્યો છું ને? એટલે મારે તો તને બધું કહેવું જ રહ્યું. ખુલ્લે માથે શું કામ રહે છે? આજકાલ પોતાના વાળ હોય કે વધુ, પણ ઊનના કે કૃત્રિમ વાળના લાંબા લાંબા ચોટલાઓ માથે નાખે એ માથે ઓઢ્યું હોય તો કેમ દેખાય? હું તો બહેનોમાં રહેનારો માણસ છું બહેનોને આગળ લાવવામાં મારો હાથ છે વળી એક દહાડો હું જ એ હતો ને કે દક્ષિણ આફ્રિકા ગયો ત્યારે બા પારસણ જેવી કેમ લાગે તે માટે એને બૂટ-મોજાં પહેરતાં શીખવ્યાં હતાં.' એને બિચારીને તો કયું ય ભાન ક્યાં હતું? પણ ઈશ્વરે જેવા વાળ આપ્યા હોય એવા જ રાખવામાં જે સૌંદર્ય છે તે કૃત્રિમતામાં નથી, જેમ આજકાલ ફૂલદાનીમાં ગુલાબના ફૂલો કાગળના કરીને મૂકે છે પણ સાચાં ગુલાબના ફૂલ મૂકે, તો સારાં જ આપણને જોવા ગમશે. આટલું બધું બહેનોમાં કૃત્રિમપણું આવી ગયું છે એના વિશે મારા મનમાં શંકા નથી. ખોટા હીરા મોતીના દાગીના થોડા વખતને માટે ચળકાટ બતાવશે, પણ અંતે કાળા પડી જશે અને બધું જ ખોટું પહેરવાનો મોહ વધુ જાગ્યો છે, તેથી અંદરનું જ્ઞાન પણ ખોટું થઈ ગયું છે જે પહેરવેશમાં ખોટા છે તે

આંતરિકતામાં શુદ્ધ હોય એ વાત હું તો કદી પણ માનવાનો નથી તેથી જ બહેનોની પડતી થઈ છે, એટલો વધ્યો છે આજે બહેનોના હાથમાં હથિયાર મૂકો તો પણ બહેનો સામનો નથી કરી શકવાની, તો બિચારી વિના હથિયારે કોઈ બળાત્કાર કરે તો ક્યાંથી જ સામનો કરી શકે? મૂકી હાડકાની સીતાને, જેની પાસે કંઈ જ સાધન ન હતું રાવણ જેવો મહાશક્તિશાળી, જો ધારત તો ચપટીમાં ચોળી નાખત, પણ અડી શકતો ન હતો કારણ? સીતાની પવિત્રતા એવી હતી આજે એવી પવિત્રતા ક્યાં છે જો કોઈ સ્ત્રી ઉપર બળાત્કાર થશે તો એને શરણે થઈ જશે. અહીં એવું બન્યું છે ઘણા ગુંડાઓએ કહ્યું છે કે, તું શરણે થા નહીંતર મારી નાખીશું મરવાની બીકે બહેનો શરણે થઈ ગઈ' એટલે રામાયણમાં રામ-સીતા સાચેસાચ થઈ ગયા હશે કે નહીં, એવી શંકા કરીએ અને એ કાલ્પનિક છે એમ કદાચ માનીએ, તોપણ એ કલ્પના કેટલી ભવ્ય અને ઊંચી છે! વળી જીવનમાં વણી શકાય તેવી છે ખરેખર સીતાનું પાત્ર તો દરેક બહેને સમજવા જેવું છે વળી આજકાલ નખ અને હોઠ રંગવાની ફેશન જાગી છે એનું નામ શું?"

હું હસી પડી. મે કહ્યું "બાપુજી, આપે રંગ નામ શીખવાનું કહ્યું હોત તો શીખી લેત

હોઠ રંગવાની શીશીને તો લિપસ્ટીક કહે છે, પણ નખની રંગી માટે શું વપરાય છે તે હું નથી જાણતી.

"હા, હા, એ લિપસ્ટીક લગાડી બિચારી હોઠ રંગે છે, નખ રંગે છે પરિણામે એને એ જોવાની ફુરસદ નથી રહેતી કે પોતે કેટલી દુર્બળ, ફીકી થઈ ગઈ છે પહેલાની બહેનોના શરીરમાં એવું લોહી હતું કે કુદરતીજ હોઠ અને નખ લાલચુમ રહેતા. પશ્ચિમનું આપણે આંધળું અનુકરણ કર્યું છે એમાં વાંક બહેનોનો કે પુરુષોનો તો છે જ પણ બહેનો માફીને પાત્ર નથીજ પશ્ચિમની શિસ્ત, સભ્યતા, વિનય, વિવેક, નિયમીતપણું, ઉદ્યમશીલ સ્વભાવ, ખંત, નવું નવું શીખવાની તમન્ના, બધા સાથે ભળી જવાની ટેવ, આવું આવું એ પ્રજામાં કેટલુંય શીખવાનું છે, જે આપણે ફેંકી દીધું, અને એના પફ પાવડર અને એવી એવી ફેશન લીધી એટલે જ હું તો બહેનોને પોકારી પોકારીને કહું છું કે બહેનો જ હિંદમાં સ્વરાજ્ય-સુરાજ્ય લાવી શકે કારણ, જેમ ગૃહિણી વિના ઘરની ગોઠવણી અધુરીજ રહે છે તેમ બહેનો વિના સ્વરાજ્યની ગોઠવણીયે અધુરીજ રહેશે એમ હું માનનારો છું પણ એ તો ત્યારેજ થાય કે જ્યારે બહેનો પવિત્ર બને આ પવિત્ર શબ્દના સારા અર્થો તું જાણે છે? જેણે પોતા માટે પવિત્ર શબ્દ વાપરવો હોય તેનામાં આટલા ગુણો આવીજ જવા જોઈએ એ બધા ગુણોનું વર્ણન કહો કે તેને માટે શબ્દ કહો એક 'પવિત્ર' એ ત્રણ અક્ષરમાં આવી જાય છે વિવેક હોય તોજ પવિત્રતા આવે હું લાજ-પડદાનો કટ્ટર વિરોધી છું, પણ મર્યાદા તો હોવીજ જોઈએ

સ્વચ્છતા અંદરની (હૃદયની) અને બહારની હોય તોજ પવિત્રતા આવે, એવાની ઘગશ હોય તોજ પવિત્રતા આવે સુઘડતા હોય તોજ પવિત્રતા આવે, આવા આવા અનેક અર્થો પવિત્રતાના છે અને જ્યાં પવિત્રતા છે ત્યાં ઈશ્વર સાક્ષાત્કાર છે એમાં શંકા નથી આ એક શસ્ત્ર બહેનો પાસે આવી જાય તો નથી જરૂર તલવારની કે નથી જરૂર ભાલાની પણ એ બધા મોઢાના

[ અનુસંધાન પાન ૧૪૧ને છેડે ]

# દર્દો અને દવાઓ

ગળામા જો કાકડા વધી ગયા હોય તો એકાદ માસ દુધ ઉપર રહી દરરોજ રાત્રે ૦ા તોલો હરડે ગરમ પાણી સાથે લેવી અને પેટ ઉપર ત્રીસેક મિનીટ ગરમ પાણીનો શેક કરવો. તેમજ ૧૦ તોલા મધમા પાચ તોલા હળદર અને એક તોલો મીઠુ મેળવી કાકડા પર દિવસમા ચાર પાચ વખત લગાડવાથી એકાદ આરામ થશે

*

ઓડકાર એક ખરાબ દર્દ છે ઘણીવાર એ રહી રહીને વારવાર આવે છે ને સતત ચાલુ રહે છે ને એનાથી પેટના બીજા દર્દો જન્મે છે જો આવા ઓડકાર આવતા હોય તો ત્રણુ રતલ પાણીમા એક તોલો વાર્વડીંગ અને ૦ાા તોલો પીપરીમુળ ઉકાળી આ પાણી ઠંડુ કરી પીવુ તથા તળેલો ખોરાક ન ખાવો આથી ઓડકારનુ દર્દ નામ શેષ થઇ જશે

સુવાવડ પછી ઘણીવાર કેટલીક પ્રસુતને પરિણામે પેટમા ગાઠ રહી જાય છે આથી કમરમા દુખાવો રહ્યા કરે છે ને કોઇવાર ટાઢિયો તાવ પણ આવી જાય છે

આ દર્દને માટે પ્રથમ તો નિદાન કરાવવુ આવશ્યક છે જો ખરે ગાંઠ હોય તો સવાર સાંજ ૨ તોલા અજમો દાદિ કવાથનુ સેવન કરવાથી ફાયદો થશે

નાના બાળકના પેટમા કૃમિ થાય છે ત્યારે તે રાતના જાગી ઉઠે છે તે નાસભાગ કરે છે અથવા ઘણી વખત બકબકાટ કરે છે આનુ કારણ કૃમિને લીધે તેની આંતરીક રક્ત વાહીનીઓ દ્વારા મગજની રક્ત વાહિનીઓને જે અસર થાય છે એને લીધે જ તેમ બને છે આથી ગભરાવુ નહિ પરતુ દરરોજ ૨ રતી વાવડીંગ ૧ રતી કોરચ એક રતી સાથે મેળવી દિવસમા બે વખત ગરમ પાણી સાથે આપવાથી કૃમિ ઓછા થઇ આરામ થશે



## બહેનો સાવધાન

— પાન ૧૪૫ નુ ચાલુ —

શસ્ત્રો વાપરવાની તાલીમ બહુ અઘરી છે જો સમજે તો તો સાવ સહેલી છે (રાતના બારની જગાડીને વાત કરવાની શરૂ કરી તે ત્રણ વાગ્યા) હવે અત્યારે તુ સુઇ જા મને ઉંઘ નથી આવતી તેથી તને જગાડી વિચાર આપ્યો કે આ છોકરીને અહી રાખવામાં મેં જોખમ તો ઉઠાવ્યુ છે, પણ એને સાવધાન તો કરૂ, એથી મે તને ઉઠાડી, હવે સુઇ જા.

—'મારી મા' માંથી

# દેશ વિદેશની સ્ત્રીઓ

## —અને રીત-રિવાજો

આ વિશાળ વિશ્વમા અનેક જાતિઓ અને પેટા જાતિઓ અસ્તિત્વ ધરાવે છે તે દરેકના ભોજન, પહેરવેશ, રીતરીવાજ પ્રત્યે એક ઉડતી નજર નાખીશુ તો લાગશે કે દરેક બાબતમાં કંઇ ને કંઇ વિવિધતા છે, મનોરંજન અંગે એવુ પણ કંઇક છે આ બધી વિવિધતાઓના કારણો દેશની આબોહવા, ભૌગોલીક સ્થિતિ, કુદરત સાથેનો સપર્ક ભૂમીની ફળદ્રુપતા વિગરે મુખ્યત્વે ગણી શકાય

એ બધાનો બારિક અભ્યાસ કરનારને પ્રતિતિ થશે કે એ બધી વિવિધતાઓ હોવા છતા મુળભુત સિદ્ધાતમા ખૂબ જ સામ્ય છે

પ્રકૃતિના બાળકો સમા સ્ત્રી અને પુરુષ એ જગન્નિયતાની એક અદ્‌ભૂત રચના છે ઇશ્વરે સ્ત્રી પુરુષને એકમેકના પૂરક બનાવ્યા છે સ્ત્રીઓમા અમુક ગુણો કુદરતી રીતે જ વિકસે છે

મારવાડ, સયુક્ત પ્રાંતો, ગુજરાત વિ પ્રાંતોમા લગ્ન સમયે ગીતો ગાવાની પ્રથા છે જ્યારે મહારાષ્ટ્રના લગ્નોમા ગીતો ગવાતા નથી

સુરતની અનાવિલ કોમમા વરવિક્રય જેવી પ્રથા ચાલે છે એ પદ્ધતિને 'વાંકડો' તરીકે ઓળખવામાં આવે છે

ગુજરાત પ્રાતમા લગ્ન સમયે સાસુ જમાઇનુ નાક ખેચે છે મધ્યપ્રાંતની ગોંડ જાતિમા પરણવાની વખતે વર કન્યાની પીઠ પર પગ મૂકે છે બર્મીની કીરણ જાતિમાં કન્યા ઘોડે ચડી વરને પરણવા જાય છે બર્મોમાં લગ્ન સમયે પત્નીને ત્યા પતીને ખર્ચે નૃત્ય-સગીત અને નાટકો થાય છે તેમના લગ્નમા ભાગ્યેજ નજરે પડે છે જરાક મત ભેદ, કે અસતોષ થતા જુદા રહેવા લાગે છે એજ તેમના છુટા છેડા!

બોર્નિયો, ક્વીન્સલેન્ડ, જાવા, બકેરીયા વિ દેશોમાં પરણ્યા બાદ પણ સ્ત્રી અને પુરુષને થોડો સમય અલગ રહેવુ પડે છે

એબીસીનીયામા સ્ત્રી ગમે તેટલા પતિ કરી શકે છે પ્રાચીન ભારતવર્ષમાં પણ એવી જ જાતના દાખલાઓ મળી આવે છે દ્રૌપદીને પાચ પતિ હતા એ સમય એવો હતો એ સમાજ અને દૃષ્ટિ બિંદુ પ્રમાણે એ યોગ્ય ગણાય છતાં આજના સમાજમા એવુ યોગ્ય ગણાતુ નથી કારણ સમયના વ્હેણ સાથે ભાવનાઓ, આદર્શો વિગેરે પણ પલટાય છે આફ્રિકાની બોંગો જાતિમા તો વળી દરેક પુરુષ ત્રણ ત્રણ સ્ત્રીઓ કરે છે

જ્યારે જર્હોન્નીસબર્ગના દેશીઓમાં પત્ની મેળવવાનુ કામ મુશ્કેલ બન્યુ છે અત્યારે ત્યા પત્નિની કિંમત અગીયાર ડુક્કર અગર તો સાતસો રૂપીઆ જેટલી થાય છે એ ઉપરાત સાળા-સાળી-સાસુને દેવાની બક્ષિસ તો વધારાની! ભાવિ સસરો પણ ખોરાક ખાવાના, બોલવુ શરૂ કરવા માટે, બોલવાનુ બધ કરવા માટે એમ વિવિધ પ્રકારે જમાઇનો 'ચાર્જ' કરે છે ને વળી ખુબી તો એ છે કે તે બધો 'ચાર્જ' પણ 'એડવાન્સ'માં લે છે એટલે આ રીતે પરણનાર પતિરાજને રૂપીઆ એક હજાર સહેજે ખર્ચ થઇ જાય છે.

બ્રહ્મદેશની કેવાવગુ જાતિની સ્ત્રીઓ ગળામાં લોઢાના ચક્કરો પહેરે છે આફ્રિકાની ઝુલુ લલનાઓ પોતાના બાળકોને માથા પરના ટોપલામા મુકીને લઇ જાય છે

અશાન્ટી, સેનગમ્બિયાના લોકો તેમજ એરિકમો લોકો સ્ત્રીઓ સાથે જમતા નથી ચાનમા પરણ્યાની પહેલી રાતે વરવધુ ભેગી ન શકે એ માટે તેમની વચ્ચે ખુલ્લી તલવાર મુકાય છે

માડાગારકરની સ્ત્રીઓ બન્ને બાજુથી ખુલ્લુ એવુ થેની જેવુ વસ્ત્ર પહેરે છે તેને 'સિમ્બો' કહે છે મહારાષ્ટ્રમા કછોટાવાળી સાડી પહેરવામા આવે છે, તે માથા પર આવતી નથી ગુજરાતમા ખાસ પ્રકારની ગુજરાતી સાડી પહેરવામા આવે છે હિંદમા સિંદુર અને કંકુ સૌભાગ્ય સુચક ચિહ્નો છે ગુજરાતમા કાળી સાડી અને મહારાષ્ટ્રમા ધોળી સાડી અશુભ સૂચક છે પશ્ચિમમા ફ્રોક પહેરવાનો રિવાજ છે મારવાડી સ્ત્રી તો વળા ઘેરદાર ઘાઘરા પહેરે છે તેમના પોષાકમા રંગનુ પ્રાધાન્ય વિશેષ હોય છે પંજાબનો વળી પોશાક સાવ જુદોજ એ બાજુ ટાઢ વધુ પડે એટલે ઇજાર અને લેઘા વિશેષ નજરે પડે એ સ્વાભાવીક છે સરહદ પ્રાંતોમા અને ડુંગરાળ પ્રદેશોમા નીચેથી સાંકડી ઇજાર સ્ત્રીઓ પહેરે છે લેપલેન્ડમા સ્ત્રી પુરૂષના પોશાક સરખા હોય છે ઝુલુ સ્ત્રીઓ પોતાના સ્તન નથી ઢાંકતી માથા પર મોટા મુગટના રૂપનો અંબોડો, કેડ પર ટુંકો ઘાઘરો અને એના પર ઝાડપાનના ઝુમખાઓ આ તેમનો શણગાર કોઇકવાર તેઓ ગળામા હાડકાઓની માળા પણ પહેરે છે સૌરાષ્ટ્રની જાજરમાન ગરાસણી જ્યારે લાજ કાઢવામા મર્યાદા સમજે છે, ત્યારે આ ઝુલુ નારીઓ ઉઘાડી છાતીએ ફરવામા એક પ્રકારનો ગર્વ અનુભવે છે હિંદના કેટલાક ભાગોમાં લાજ-ઘુમટાનો રિવાજ છે મહારાષ્ટ્ર, મદ્રાસ કે બંગાળની સ્ત્રીઓ લાજ નથી કાઢતી

સાધારણ રીતે હિંદમા સગોત્ર લગ્નો થતા નથી આજથી સદીઓ પહેલા થઇ ગયેલા મગધ સમ્રાટ બિંબીસાર યાને શ્રેણીકના સમયથી એ પ્રથા ચાલી આવે છે જો કે આન્તરજ્ઞાતિય લગ્નો થતા એ વખત મુખ્ય ચારજ વર્ણ હતા—ક્ષત્રિય, બ્રાહ્મણ, વૈશ્ય અને શુદ્ર[1] છતાયે મધ્ય પ્રાંતની ગોંડ જાતીમા સગોત્ર લગ્નો થઇ શકે છે

ઉત્તર અરબસ્તાનની અબળાઓ ચલણી સિક્કાના હારનો શ્રૃંગાર તરીકે ઉપયોગ કરે છે સોના ચાંદીના ઘરેણાઓના અલંકારો આપણે ત્યાની સ્ત્રીઓ પહેરે છે આપણે ત્યા લાંબા, સુંદર ને મુલાયમ વાળ જોવામા આવે છે, પશ્ચિમમા 'બોબ્ડ હેર' જોવામાં આવે છે

દેશ વિદેશની નારીઓમા વત્તી ઓછી ભિન્નતા જોવામા આવે છે લગ્નના મનોરંજક રીતરિવાજોની પાછળ પણ 'વરવધુ'ના 'કલ્યાણ'ની મંગલભાવના સમયેલી પડી છે અને એ રીતરિવાજોથી બહારના અનીષ્ઠ તત્વોથી દંપતિનું રક્ષણ થાય એવી ભાવના વ્યક્ત થાય છે પોશાકમાં પણ ખુબજ વિવિધતા જોવામા આવે છે, વિષુવવૃત્ત પાસેના પ્રદેશમા રહેતી સ્ત્રીઓ ખુબજ ગરમીને લઇને ઓછા અગર બારીક વસ્ત્રો પહેરે છે ત્યારે ધ્રુવપ્રદેશની સ્ત્રીઓ ગરમમા ગરમ અને ખુબજ જાડા વસ્ત્રો પહેરે છે

શ્રી પાર્વતીની પ્રસન્નતા, સરસ્વતીની કલાપ્રિયતા, અને સીતાની પવિત્રતાના દર્શન કરવામાંજ જીવનની ધન્યતા છે

—શ્રી કિશોરચંદ હી પારેખ

**ડાંગનો પ્રશ્ન**

મહારાષ્ટ્રીય પ્રાંતવાદના ઝેરી કુંડાળામાંથી જન્મેલો ડાંગનો પ્રશ્ન આજે ગુજરાતમાં એક વાસ્તવીક વટોળ જગાવી ગયો છે ને ડાંગની ભાષાને મુંબઇ સરકારે 'મરાઠી'ની જે મહોર મારી છે એ સામે સમગ્ર ગુજરાતે એક મેવત્વ રીતે વિરોધ કર્યો છે ને આ ઉતાવળીઓ અને અન્યાયી નિર્ણય બદલવા માગણી કરી છે

જ્યારે આ પ્રશ્ન અંગે ગુજરાત વિદ્યાસભાએ એક તપાસ સમિતિ નીમી છે એ સમિતિએ તાજેતરમાંજ ડાંગના પ્રદેશમાં એક અઠવાડીયાનો પ્રવાસ કર્યો હતો ને ભાષા અને સંસ્કૃતિ અને ભૌગોલીક દ્રષ્ટિએ ડાંગ ગુજરાતનો પ્રદેશ છે ને તેની ભાષાનું મુળ ગુજરાતી છે એવા અનેક પુરાવાઓ આ સમિતિએ મેળવ્યા છે ત્યારે હવે એ જોવાનું રહે છે કે આ પ્રશ્ન પર મુંબઇ સરકાર ક્યાં સુધી અકડાઇ રાખી પગલા લે છે કે પોતાની ભૂલ સુધારવાનું હિમ્મત ભર્યું પગલું લે છે

મુંબઇ સરકારે ડાંગની ભાષાનો આ નિર્ણય કેમ અને ક્યા સંજોગોમા કર્યો એ એક પ્રશ્ન છે એ જ્યારે વિચારીએ છીએ ત્યારે એમ અવશ્ય લાગે છે કે મુંબઇ સરકારે આ નિર્ણય ઉતાવળાઓ એક પક્ષી દોરવણીથી કર્યો છે અને એમ કરી ગુજરાતના આજના અને આવતી કાલના ઇતિહાસને અન્યાય કર્યો છે

અલબત આ નિર્ણય પહેલાં મુંબઇ સરકારે ગુજરાત અને મહારાષ્ટ્રના ૭ પ્રતિનિધિ સભ્યોની એક સમિતિની નીમણુંક કરી હતી પરંતુ એ સમિતિ આ પ્રશ્ન પર 'શિયાળ તાણે સીમ ભણી ને કુતરૂં તાણે ગામ ભણી' જેમ એક મત થઇ શકી નહોતી સમિતિ વચ્ચે શા મતભેદ હતા એ હકીકત તો હજુ અંધારામાંજ છે

આથી મુંબઇના ગૃહપ્રધાન શ્રી મોરારજી ભાઇ અને પંત પ્રધાન શ્રી બાળા સાહેબ ખેરને આ પ્રદેશનો પ્રવાસ ખેડવો પડયો હતો. અને આ પ્રવાસ દરમ્યાન જે હકીકતો બહાર આવે છે તે પ્રમાણે મહારાષ્ટ્રના ચાહકોએ આ પ્રદેશમાં આ પ્રવાસ વખતે પૂર્ણ તૈયારી કરી હતી ને એટલેજ માનનીય પ્રધાનોને કાને **आमची भाषा मराठी आहे** શબ્દો જ્યાં ત્યાં અથડાયા હતા.

આમ પંત પ્રધાનોના પ્રવાસ પછી ડાંગની ભાષાને મરાઠીની મહોર વાગી ચુકી છે

અલબત આજે આ પ્રદેશમાં બોલાતી ભાષા ગુજરાતી નથી તેમ મરાઠીયે નથી પરંતુ બે વચ્ચેની અપભ્રંશ બોલીની ભાષા છે ને તે પણ અનેક રીતે બોલાય છે પરંતુ આ ભાષાનું મુળ ગુજરાતીનું છે એવા ઘણા પુરાવાઓ આ પ્રદેશના માનવીઓના રોજીંદા જીવનમાંથી મળે છે એટલુંજ નહિ આજથી અર્ધી સદી પહેલાં ગ્રીયર્સન જેવા તટસ્થ યુરોપીયન વિદ્વાને પણ આ ભાષાનું મુળ ગુજરાતી છે એવો સ્પષ્ટ મત હજુ મંતરણ છે

બીજી બાજુથી ભૌગોલિક અને સાંસ્કૃતિક અને ઐતિહાસિક દ્દષ્ટિથી જોઇએ તો આ પ્રદેશ કુદરતી રીતેજ લગભગ ગુજરાતનોજ એક ભાગ છે એવી છેક મહાભારતકાળથી આજ સુધીની અનેક ઐતિહાસિક સાબીતીઓ ઉપલબ્ધ છે એ છતાં રાજકીય અને પ્રાંત

બ્રહ્મદેશની કેવાવ ગુ જાતિની સ્ત્રીઓ ગળામા લોઢાના ચક્કરો પહેરે છે આફ્રિકાની ઝુલુ લલનાઓ પોતાના બાળકોને માથા પરના ટોપલામા મુકીને લઈ જાય છે

અશાન્ટી, મૈનગમ્બિયાના લોકો તેમજ એસ્કિમો લોકો સ્ત્રીઓ સાથે જમતા નથી ચીનમા પરણવાની પહેલી રાતે વરવધુ ભેટી ન શકે એ માટે તેમની વચ્ચે ખુલ્લી તલવાર મુકાય છે.

માડાગાસ્કરની સ્ત્રીઓ બન્ને બાજુથી ખુલ્લુ એવુ થેલી જેવુ વસ્ત્ર પહેરે છે તેને 'સિમ્બો' કહે છે મહારાષ્ટ્રમા કછોટાવાળી સાડી પહેરવામા આવે છે, તે માથા પર આવતી નથી ગુજરાતમા ખાસ પ્રકારની ગુજરાતી સાડી પહેરવામા આવે છે હિંદમા સિંદુર અને કંકુ સૌભાગ્ય સૂચક ચિહ્નો છે ગુજરાતમા કાળી સાડી અને મહારાષ્ટ્રમા ધોળી સાડી અશુભ સૂચક છે પશ્ચિમમા ફ્રોક પહેરવાનો રિવાજ છે મારવાડી સ્ત્રી તો વળી ઘેરદાર ઘાઘરા પહેરે છે તેમના પોષાકમા રંગનુ પ્રાધાન્ય વિશેષ હોય છે પંજાબનો વળી પોશાક સાવ જુદોજ એ બાજુ ટાઢ વધુ પડે એટલે ઇજાર અને લેઘા વિશેષ નજર પડે એ સ્વાભાવીક છે સરહદ પ્રાંતોમા અને ડુંગરાળ પ્રદેશોમા નીચેથી સાકડી ઇજાર સ્ત્રીઓ પહેરે છે લેપલેન્ડમા સ્ત્રી પુરુષના પોશાક સરખા હોય છે ઝુલુ સ્ત્રીઓ પોતાના સ્તન નથી ઢાકતી માથા પર મોટા મુગટના રૂપનો અંબોડો, કેડ પર ટુંકો ઘાઘરો અને એના પર ઝાડપાનના ઝુમખાઓ આ તેમનો શણગાર કોઇકવાર તેઓ ગળામા હાડકાઓની માળા પણ પહેરે છે સૌરાષ્ટ્રની બાજરમાન ગરાસણી જ્યારે લાજ કાઢવામા મર્યાદા સમજે છે, ત્યારે આ ઝુલુ નારીઓ ઉઘાડી છાતીએ ફરવામા એક પ્રકારનો ગર્વ અનુભવે છે હિંદના કેટલાક ભાગોમાં લાજ-ઘુમટાનો રિવાજ છે મહારાષ્ટ્ર, મદ્રાસ કે બંગાળની સ્ત્રીઓ લાજ નથી કાઢતી

સાધારણ રીતે હિંદમા સગોત્ર લગ્નો થતા નથી આજથી સદીઓ પહેલા થઈ ગયેલા મગધ સમ્રાટ બિંબીસાર યાને શ્રેણિકના સમયથી એ પ્રથા ચાલી આવે છે જો કે આતરજાતિય લગ્નો થતા એ વખત મુખ્ય ચારજ વર્ણ હતા–ક્ષત્રિય, બ્રાહ્મણ, વૈશ્ય અને શુદ્ર' છતાંયે મધ્ય પ્રાતની ગોડ જાતીમા સગોત્ર લગ્નો થઈ શકે છે

ઉત્તર અરબસ્તાનની અબળાઓ ચલણી સિક્કાના હારનો શ્રગાર તરીકે ઉપયોગ કરે છે સોના ચાદીના ઘરેણાઓના અલંકારો આપણે ત્યાની સ્ત્રીઓ પહેરે છે આપણે ત્યા લાબા, સુંદર ને મુલાયમ વાળ જોવામા આવે છે, પશ્ચિમમા 'બોબ્ડ હેર' જોવામા આવે છે

દેશ વિદેશની નારીઓમા વસ્ત્રો ઓઢીની ભિન્નતા જોવામા આવે છે લગ્નના મનોરંજક રીતરિવાજોની પાછળ પણ 'વરવધુ'ના 'કલ્યાણ'ની મંગલભાવના સમયેલી પડી છે અને એ રીતરિવાજોથી બહારના અનીષ્ઠ તત્વોથી દંપતિનું રક્ષણ થાય એવી ભાવના વ્યક્ત થાય છે પોશાકમા પણ ખુબજ વિવિધતા જોવામા આવે છે, વિષુવવૃત પાસેના પ્રદેશમા રહેતી સ્ત્રીઓ ખુબજ ગરમીને લઈને ઓછા અગર બારીક વસ્ત્રો પહેરે છે ત્યારે ધ્રુવપ્રદેશની સ્ત્રીઓ ગરમમા ગરમ અને ખુબજ જાડા વસ્ત્રો પહેરે છે

સ્ત્રી પાર્વતીની પ્રસન્નતા, સરસ્વતીની કલાપ્રિયતા, અને સીતાની પવિત્રતાના દર્શન કરવામાજ જીવનની ધન્યતા છે

—શ્રી કિશોરચંદ્ર હી પારેખ

### ડાંગનો પ્રશ્ન

મહારાષ્ટ્રીય પ્રાંતવાદના ઝેરી કુંડાળામાંથી જન્મેલો ડાંગનો પ્રશ્ન આજે ગુજરાતમાં એક વાસ્તવીક વંટોળ જગાવી ગયો છે ને ડાંગની ભાષાને મુંબઇ સરકારે 'મરાઠી'ની જે મહોર મારી છે એ સામે સમગ્ર ગુજરાતે એક ઐક્યત્વ રીતે વિરોધ કર્યો છે ને આ ઉતાવળીઓ અને અન્યાયી નિર્ણય બદલવા માગણી કરી છે

જ્યારે આ પ્રશ્ન અંગે ગુજરાત વિધાસભાએ એક તપાસ સમિતિ નીમી છે એ સમિતિએ તાજેતરમાંજ ડાંગના પ્રદેશમાં એક અઠવાડીયાનો પ્રવાસ કર્યો હતો ને ભાષા અને સંસ્કૃતિ અને ભૌગોલીક દ્રષ્ટિએ ડાંગ ગુજરાતનો પ્રદેશ છે ને તેની ભાષાનું મુળ ગુજરાતી છે એવા અનેક પુરાવાઓ આ સમિતિએ મેળવ્યા છે ત્યારે હવે એ જોવાનું રહે છે કે આ પ્રશ્ન પર મુંબઇ સરકાર ક્યાં સુધી અક્કડાઇ રાખી પગલાં લે છે કે પોતાની ભૂલ સુધારવાનું હિમ્મત ભર્યું પગલું લે છે

મુંબઇ સરકારે ડાંગની ભાષાનો આ નિર્ણય કેમ અને ક્યા સંજોગોમાં કર્યો એ એક પ્રશ્ન છે એ જ્યારે વિચારીએ છીએ ત્યારે એમ અવશ્ય લાગે છે કે મુંબઇ સરકારે આ નિર્ણય ઉતાવળીઓ એક પક્ષી દોરવણીથી કર્યો છે અને એમ કરી ગુજરાતના આજના અને આવતી કાલના ઇતિહાસને અન્યાય કર્યો છે

અલબત્ત આ નિર્ણય પહેલાં મુંબઈ સરકારે ગુજરાત અને મહારાષ્ટ્રના ૭ પ્રતિનિધિ સભ્યોની એક સમિતિની નીમણૂક કરી હતી. પરંતુ એ સમિતિ આ પ્રશ્ન પર 'શિયાળ તાણે સીમ ભણી ને કુતરું તાણે ગામ ભણી' જેમ એક મત થઇ શકી નહોતી સમિતિ વચ્ચે શા મતભેદ હતા એ હકીકત તો હજુ અંધારામાંજ છે

આથી મુંબઇના ગૃહપ્રધાન શ્રી મોરારજી ભાઇ અને પંત પ્રધાન શ્રી બાળા સાહેબ ખેરને આ પ્રદેશનો પ્રવાસ ખેડવો પડ્યો હતો અને આ પ્રવાસ દરમ્યાન જે હકીકતો બહાર આવે છે તે પ્રમાણે મહારાષ્ટ્રના આગેવાનોએ આ પ્રદેશમાં આ પ્રવાસ વખતે પૂર્ણ તૈયારી કરી હતી ને એટલેજ માનનીય પ્રધાનોને કાને આમચી ભાષા મરાઠી આહે શબ્દો જ્યાં ત્યાં અથડાતા હતા.

આમ પંત પ્રધાનોના પ્રવાસ પછી ડાંગની ભાષાને મરાઠીની મહોર વાગી ચુકી છે

અલબત્ત આજે આ પ્રદેશમાં બોલાતી ભાષા ગુજરાતી નથી તેમ મરાઠીયે નથી પરંતુ બે વચ્ચેની અપભ્રંશ ભીલાની ભાષા છે ને તે પણ અનેક રીતે બોલાય છે પરંતુ આ ભાષાનું મુળ ગુજરાતીનું છે એવા ઘણા પુરાવાઓ આ પ્રદેશના માનવીઓના રોજીંદા જીવનમાંથી મળે છે એટલુંજ નહિ આજથી અર્ધી સદી પહેલાં ગ્રીયર્સન જેવા તટસ્થ યુરોપીયન વિદ્વાને પણ આ ભાષાનું મુળ ગુજરાતી છે એવો સ્પષ્ટ મત રજુ કર્યો છે

બીજી બાજુથી ભૌગોલિક અને સંસ્કૃતિક અને ઐતિહાસિક દ્દષ્ટિથી જોઇએ તો આ પ્રદેશ કુદરતી રીતેજ લગભગ ગુજરાતનોજ એક ભાગ છે એવી ઠેઠ મહાભારતકાળથી આજ સુધીની અનેક ઐતિહાસિક સાબિતીઓ ઉપલબ્ધ છે એ છતા રાજકીય અને પ્રાંત

વાદી મત પ્રચાર પાછળ દોરવાઇ મુબઇ સરકારે જે નિર્ણય કર્યો છે એ આ પ્રાત-વાદના વિષને વધુ હળાહળ બનાવે છે કારણ કે ગુજરાત કદી પ્રાતવાદમા માનતુ નથી કે તેને પ્રાદેશીક ભુખ પણ નથી પરતુ આવી ચાન ગુજરાત હરગીઝ હવે સહન નહિ કરે એ આજે ઉગ્ર બનેલા પ્રશ્ન પરનો સવાલ સ્પષ્ટ કરે છે

એટલે પ્રાતવાદનુ ઝેર વધુ હળાહળ ને ઉગ્ર ન બનાવવુ હોય તો મુબઇ સરકારે આ નિર્ણય સામે છછુદર ગળ્યા જેવી સ્થિતિ છતાય ફેરવવો જોઇએ

x x x

**સ્ત્રી સન્માનની દિશામા**

હિંદમા ક્રાતિની પ્રથમ ચિનગારીની જ્યોત પેટાવનાર અને નારી પુજામા અગ્રણી બગાળે આજે પ્રતિ ક્રાતિ અને નારી અપમાનના અધ પાતની ખાઇમા કાળ ઝુપકો માર્યો છે

થોડા વખત પહેલાં કલકત્તાની ધારા સભાની પેટા ચુટણીમા શ્રીમતિ રેણુકા રે અને શ્રીમતિ સુચેતા ક્રિપલાની પર જે હુમલો થયો હતો એ હુમલો આ અધ પાતની પરાકાષ્ટા સુચવે છે મુસ્લીમ શાસન કાળમા કે બ્રિટિશ શાસન કાળમા કે કોમી હુલ્લડમા માનવતા પરવારી ચુકેલા માનવીઓએ સ્ત્રીઓ ઉપર ઘણા અત્યાચારો કર્યા છે એ ગઇ કાલના ઇતિહાસમા જે થયુ તે થયુ પરતુ આજે માનવ સ્વાતત્ર્ય અને લોકશાહીના યુગમા લોકશાહી ચુટણીમા સ્ત્રીઓ પરના આવા હુમલા ફરી આપણને એ પ્રાચીન અને મધ્ય યુગની જગાલીયત તરફ લઇ જાય છે કે જેને આપણે હમેશા હૃદયથી તિરસ્કારીએ છીએ

બગાળી યુવાનો ભલે પછી એ સામ્યવાદી હોય આવી જગાલીયત આદરે અને એ જગાલિયતને બગાળના હજારો નર નારીઓ જોઇ રહે, સાભળી રહે એ કઇ રીતે આપણી આઝાદીને કે આપણી લોકશાહીની માનવ ભાવનોને શોભાસ્પદ છે

આ એક બે નારીઓનુ-અપમાન નથી પણ હિંદની-જગતની માતૃત્વનુ અપમાન છે આવી નરી માનવ હીનતા અને માતૃત્વના આ અપમાન સામે માત્ર બગાળેજ નહી પણ સમગ્ર દેશો દેશની સમગ્ર સ્ત્રીઓએ પ્રચડ વિરોધ ઉઠાવી આવી માનવહીન જગાલિયતને નામ શેષ કરવા કમર કસવી જોઇએ





*રાષ્ટ્ર પિતા મહાત્મા ગાંધીજીના દેહનુ જ્યાં વિસર્જન થયુ હતુ એ ઐતિહાસિક રાજઘાટનુ એક સુદર રાષ્ટ્રીય ઉપવનમાં રૂપાતર થશે. આ બાગની પાછળ ૭ લાખ રૂપિયા ખર્ચાશે અને તેની ઉદ્ઘાટન ક્રિયા ગાંધીજીના આગામી જન્મ દિવસ તા ૨જી ઓકટોબ્બરે થશે એમ જાણવા મલે છે

*મુબઈમાં કુમારીકા અને સ્ત્રી મડળ તરફથી વિલેપારલે ખાતે ચલાવાતા ગુજરાતી ફર્સ્ટ મેટ્રીક અને પ્રિ મેટ્રિક વર્ગો ગઈ તા. ૧૧ મીથી શરૂ થયા છે

*ગઈ તા ૧૨ મીએ મુબઈના બોરીબદર પરના, કેન્દ્રમા કુ મોના ફોજદારે સ્ત્રી સ્વાતત્ર્ય અને પ્રાણ આપનાર પ્રથમ સ્ત્રી એ વિષય પર પ્રવચન કર્યું હતુ

*મુબઈના નગર રક્ષક દળના મહિલા વિભાગમા નામો નોધવા માડયા છે ને પહેલી ટુકડીની તાલીમ જુલાઈના પ્રથમ સપ્તાહમા શરૂ થશે એમ જાણવા મલે છે

*૧૯૪૩ ના દુષ્કાળ દરમ્યાન અખિલ હિદ મહીલા પરિષ૦ તરફથી રચાયેલી અખિલ હિદ બાળ રક્ષણ સમિતિએ અમદાવાદમાં શરૂ કરાયેલા ગૃહમાં ૧૦૦ જેટલાં નિરાધાર બાળકોને રાખી તેમની સભાળ અને કેળવણી આપવાની કરેલી દરખાસ્તનો હિદ સરકારે સ્વીકાર કર્યો છે આ સમિતિએ બગાળ, ઓરીસા મલબાર વિ સ્થળોએ આવા ગૃહોની સ્થાપના કરી છે

*હિદ માટેના કેનેડામાં તૈયાર થયેલા ૩૩ એન્જીનનો પહેલો જથ્થાનો નામ કરણ વિધિ ગઈ તા. ૨૯ મીએ કેનેડા ખાતેના વડા અધિકારી સરદાર હરજિતસિંહ મલીક ના પત્ની શ્રીમતિ મલીકના હસ્ત થયો હતો

*નડિયા૦ હિન્દુ અનાથ આશ્રમની એક યુવતી સાથે પ્રેમ લગ્નમા નિરાશા મલતા ઉમરેઠના એક ૨૨ વર્ષના યુવાને ગઈ તા ૧૩ મીએ ટ્રેન નીચે આપઘાત કરી જીવનનો અત આણ્યો હતો

*કાલોલ ભગીની સેવા મડળનો વાર્ષિક ઉત્સવ તા ૨ જીના રોજ કાલોલ મુકામે સાક્ષર શ્રી રમણલાલ વ દેશાઈના પ્રમુખ પદે સુદર રીતે ઉજવાયો હતો

*યુનોની માનવ હક્ક સમિતિમા હાજરી આપવા ગયેલા શ્રીમતિ હસા બહેન મહેતા અમેરીકાથી ૧ લી જુલાઈએ હિદ આવી પહોંચશે

*રાધનપુરમાં ગઈ ૭ મીએ રેશનીગ ખાતા સામે ૪૦૦ જેટલી સ્ત્રીઓએ એક સરઘસ કાઢી વિરોધ કર્યો હતા પરતુ પુ રવિશકર મહારાજે તેમને સમજાવી આશ્વાસન આપતાં સરઘસ વિખેરાયુ હતુ

*ઉત્તર કલકત્તાની ધારાસભાની પેટા ચુટણીમા ગઈ તા ૧૯ મીએ સુચેતા કૃપલાની અને રેણુકા રે ને તોફાનીઓએ ઘેરી લઈ તેમનો ઉપર કાદવ ફેંક્યો હતો.

*અમેરીકા ખાતે મહાત્મા ગાંધી સ્મારક સ્થાપવાના ખરડાને ન્યુયોર્કના ન્યાયમૂર્તિએ મજુરી આપી છે

*લખનૌના એક ગામે એક અપહૃત સ્ત્રીને પાછી મેળવવા જતા પોલીસ અને સ્ત્રીઓ વચ્ચે અથડામણ થવા પામી હતી.

*સંયુક્ત પ્રાંતમાં પહેલીજવાર અખતરા તરીકે પોલીસ દળમાં સ્ત્રીઓની ભરતી કરવામાં આવી છે જો આ અખતરો સફળ થશે તો આખા પ્રાંતમાં સ્ત્રી પોલીસ દળની યોજના દાખલ કરવામાં આવશે

*નડિયાદમાં ગઈ તા ૨૮ મીએ દશા શ્રીમાળી મહિલાં ઉદ્યોગ મંદીરનો વાર્ષિકોત્સવ ઉજવાયો હતો.

*મુંબઈના ગૃહરક્ષકોની મહિલા વિભાગનું ગઈ તા ૮ મીએ ઉદ્‌ઘાટન થયું આ વિભાગ શ્રીમતિ સોફિયાખાનની દેખરેખ હેઠળ મુકાયો છે

*વડોદરા થિયોસોફીકલ લોજમાં કુ જનકબાળા દવેએ, ગુજરાતની દૃષ્ટિએ કલકત્તાનું સ્ત્રી જીવન એ વિષય પર પ્રવચન આપ્યું હતું.

*વડોદરા સ્ત્રી અધ્યાપન પાઠ શાળાના અધ્યાપિકા બહેન લીલાવતી નાથાલાલ ત્રિવેદી આ વર્ષે હવે યુનિવરસીટીની બી ટી ની પરિક્ષામાં ફર્સ્ટ ક્લાસમાં ઉતિર્ણ થયા છે

*અમદાવાદમાં રાયપુરમાં રહેતા અંબાલાલ નામના એક ભાઈની પત્ની મધુકાન્તા નામની ૨૫ વર્ષની યુવતીનું સ્ટવ સળગાવતા દાઝી જતા મૃત્યુ થયું છે.

*અમદાવાદ એલીસબ્રીજમાં રૂખી નામની એક રબારણે ગૃહ ક્લેસના કારણે માવળંકર દાદાના બંગલા પાસે કુવામાં પડી આપઘાતનો પ્રયાસ કર્યો હતો

*રોશનઆરા બેગમ નામની એક સીનેમા તારિકાનું મુંબઈથી પાકીસ્તાન ખાતે અપહરણ થયું છે

*ઉમરેઠના વણોલી ગામના પરમાર ફુળા નામના એક માણસે પોતાની ૧૦ વર્ષની પુત્રીનું લગ્ન કરતા તેનો તથા લગ્ન કરાવનાર ગોરનો દંડ થયો છે

*વઢવાણમાં એક બહેને એકી સાથે ત્રણ બાળકોને જન્મ આપ્યો હતો

*મહેસાણામાંથી ગઈ તા ૧૩ મીએ અમદાવાદથી આવતાં દિલ્હી એક્સપ્રેસમાંથી ત્રણ યુવતીઓ પકડાઈ હતી. આ યુવતીઓએ પોલીસ સમક્ષ ચોકાવનાર નિવેદન કર્યું છે

*વીરપુરમાં ગઈ તા ૯ મીએ એક વિધવા બહેન બળી મરી

*કલોલમાં એક યુવતીને ભગાડી જતાં એક પોલીસ કોન્સ્ટેબલ પકડાઈ જવા પામ્યો હતો.

*ઝાલોદના રાજપુર ગામે રૂપજી નામના એક માણસે એક ઉપર બીજી પત્નિ કરતાં કોર્ટે તેનો, છોકરીના બાપનો અને વિધિ કરાવનાર ગોરનો દંડ કર્યો છે

*સોજીત્રામાં શંકરલાલ નામના એક પોલીસ કોન્સ્ટેબલની યુવાન પત્ની કુસુમે પોતાના બે બાળકો સાથે કુવે પડી આપઘાતનો પ્રયાસ કર્યો હતો.

*આણંદના એક ગામમાં એક ભાઈએ અણબનાવને કારણે પોતાની પત્નીનું ધારિયાથી ખુન કર્યું હતું

*વડોદરામાં ગઈ તા ૧૧ મીએ સયાજીગંજમાં બાબુરાવ શામળારાવની પત્નીનું તેના ભાઈએ લગ્ન માટે પૈસા નહિ આપવા માટે ખુન કર્યું હતું

*રામપરા (ધરાદ)માં ગઈ તા ૧૩ મીએ એક હજામની ઘટીએ દળવા જતા અંદર બેઠેલા કાળા નાગે ડંસ દેતા તેનું મૃત્યુ થયું હતું

*સૌરાષ્ટ્રમાં ઉપલેટા ગામમાં પોતાના ત્રણ બાળકોનું ખુન કરવા બદલ એક આહીર સ્ત્રીને ફાંસીની સજા થઈ છે.

*મુબઈની બસમા એક વિદ્યાર્થીનું ખીસ્સુ કાપવા બદલ જાના રામકીશન નામની એક યુવતીની પોલીસે ધરપકડ કરી હતી

*લોકસભાના સ્ત્રી સભ્ય શ્રીમતિ અમ્મુ સ્વામીનાથન તા. ૨૮ મીએ વિમાન દ્વારા ૬ ઠીએ મળનાર 'યુનેસ્કોની' બેઠકમા ભાગ લેવા માટે જીનીવા તરફ ઉપડી ગયા છે

*કેનિયા (આફ્રિકા)ના ઇતિહાસમા પહેલીજ વાર એક શીખ યુવતીને તેના સસરાનુ બદુકની ગોળીથી ખૂન કરવા બદલ દેહાત દડની સજા થઇ છે

*શ્રી ચીમનાબાઇ મેટરનીટી અને બાળસ રક્ષણ સંસ્થામા લેડી ડૉક્ટર તરીકે વર્ષો સુધી સેવા આપી ચુકેલા ડૉ કમલા મેનને ગઇ તા. ૨૭ મીથી સપાજીઅજમાં સ્ત્રીઓ અને બાળકો માટેનું દવાખાનુ અદ્યતન સાધનો સાથે શરૂ કર્યું છે

*વડોદરાના શ્રી મહારાણી ચીમનાબાઇ સ્ત્રી અને બાળસરક્ષણ સસ્થાની સામાન્ય સભા તા. ૭ મી એ ડૉ. જીવરાજ મહેતાના પ્રમુખપણા હેઠળ મળશે

*સીનેમા ઉપરના મનોરંજન કર વધારા સામે હિંદ ભરના ૧૨૦૦ સીનેમા ગૃહોએ ૩૦ મીએ એક દિવસની પ્રતિક હડતાળ પાડી હતી.

*મહાત્માજીના ખુની ગોડસેની અપીલ પજાબ હાઇકોર્ટે ફગાવી દીધી છે

*વડોદરામા શરૂ થનારી ગૃહવિજ્ઞાન પાઠશાળાના વ્યવસ્થાપક શ્રી લીલાબ્હેન દેસાઇ અમેરીકન સ્ત્રી જીવન' એ વિષય ઉપર તા ૩-૭ ૪૯ ને રવિવારે સાજે પાા વાગે શ્રી ચિમનાબાઈ સ્ત્રી ઉદ્યોગાલયના મકાનમા બહેનો માટે જાહેર ભાષણ આપશે.

*સૌ સરલાબ્હેન જ્યોતિન્દ્ર મહેતા સ્ત્રી સસ્થાઓના જના કાર્યકર્તાને જાહેર વિદાયમાન વડોદરાની સર્વે સ્ત્રી સસ્થાઓ તરફથી શનીવારે તા ૨ જીએ અપાશે

# ફોરમ

## મધુસંચય

### દુનિઆનુ સૌથી પ્રખ્યાત ઘડિઆળ બિગ બેન

દુનિઆનુ સૌથી પ્રખ્યાત ઘડિઆળ બિગ બેન આજે ૯૦ વર્ષથી એકધારૂ કામ આપી રહ્યુ છે બી. બી સી. પરથી વહેતા મુકવામા આવતા તેના મધુર રણકારવાળા ટકોરા આખી દુનિઆના લોકોએ સાભળ્યા છે

આ પ્રમાણે બિગ બેનના ટકોરા તા. ૧૭ ફેબ્રુઆરી ૧૯૨૪ થી સભળાવવામા આવે છે કેટલાક ઐતિહાસિક પ્રસગોની જાણ કરવા માટે પણ તેનો ઉપયોગ કરવામા આવે છે તા. ૧૧ નવેમ્બર ૧૯૧૮ ને દીવસે પહેલા યુદ્ધના વિરામની જાહેરાત સવારના ૧૧ વાગે તેના ટકોરાઓ મારફતજ કરવામા આવી હતી તેજ પ્રમાણે તા. ૩ જી સપ્ટેમ્બર ૧૯૩૯ ને દીવસે જર્મની સાથેના બીજા વિશ્વ યુદ્ધની જાહેરાત પણ તેના ટકોરા વગાડી કરવામાં આવી હતી

હમણા હમણાં તો ટેલીવિઝન માટે પણ ઉપયોગ કરવામા આવે છે બી બી સી પરથી ખબરો સભળાવતી વખતે બિગ બેનની-આગળજ વાંચનારો ઉભો રહે છે

લોકો તો આ ઘડીઆળનેજ બિગ બેન તરીકે ઓળખે છે જ્યારે ખરી રીતે તો તેની અદરના ૧૩।। ટન વજનના ઘટનુ તે નામ છે પહેલા કમિશ્નર ઓફ વર્કસ સર બેન્જામિન હોલ પરથી તેનુ નામ પાડવામા આવ્યુ હતુ

તેના મિનારાની ઉંચાઇ ૩૧૬ ફુટ છે અને તેની ટોચ પર પહોચવા માટે ૩૭૪ પગથિયા ચડવા પડે છે તેના ચદાનો વ્યાસ ૨૩ ફુટ છે દરેક આકડાની લંબાઇ ૨ ફુટ છે અને દરેક મિનિટના લીટાની વચ્ચેની જગ્યા ૧ ચોરસ-ફુટ જેટલી છે તેનો મિનિટ કાંટો ૧૪ ફુટ લાબો છે અને તેનુ વજન ૨ હડ્રવેટ હોવાથી તેને ઉચકવા માટે ચાર માણસની જરૂર પડે છે

તે બરાબર સમય દર્શાવે તે માટે એક સાદી છતા તદ્દન અવનવી પદ્ધતિનો ઉપયોગ કરવામા આવે છે તેના લોલકના દાડા પર અધવચ એક રકાબી રાખવામા આવી છે ઘડીયાળ મોડુ જણાતા તેમા પેનીનો સિક્કો નાખવામા આવે છે અને તે બરાબર થઇ જતા તે સિક્કો લઇ લેવામા આવે છે

પાર્લામેન્ટની બેઠક ચાલુ હોય ત્યારે તેમા દીવો કરવામા આવે છે તેથી આમ જનતાને ખબર પડે છે કે પાર્લામેન્ટ ચાલુ છે

ઇ જે ડેન્ડ નામના લડનના એક ઘડિઆળો બનાવનારા મિસ્ત્રીએ સ. ૧૮૫૩ મા તેને બનાવવાની શરૂઆત કરી હતી, પરન્તુ પાંચ વર્ષ સુધી તેનો મિનારો તૈયાર થયો ન્હોતો ત્યાં વળી તેનો ૧૬ ટન વજનના ઘટમાં ફાટ જણાતા તેને ગાળી નાખીને ફરીવાર બનાવવામા આવ્યો હતો. ત્યાર પછી ઘડિઆળને બેસાડતાં ઘણો ત્રાસ થયો હતો. તેને 'મહામુશ્કેલીએ' બેસાડ્યુ " ત્યારે તેના કાટા ભારે જણાયા તેથી-આખરે તા. ૩૧ મે ૧૮૫૯ થી તેણે સમય દર્શાવવાની શરૂઆત કરી. આટલા વર્ષમા તે માત્ર એક જ વાર અટક્યુ છે પણ તેના પેન્ડ્યુલમના આધારરૂપ કમાન તુટી જવાથી.

તેની શરૂઆતથી તે ૫૪ વર્ષ સુધી તેને ચાવી આપવાની વિધિમાં ત્રણ વખત હાથથી જ આપવામાં આવતી હતી તે માટે બે માણસ કામે લગાડવા પડતા અને તેમને પાંચ કલાક લાગતા ત્યાર પછી તેલની મોટરથી ચાલતુ એક યંત્ર ગોઠવવામાં આવ્યુ હતુ અને હવે તો વિજળીક મોટરની મદદથી માત્ર ૪૦ મિનિટમાં તેને ચાવી આપી શકાય છે

## બ્રિટનમાં પ્રથમ મહિલા તબીબની પવિત્ર યાદમા

હેસ્ટિંગ્સ ખાતે આવેલા એક મકાનને જાળવી રાખવામાં આવશે, કારણ કે ત્યાં બ્રિટનની પ્રથમ મહિલા તબીબે ૩૦ વર્ષ સુધી કાર્ય કર્યું હતુ. આ મકાનને બોમ્બ મારાથી નુકશાન થયુ હતુ

આ મકાન પર એક તક્તિમાં આ પ્રમાણે લખવામા આવ્યુ છે

" અહિં ડૉ. એલિઝાબેથ બ્લેકવેલ ૩૦ વર્ષ સુધી રહ્યા હતાં અને તબીબી કાર્ય કર્યું હતુ બ્રિસ્ટલ ખાતે સ ૧૮૨૧ માં જન્મી સ. ૧૯૧૦ મા હેસ્ટિંગ્સ ખાતે મૃત્યુ પામ્યાં હતાં ન્યુયોર્કમા સ ૧૮૪૯ મા પ્રથમ તબીબી સ્નાતક થનાર પ્રથમ મહિલા -બ્રિટનના તબીબી દફતર પર સ ૧૮૫૯ માં નોંધ પામેલા પ્રથમ સ નારી. "

### સ્ત્રીપ્રા રાજ્ય !

બ્રિટનમા બિશોપ્સ ઈચિન્ગટન ( વૉર વિકશાયર ) નામના ૯૦૦ ની વસ્તિ ધરાવતા ગામડાનો વહિવટ આગામી એક બે વર્ષ માટે સ્ત્રીઓ સભાળશે. કારણકે ત્યા ચૂટા એલા ૭ કાઉન્સિલરોમા માત્ર એકજ પુરુષ છે સ્થાનિક સ્ત્રીઓની સસ્થાના પ્રમુખ એડિથ ચેપલ-હેમ નામની મહિલાએ સૌથી વધારે મત મેળવ્યા છે પુરુષ સભ્યમાં માત્ર ફ્રેડ માર્ટીન છે તે છેલ્લા ૨૦ વર્ષથી કાઉન્સિલમા છે તેણે ૯૫ મત મેળવ્યા હતા.

## નવ પરિણિત સ્ત્રીઓ માટે ઉત્તમ પુસ્તક

'નવ વધુઓ માટેના પુસ્તક' (બુક ફોર બ્રાઈડ્ઝ)ની એક પ્રત રાજકુમારી એલીઝાબેથને ભેટ મળી છે આ પુસ્તક તાજેતરમાજ પ્રકટ થયુ છે તેનુ છેલ્લુ પ્રકરણ છે ' જીંદગી માટે અવિરત પુરુષાર્થ.'' ખોરાક, દારૂ, વસ્ત્રો, ઘર માટેનુ રાચરચિલુ, મધુ રજની માટે પ્રવાસ વગેરે વિષયો પર નિષ્ણાતોએ રસપ્રદ અને બોધક વાનગી પીરસી છે એક કાનુન નિષ્ણાત આમાં કાયદાની બાજુને પણ છણી હોય તેનુ અવલોકન આપ્યુ છે

આ આખા પુસ્તકમા કદાચ સૌથી ઉપયોગી વિષય છે ''લગ્ન અગે તત્વજ્ઞાન'' તેના લેખક આન્દ્રે મારવા માને છે કે 'લગ્ન એ દાસ અને સ્વધાનો વિષય છે અને તે નિત્ય તાજો રહેવો જોઇએ'

## બ્રિટનમા રાજાના એ. ડી સી. બનનાર પ્રથમ મહિલા

બ્રિટનમા સ્ત્રીઓ માટેના શાહી નૌકાદળના ડિરેકટર મિસ જોકલીન મે વુલકોમ્બ રાજાના એ ડી. સી. તરીકે નીમાયા છે આવો હોદ્દો ધરાવનાર આ પહેલા છે

૫૦ વર્ષની વયના મિસ વુલકોમ્બ સદગત્ વીઅર એડમીરલ એમ. વુલકોમ્બના પુત્રી થાય છે સ ૧૯૨૯ના જુલાઇમા તે સ્ત્રીઓ માટેના શાહી નૌકાદળમા જોડાયા અને પ્લાયમાઉથ ખાતે વડા અધિકારી તરીકે નીમાયા હતા સ ૧૯૪૦ ના મેથી સ ૧૯-૪૩ ના જાન્યુઆરી સુધી તે આ ખાતાના વડા મથકે આવેલા સ્ટાફના સુપ્રિન્ટેન્ડટ હતા.

Regd. No.

ગુણસુન્દરીનો આવતો અંક

# આઝાદી અંક

તરીકે **૧૫** મી ઓગસ્ટે બહાર પડશે

આ અંક તમારે વાંચવો જ પડશે

★ એમાં હશે

...ના ઉંમરના શ્રીમતિ ...વાર્થેજ ૩૫ સતાનોની મા । છે શ્રીમતિ લેપજે ૯૪૭ મા તેના ૩૫ મા ...તો ૧લીએ બાળકને જન્મ આપ્યો હતો



ભારતની
સર્વોચ્ચ
સંસ્કૃતિ
અને
ધાર્મિક ભાવનાને
પુનર્જીવન આપતું

પ્રકાશનું
મહાન
ધાર્મિક સર્જન

# રામબાણ

આ
જ
જ

સહ
કુટુંબ
જુઓ

દિગ્દર્શક
વિજય ભટ્ટ

જેમાં ચમક છે
* પ્રેમ અદીબ અને
* શોભના સમર્થની
તેજસ્વી તારક જોડલી

## પ્રભાત ટૉકીઝ, વડોદરા.

દરરોજ બે ખેલ ૭-૧૦
શનિ રવિ બુધ ૪-૭-૧૦

પંદરમી ઓગસ્ટે આઝાદી દિને
વધારાનો ખેલ ૪ વાગે

---

ચાલુ ચિત્ર પછી તરતમાં આવે છે
એક યુવક યુવતીની અનોખી
— કથા આલેખતું —
રાજકમલનું શાનદાર સર્જન

# અપના દેશ

દિગ્દર્શક વ્હી. શાંતારામ

ભૂમિકા પુષ્પા હંસ, ઉમેશ, શાંતા, મનમોહન.

# ઇનામી યોજના

## સાબુના ભાવમાં મહાન ઘટાડો

| | નગ | રૂા આ પા. |
|---|---|---|
| ૫૦૧ બાર સોપ | ૧ | ૧-૩-૦ |
| ૫૦૧ ભુકો રતલ | ૧ | ૦-૧૫-૦ |
| ઓસ્ફા બાર સોપ | ૧ | ૧-૦-૦ |
| જય સુભાષ બાર સોપ | ૧ | ૦-૧૫-૦ |
| ઘોડા છાપ બાર સોપ | ૧ | ૦-૧૪-૦ |
| સાબુનો ભુકો રતલ | ૧ | ૦-૧૦-૦ |
| " ભુકો " | ૧ | ૦-૮-૦ |
| હમામ ટોયલેટ | ૧ | ૦-૬-૦ |
| લક્ષ " | ૧ | ૦-૫-૯ |
| લાઇફબોય સાબુ | ૧ | ૦-૫-૬ |
| સનલાઇટ સાબુ | ૧ | ૦-૫-૩ |
| ચ્હા લીપ્ટન રતલી પેકેટ | ૧ | ૨-૮-૦ |
| ચ્હા પુતળી રતલી પેકેટ | ૧ | ૨-૪-૬ |
| વોશીંગ સોડા રતલ | ૧ | ૦-૩-૦ |
| " " રતલ | ૬ | ૧-૦-૦ |

# આઝાદ સ્ટોર્સ

રાજમહેલ રોડ, : પીતાંબર ભુવન ' વડોદરા.

આ જાહેરાતના ભાવ પ્રમાણે ઓછી સાથે રૂા. ૫ નો માલ ખરીદનારને ચાલતી ખાસ હીનાફલની પાંચ આના કિંમતની બાટલી મફત આપવામાં આવશે.

સમય-સવારના ૮ થી ૧૨ અને સાંજના ૪ થી ૮ યાદ રાખો-દર બુધવારે દુકાન બંધ રહે છે

## સંપાદનની સાથે સાથે

સ્વાધિનતાની દ્વિતિય સંવત્સરી પ્રસંગે ગુણસુંદરી 'નો આ સ્વાધિનતા અંક ' ગુણસુંદરી ' ના વાચક ભાઇ બહેનો સમક્ષ ધરતાં અમે આછેરૂં ગૌરવ અનુભવીએ છીએ અને આ અંકમાં સહકાર આપનાર તમામ લેખક-લેખિકા ભાઇ-બહેનોનો ને જાહેર ખબર આપનાર વેપારી ભાઇઓનો ફરી ફરીને સહકારની આશા સાથે આભાર માનીએ છીએ

સંપાદક ગુણસુંદરી.

### આ અંકમાં




માલિક અને વ્યવસ્થાપક શ્રી નટુભાઈ ઠક્કર

વાર્ષિક લવાજમ દેશમાં રૂા ૫-૮ પરદેશ શીલીંગ બાર.

આ અંકની છુટક કિંમત એક રૂપિયો

આ માસિક વડોદરા-રાવપુરામાં ધી લુહાણામિત્ર પ્રિ. પ્રેસમાં મગનલાલ વિઠ્ઠલભાઇ ઠક્કરે પોતાને માટે છાપી અને તેના ઠેકાણેથી પ્રસિદ્ધ કર્યું તા. ૧૫-૮-૪૯

# સ્વાધિનતાના નવ આદર્શની મંઝીલમાં ગુજરાતની મહિલાઓ જાગૃત બની પોતાનું કર્તવ્ય અદા કરે

સ્વાતંત્ર્યદિનના સુમહોજ્જવળ પ્રસંગે ગુણસુંદરી દ્વારા ગુજરાતની મહિલાઓને મુંબઇના પંતપ્રધાન શ્રી બાળાસાહેબ ગ. ખેર અને ગૃહમંત્રી શ્રી મોરારજી દેસાઇના

## સંદેશા



નવી, દિલ્હી તા. ૩-૮-૪૯

સ્વરાજ્યનો પૂર્ણ અર્થ એ સમયે પ્રાપ્ત થશે જ્યારે આપણા સર્વ નાગરિકો ગરીબ અને શ્રીમંત, દલિત અને વિદ્વાન, સ્ત્રી અને પુરુષ પોતપોતાનું કર્તવ્ય અને અધિકાર સમજી શકશે અને તેનો અમલ કરશે 'ગુણસુંદરી' દ્વારા ગુજરાતની મહિલાઓમાં નાગરીકોનું કર્તવ્ય અને અધિકારોનું યોગ્ય જ્ઞાન પ્રસારવામાં આવે એવી શુભેચ્છા સ્વાતંત્ર્ય દિનના અવસર પર પ્રકટ કરું છું

—બા. ગ. ખેર.

સેક્રેટરીએટ મુંબઇ તા. ૨૬-૭-૪૯

ગુણસુંદરીના વાચકોને આઝાદી દિનના પ્રસંગે બે શબ્દો કહેતાં આનંદ થાય છે. આઝાદી પ્રાપ્ત કરવામાં ગુજરાતની બહેનોએ સારો ફાળો આપ્યો છે એ વિષે શંકા નથી. હવે આઝાદી પ્રાપ્ત થયા પછી એમની ફરજ ઓછી નથી થતી. સમાન હક્કના આ જમાનામાં સ્ત્રીઓને અનેક ક્ષેત્રોમાં કામ કરવાની તક મળવા લાગી છે. બધા ક્ષેત્રોમાં સ્ત્રીઓ પુરુષો જોડે હરિફાઇ કરવાની જરૂર નથી. મારું તો માનવું છે કે જો સ્ત્રીઓ ઘર કારભાર ચલાવવાનું અને નાના બાળકોની કેળવણીનું કાર્ય બરાબર પાર પાડે તો સમાજનું અડધું ઉપરનું કામ તેમને હાથે થઇ જાય છે. પુખ્ત ઉંમરના મતાધિકારમાં રાજકીય આગેની સત્તા પણ આડકતરી રીતે તેમને મળેલ છે. આ વસ્તુનું ભાન સ્ત્રીઓમાં જાગૃત થશે તો પછી તેઓ પોતાને અબળાઓ અસહાય નહિ જ માને. મને આશા છે કે ગુણસુંદરીની વાચક બહેનો આ વાત સમજશે અને સમાજમાંનું પોતાનું સ્થાન શોભાવશે.

—મોરારજી દેસાઇ



વર્ષ ૨૬ અંક ૬
ઑગસ્ટ ૧૯૪૯
સ્વાધિનતા અંક

# પંદરમી ઓગસ્ટ

પંદર ઓગસ્ટનો દહાડો રળિયામણો,
મુક્તિના ગાન સૌ ગાણા જી રે ।
છૂટયા છે બંધ ને તૂટી સૌ બેડીઓ,
ઊગ્યા સ્વતંત્રતાના વ્હાણા જી રે ।
પંદર૦

શહીદોના આજ કે જાગે સંભારણા;
દેહ તણા દાન હો દીધા જી રે ।
સાચા સૈનિક થઈ ઘૂમ્યા સંસારમાં,
ઘોળીને વિખડા પીધા જી રે ।
પંદર૦

આજે ભૂલાય કેમ બાપુજી આપણા?
એનું તો ઋણ છે ભારે જી રે ।
મુક્તિ અપાવી એણે અહિંસાના મંત્રથી,
આનંદ છવાયો કેવો દ્વારે જી રે ।
પંદર૦

ભારતને ભાગ્યદેશે ઉગ્યો શો ચંદ્રમા,
શીળા શા તેજ ઝીલો એના જી રે ।
મારીને ધર્મ મર્મ શીખો સદ્ભાવના,
સાચી રચોને દેશ-સેના જી રે ।
પંદર૦

પંદર ઓગસ્ટ બની અમર ઇતિહાસમાં,
સોનાના અક્ષરે લખાયા જી રે ।
ઉત્તરે આશીષ સદા ઇશની આ દેશમાં,
ભારતના ભાગ્ય પલટાયા જી રે ।
પંદર૦

શ્રી મૂળજીભાઇ પી. શાહ





# ધપશે આગે

ઘોર તોફાનમાં ઘેરતી દિશા,
પાગલ થૈ ક્યાં દોડતી નિશા ?
જોઈ રહી હું જાગતી રાતે,
આજ જીવનની તૂટતી આશે

ઘોર અંધકારે ડમરૂ બાજે,
ભય પ્રલાપે દિશ દિશ ગાજે,
રક્તપિપાશા ઉરની લઈને
નરકહાલો શું હાસતા રાજે ?

ડોળ્યું રહ્યું આ તાંડવ ખેલી ?
પ્રકાંડ માનવ મુંડની હોળી.
આજ અટાણે મુક્તિના આરે,
જાગતી રાતે, જાગ્રત દ્વારે ?

માનવતાનો દેહ વિલાયે,
ક્રોડ નિશાસે, ક્રોડ ઉચ્છવાસે,
મોત અને ભૂખ દુઃખના ત્રાસે,
ડૂબતી ચેતના જાણે પાતાળે.

જાગતા હૈયે હું ઝબકી જાગું,
દૂર નિહાળું અજવાળું ઝાંખું
જાગતી ઉષાનું લાલ ગુલાબી,
આવતું નિકટ શાંત સલિલે

ક્યાં ગઈ એ તોફાનની આંધિ ?
ક્યાં ગઈ નિશા ઘોર અંધારી ?
જાગી વિશ્વનું આ પરિવર્તન,
એક એ પ્રશ્ન ઉઠતો અંતર !

દુઃખ અને સુખ, તેજ તિમિર
આવતા જાતા અહો નિરંતર !
કેમ બને છે માનવી પામર ?
શાશ્વત એ છે ક્રમ સનાતન.

શાની નિરાશા, શાના નિશાસા ?
વેદના બારથી ચેતના જાગે,
માનવતા આ વિશ્વ વિરાટે,
ચડતી પડતી ધપશે આગે

मौक्तिक

# ૧૫મીના પ્રભાતે

તંત્રી નોંધ

આનંદો ઓ ભારતવાસીઓ !
આજે ૧૫ મી ઓગસ્ટ છે
આજે સ્વાધીનતાનું મહાપર્વ છે
આજે મા ભારતીનો મુક્તિ દિન છે

*

ગુલામીની કેટકેટલી યાતનાઓ, લાખો નિંદ્રા અને કુરબાની પછી દેશને સ્વાધીનતા સાંપડી છે ! આજે દેશની સ્વાધીનતાની એ મશાલ ઔર એક કદમ આગે બઢે છે

ત્યારે હૈયામાં હર્ષને બદલે વિષાદ કાં જાગે છે ? શાંતિ અને સંતોષને બદલે અશાંતિ અને અસંતોષનો કોલાહલ કાં સંભળાય છે ?

*

યાદ છે એ દિવસો ? તે દિવસે દેશની આઝાદી માટે કેટકેટલી આકાંક્ષાઓ હૈયામાં લઈને દેશના હજારો લાખો માનવીઓ—સ્ત્રીઓ અને પુરૂષો, યુવાનો અને યુવતીઓ પૂ. મહાત્માજીની દોરવણી હેઠળ સ્વાધિનતા માટેની વિરાટ કૂચ કરી રહ્યા હતા ! ત્યારે પ્રત્યેકના હૈયામાં કેટલો જુસ્સો હતો ! સ્વાધિનતા માટે સ્વાર્થત્યાગની કેટલી તમન્ના હતી ! પ્રાણાર્પણ કરવાની કેટલી તાલાવેલી હતી ! આપભોગ માટેની કેટલી પડાપડી હતી !

પરંતુ આજે ?

આજે જ્યારે દેશને સમયની આકાશમાં ૨૫ સ્વાધિનતા સાંપડી છે ત્યારે એ જુસ્સો, એ તમન્ના, એ તાલાવેલી ક્યાં છે ?

*

યાતનાઓનો અંત આવવાને બદલે કારમી યાતનાઓની પરંપરા જાગી છે અને દેશના એક છેડાથી બીજા છેડા સુધી અસંતોષની આગ પ્રજળી ઉઠી છે સ્વાધીનતા આશીર્વાદ રૂપ બનવાને બદલે શ્રાપ રૂપ કાં બની છે ?

અને અને જે કોંગ્રેસનો પડયો બોલ ઝીલી લેવા લાખો માનવીઓ સદાય તત્પર રહેતા, કોંગ્રેસની એકજ હાકલે પોતાના પ્રાણની પણ પરવા કર્યા વિના દેશના હજારો માનવીઓ સ્ત્રી પુરૂષો અંગ્રેજ સલ્તનતની બેયોનેટો સામે ધસી રહેતા એજ કોંગ્રેસને સ્વાધિનતાના પથમાં વિજયી બન્યા પછી આજે જાકારો કાં મળી રહ્યો છે ? એજ કોંગ્રેસની સામે અવિશ્વાસનો કાદવ કાં ઉડી રહયો છે ?

*

શું છે આ બધું ?

હૈયામાં એક નહિ અનેક પ્રશ્નોની પરંપરા જાગે છે ક્યાં ગયો એ સ્વાધિનતા પહેલાંનો જુસ્સો ? ક્યાં ગઇ એ સેવા અને ત્યાગની ભાવના ? ક્યાં ગઇ એ મરી ફીટવાની કુરબાનીની તમન્ના ?

સ્વાધિનતાની પા પા પગલીના આરંભ કાળે કુદરની અને અકુદરતી સાહજિક ઉદભવેલી યાતનાઓએ માનવીને આટલો પામર કાં બનાવી દીધો છે ? આટલો વિવેકહીન અને ભ્રષ્ટ કાં બનાવી દીધો છે ?

*

એક દિવસ આપભોગ અને કુરબાનીની જ્યાં પડાપડી થતી હતી ત્યાં સત્તા સ્થાને ચડી બેસવાની પડાપડી જાગી છે ને જાગૃત ત્યાગને સ્થાને કાળા બજારો લાંચ રૂશ્વત ચોરીની સ્વાર્થાંધતા ચોમેર જામી પડી છે કેટલું પરિવર્તન ! કેટલું અધ:પતન એ નિદ્રા જોને મા ભારતી આંસુ સારે છે, આ અધ:પતને ભારતની સંસ્કૃતિને મ્લાન બનાવી

દીધી છે અને ત્રીસ ત્રીસ વર્ષ સુધી જેમણે દેશને અહિંસા, સત્ય, ત્યાગ, સેવા અને માનવતાનો પેગામ આપ્યો એ બાપુનો આત્મા આજ અનંતની ગહ્વરોમા તરફડી રહ્યો હશે !

*

કોણ દોષિત છે આ સ્થિતિ માટે? કોણ દોષિત છે આ સામુદાયિક અધઃપતન માટે? શુ કોંગ્રેસ દોષિત છે? શુ એ માટે સરકાર દોષિત છે? અને દોષિત છે તો હુ પૂછુ છુ કે કોંગ્રેસ કોની છે? સરકાર કોની છે?

*

રાષ્ટ્રનુ એ કમભાગ્ય છે રાષ્ટ્રનું એ પતન છે. એ પતન વચ્ચે સ્વાધિનતાની સિદ્ધિઓ શિથિલ બની ગઇ છે સ્વાધિનતાની તમામ આશાઓ અને આકાંક્ષાઓ એ પતને ચૂર્ણ-વિચૂર્ણ કરી નાખી છે સરકાર કઇ રીતે કામયાબ બને?

એક બાજુ જુની જરી પુરાણી નોકરશાહી છે બીજી બાજુ કાળા બજારીઆઓ અને રૂશ્વતખોરોની રાક્ષસી જમાત છે એમના હૈયામા સ્વાર્થ શિવાય કોઇ રટણ નથી. એમની બુદ્ધિ શક્તિ સ્વાધિનતાની સાધનામાં લાગી જવાને બદલે સરકારના હરેક પગલાને નાકામયાબ બનાવવાના પ્રપંચમા લાગી ગઇ છે અને કોમી દાવાનળે પેદા કરેલા લાખો નિર્વાસિતોના સવાલની સાથે સાથે અનેક રાષ્ટ્રીય ખતરાઓનો સવાલ સરકારની સિદ્ધિઓમા મહા અંતરાયરૂપ બનીને પડયો છે

એ ચોમેરથી ભીંસી રહેલી કારમી વિષમ પરિસ્થિતીમા સરકાર સ્વાધિનતાની કઇ સિદ્ધિઓ સર્જી શકે? બસો વર્ષની ગુલામી અને શોષણમાથી પેદા થયેલ કંગાલિયત અને યુદ્ધજન્ય અનેક યાતનાઓને સરકાર એકજ ઝટકે કઇ રીતે ખતમ કરી શકે?

*

પ્રત્યેકને ખ્યાલ છે કે બળતુ ઘર કૃષ્ણાર્પણ કર્યા જેવી સ્થિતિમાં દેશને સ્વાધીનતા સાંપડી છે અને છતા એજ વર્ષમાં રાષ્ટ્રે જે રાજકીય સિદ્ધિઓ સર્જી છે, જે શાંત ક્રાંતિ કરી છે, જે અનેક સવાલો હલ કર્યા છે!

અને એજ વર્ષમા દુનિયાના આઝાદ દેશોની હરોળમા જે સ્થાન પ્રાપ્ત કર્યું છે એ આજ સુધીના દુનિયાના ઇતિહાસમા બન્યુ છે ખરૂ? પશ્ચિમના ધુરંધર રાજનિતિજ્ઞો અને ચિંતકોએ હિંદની આ સિદ્ધિઓને મુક્ત કંઠે અંજલી આપી છે

અને છતા આપણા હૈયામા શંકાઓ છે, સ્વાધીનતાના હર્ષ અને ગૌરવને બદલે વિષાદ અને અફસોસના આંસુ છે, અસંતોષની આગ છે કયો શેતાન આપણી મનોવૃત્તિમા ભરાઇ બેઠો છે કે આજે આપણે જ્યારે દેશને આપણી કાર્યશીલતાની અને આત્મભોગની સાચે સાચી જરૂર છે ત્યારે આપણે સૌ નિષ્ક્રીય બનીને સરકાર સામે બુમરાણ મચાવીએ છીએ, વાડાઓ અને પક્ષોમા રાચીએ છીએ!

અને ધસમસ્યે આવતા ભયંકર ખતરાઓ સામે સરકારના હાથ મજબુત કરવાને બદલે સરકારને શિથિલ કરવાનો દ્રોહ કરી રહ્યા છીએ!

*

અલ્લાદીનના જાદુઇ ફાનસની જેમ સ્વાધિનતા મળી જવા માત્રથીજ જો યાતનાઓનો અંત આવી જતો હોત તો દુનિયાના વર્ષોથી સ્વાધિનતા ભોગવી રહેલા દેશોમાં સુખનુ સ્વર્ગ ઉતર્યું હોત!

પરંતુ જરા નજર કરો!

સ્વાધિનતા ભોગવી રહેલા યુરોપની અને બ્રિટનની આજે શી હાલત છે? માનેતુબર અને સ્વાધીન અમેરીકાની જનતાના હૈયામાં

રાત દિવસનો પ્રબળ પુરુષાર્થ છતાં કેટલું દુઃખ, કેટલી યાતના છે ? અને અને સામ્યવાદના સ્વર્ગ ગણાતા રશિયાની ભીતરમાં શું છે ?

*

જરા કલ્પના કરો અને તમારી સમક્ષ યુદ્ધનું તાંડવ ખડું થશે !

વિશ્વયુદ્ધે સર્જેલી અનેકવિધ ભયંકર યાતનાઓમાં જગતનો સામાન્ય માનવી કેવો અને કેટલો ભીંસાઈ રહ્યો છે ? અને છતાં એમનો એક પ્રજા તરીકેનો પુરુષાર્થ કેટલો પ્રબળ છે ? એની શાંત ચિત્તે જરા કલ્પના કરી લેજો ! અને તમને ભાન થશે કે આપણે ક્યાં છીએ ?

*

બસો બસો વર્ષની ગુલામી અને શોષણ પછીની કંગાલિયત વચ્ચે, કોમી આગ અને યુદ્ધની ભૂતાવળે ભરખેલા આપણા જીવન વચ્ચે દેશને સ્વાધિનતા સાંપડી છે ત્યારે દેશની આ કારમી કંગાલિયત અને યાતના માત્રનો અંત લાવવા, સ્વાધિનતાની સિદ્ધિઓ સર્જવા, સ્વરાજ્યને સુરાજ્યમાં પલટાવવા, અને પ્રચલિત આદર્શને સ્થાને યુદ્ધત્રસિત જગતમાં નવ માનવઆદર્શ પ્રસ્થાપિત કરવા દેશ તમામે તમામ માનવી પાસેથી સ્વાર્થ ત્યાગ અને આત્મભોગની કુરબાની માગે છે, દેશ તમામે તમામ માનવી પાસેથી કર્તવ્ય શીલતા અને પ્રબળ પુરુષાર્થ માગે છે, જીવનના દીન બનાવી દીન વૃત્તિ ને વાતોના ખાલી ઘુમરાણને બદલે સક્રીય કાર્ય માગે છે

અને અને સ્વાધીનતાના જંગમાં મોખરે રહીને ઝુમનાર પુરુષ સમોવડી બનવા મથતી સ્ત્રી ! એ ધારે તો શું કરી શકે એ ધારેતો પોતાના પતિઓને કાળા બજાર અને લાંચ-રૂશ્વતખોરીના માર્ગેથી પાછા વાળી રાષ્ટ્રને ભરખી રહેલી એ યાતનામય બદીને ખતમ કરી શકે એ ધારે તો સ્વાધિનતાની સાચી જ્યોત બની શકે

## મુક્તિનું અંબુજ

ભુંસાયાં ગુલામી તણા પડ પુરાણા,
ગવાયા મધુર કંઠથી મુક્તિ ગાણાં
આગ્રહી શસ્ત્રથી ગુલામી વિખાઈ,
ને હિન્દ કેરી એ પળ ધન્ય આવી

ભેદી ગુલામી કેરા ક્ષિતિજને,
મુક્તિ તણા નીર ધસ્યાજ આવે
ડુબેલ ભાનુ ફરી આજ ઉગ્યો,
જીવન તણી એ નવરીતિ લાવ્યો

સંધ્યા તણા રંગ ગયા ભુંસાઈ,
રંગોળી ઉષા તણી ત્યાં પુરાઈ
મુક્તિ તણું અંબુજ આજ ઉગ્યું,
સૌન્દર્ય સાથે સુવાસ લાવ્યું

—શ્રી હર્ષદ ત્રિવેદી

*

ઓહો, એ આઝાદ ભારતમાં નર-નારીઓ !

૧૫ મીના સ્વાધિનતાના નવ પ્રભાતે વિષાદને ત્યાગી દઢ દઢ સંકલ્પ કરો,

સ્વાર્થાંધ વાતોનું ઘુમરાણ છોડીને સ્વાધિનતાની સાધનાના કાર્યમાં લાગી જાવ

અને યાતના માત્રનો અંત આવી જશે, સ્વરાજ્ય આપો આપ સુરાજ્યમાં પલટાઈ જશે અને માનવતાના મહા આદર્શ સાથે સ્વાધિનતાની જ્યોત પૂર્ણપણે પ્રકાશી ઉઠી સમગ્ર વિશ્વને પ્રકાશમાન કરી રહેશે !

અને સ્વાધિનતાના આપણા આદર્શનું સ્વપ્ન સિદ્ધ થશે !

*

આનંદો, એ ભારત વાસીઓ ! આજે ૧૫ મી ઓગષ્ટ છે આજે સ્વાધિનતાનું મહાપર્વ છે આજે માભારતીનો મુક્તિદિન છે

એના મુખ્ય આંકનારા તો પૃથ્વી પાટલે
ઓછા પેદા થાય છે,
એવા આ અનોખા નારી હંમેશી
આરઝુ સાંભળો ભગવન્ !

*

અને સર્વ શક્તિમાનો ચરણે
અંતઃકરણ પૂર્વક કરાયેલી આરઝુ કદી
અફળ ગયેલી માલમ છે ?
ઈશ્વરને ચોપડે જાગી ઉઠે છે,
હિન્દનુ કોઈ જમા રહી ગયેલુ પુણ્ય !

*

અને એક દિવસ !
ભારતનુ ભાગ્યચક્ર હાથમા લઈ,
હિન્દની પુણ્યભૂમિ ઉપર એક બાળક પોતાના
પનોતા પગલા માંડે છે

*

માતાનુ હૈયુ ઠરીને હીમ થાય છે,
ઈશ્વરની એ કૃપા ઉપર એ વારી વારી જાય છે,
માતાને ખોળાનો ખુંદનાર અને
જંજીરનો તોડણહાર મળે છે
દલિતોનો તો જાણે દેવ પધારે છે,
હિન્દને પોતાનો ઉદ્ધારનાર સાંપડે છે
ભીંસાયેલા, કચડાયેલા, ડુબાયેલાને તો જાણે
જીવનની જડી બુટ્ટી હાથ લાગે છે
જગતને સંત સાંપડે છે,
મુસલીમોને કદીએ નહિ દીઠો હોય
એવો મિત્ર મળે છે !

*

અને બહુ જ થોડા નાયકોઓમા—
માતાનો એ લાડીલો
સમસ્ત હિન્દનો લાડકવાયો બની જાય છે,
અને કેમ ન બને ?
જેણે અહિંસાના અનોખા હથિયાર દુનિયાને
ભેટ ધર્યા, અસહકારથી વીંટાની નવી દુનિયાને
સત્યના સુધાપાન કરાવ્યા
માનવતાના મુલ્ય આંકી જગત સમક્ષ ધર્યા,
સ્વાર્પણ અને બલિદાનના પાઠો પઢાવ્યા,
સ્વાવલંબનના સિદ્ધાંતો ભણાવ્યા,
અને જગતના એ મહાન શિક્ષકે
હિન્દના માનવીને આઝાદીનો એકડો ઘુંટાવ્યો
અને,
આઝાદી આપણો હક્ક છે એ શિખવ્યુ,
હાથ, પગ અને હૈયુ જેનાં સાબુત છે,
એવો માનવી ગુલામ રહી શકે જ નહિ,
એવુ ભણતર ભણાવ્યુ,

*

અને જગતે એક નવી નવાઈ જોઈ એ ખરું !
કંઈ લાખ્ખો નર લોહિયા
ભાગીને તૈયાર થઈ ગયા,
અને મુક્તિના એક અને અખંડ નાદે હિન્દને
ખૂણે ખૂણે પડઘા પાડ્યો,
વિણ હથિયારે લડવા માટે કેડે
માનગાળ ધીઓને છાડી,
કેટલાકોએ જગતમાં જાગીને હજુ આંખોએ
ખોલી નથી એવા ભુલકાઓ છોડ્યા
કેટલાકોએ વડીલોની આંખના આંસુઓને
મા ભોમની મુક્તિ કાજે અવગણ્યા,
કેટલાકોએ બ્હેનના હૈયાની અમીભરી
આંતરડીને વલવલતી મૂકી

*

કારણ ?
એને માતાને મુક્તિ અપાવવા
ઝંખના જાગી હતી,
એને તો સંતે આપેલ શિક્ષણને શોભાવવાની
તમન્ના જાગી હતી,
એક ત્રિરંગાને ખાતર માથા મૂકવામા
એણે ગૌરવ માન્યુ,

મા ભોમની મુક્તિ કાજે હસતે મુખડે ફાંસીને
 માંચડે ચડતા એને કયારી છુટી નથી,
અને એવા તો કૈંક લાખ્ખો યુવાનોના
 આત્મભોગનો અર્ક એટલે હિન્દની
 આઝાદી !
અને પેલા યોગીની અખંડ તપશ્ચર્યાની સિદ્ધિ
એટલે હિન્દની મુક્તિ !

*

૧૫ મી ઓગષ્ટ !
એ અણમૂલી આઝાદી આપનાર દિવસ,
હિન્દ એને કેમ ભૂલી શકશે ?
આઝાદીનો પર્વ દિન, હિન્દીઓ યુગોના
 યુગો ઉજવશે
મુક્તિના મનોહર ગીત તો ઘેર ઘેર
 મંગળ પ્રસંગોના વધામણા બની જશે
હિન્દની નારી માતાની મુક્તિના ગીત ગાશે,
 બીનાને વારણે અને બાળકના પારણે.
અને એ ગીતોના ગાને અને અમી પાને,
ભાવનાભીની નીંદમાં પોઢતા આવતીકાલના
મુક્તિના અધિકારી બની જશે,
 અને દીપાવશે માતની આઝાદી !
સ્વતંત્ર હિન્દના બાળકો !
હોંશે આવતા ભવિષ્યમાં એ સ્વતંત્રતાના
 સુત્રધારો બની જશે,
અને પછી એ માતાની મળવુથીમાં પીધેલા,
 સ્વાતંત્ર્ય પાનનું મહત્વ અને ચરિત
 જગતને સમજાવશે,

*

આવા આ મંગલના પર્વ દિને,
મા ભોમની મુક્તિ કાજે શહિદ બનેલાઓને,
આપણા રાષ્ટ્રપિતાના અનેક
 આત્મ સમર્પણને,
અને દેશ ખાતર આ મહોત્સવ આપનારા
 હજારો નામિઓને
લાખ લાખ વંદનોથી નવાજીએ !!

★



ભારત કે સર્વસ્વ
જવાહર કી,
યહ બહિન છબિલી હૈ !
વિજય લક્ષ્મી નામરૂપ,
ગુણમેં સબસે અલબેલી હૈ
પૈદા હુઈ પ્રયાગ નગર,
આનંદભવન મેં ખેલી હૈ,
સત્ય, અહિંસાકી સાથિન હૈ
ઉસકી જેલ સહેલી હૈ
સ્વતંત્રતા કી અમિત દયા એ,
ઉસકો ચાહ જગાની હૈ !
ભારતકે બરસે બચ્ચે કે,
મુંહ પર યહ કહાની હૈ !
ખૂબ લડી મરદાની,
હયતો વીજ્યાલક્ષ્મી રાની હૈ !

—ગોપાલદાસ વ્યાસ.

પૂર વહી રહ્યું છે પ્રકાશનું મહિમા,
એ સૌન્દર્યમયી જ્યોત !
શું છે મન અને દેહાની
કે કથા સુન્દરીના વિવિધ રંગમાં
નિહાળી શકુન્તલાને દુષ્યંતે,
સાક્ષાત્કાર થયો નૃપ નળને
સૌન્દર્ય-પ્રત્યક્ષની નારી- દમયંતીનો
વસેલી છે પરમ સૌન્દર્ય જ્યોત પરમ દેવની
એ સુલોચના સ્ત્રીના ચક્ષુમાં,
અવિચળ ઉભો રહ્યો છે ધર્મ
એ સૌન્દર્યની સાત્વિક પ્રભા એ-
ઇતિહાસ ભારત વર્ષનો ચમકી રહ્યો છે
સુન્દરી સતીઓની ચિત્તાઓથી
સમાધિઓ બની ચૂકી છે
ગાયત્રી તુલ્ય પવિત્રતાની ભસ્મ ઉપર
અગણિત સુન્દરી પદ્મનીઓની
ને એ સુન્દરી બની જગતની સજીવની,
એ ગૌરી માનવ સૌન્દર્યની અધિષ્ઠાત્રી,
સમર્પણ કરી ગઈ હૃદયની ઉજ્જવળ સુન્દરતા,
વહી રહી સૌન્દર્ય-ગુણોની પાવન-ગંગા,
વિકસાવી રહી આંતર-સરસતાના પદ્મો
જાણે સૌન્દર્ય-ગગનમાં પૂર્ણ-ચન્દ્ર,
સ્નાન કરી રહી સૃષ્ટિ એ જ્યોત્સ્નામાં
ધારણ કરી રહી ઓજસ્વી-તત્વોને
ધૃતિ, ક્ષમા દયા ને અહિંસા
સૌન્દર્યમાં દીપતી એ સપ્તરંગી માળા !
તરબોળ કરી રહી ઇન્દ્રધનુષ્ય સમ,
સૌન્દર્યના વિવિધ રંગમાં જગતને-

મધુરી સુગંધ માનવતાની મહાની
ફેલાઈ રહી પુષ્પ પરાગ થી
પ્રતિમૂર્તિ આન્તરિક સૌન્દર્યના ગુણોની
પ્રેમ, શાન્તિ, સમતા ને ધીરતાની
મમતામયી એ માતા,
ઉછળી રહી સદ્‌ભાવોનો સૌન્દર્ય-સાગર,
એ નથી મૃગજળ કે હિમ જળ,
પરન્તુ ઝીલી રહી છે ભાનુના ભર્ગ-
ને સજાવી રહી છે તેજના શૃંગારને
દૂર દૂર વસેલી છે સ્નેહના જીવનથી
ચંચળ વૃત્તિની દેહ લાલિત્યની શોભા,
એ છે પ્રતાપી પુષ્ય રંગી સરસતા
ફોરી રહી છે ફોરમ વિનય-સૌન્દર્યની,
એ-સૌન્દર્ય સંસ્કૃતિ-
ઝુલાવી રહી છે જગતને સમભાવ,
બનાવી રહી છે લીલીછમ સૃષ્ટિને,
ઓ પરમ પુરૂષ પ્રવર !
ઓળખી તું એ વિભૂતિને ?
પી રહ્યો હતો પુરૂષ નારીના વાણી પ્રવાહને,
તૃપ્ત થઈ નમી રહ્યો ભક્તિભાવથી,
બની ગયો પૂજારી માતૃ-મંદીરનો,
"સત્યં શિવં સુન્દરમ્‌ની પુણ્ય પ્રતિમે !
શી પ્રશંસા કરૂં તારા અમુલ્ય ગુણોની ?
કલ્પના થી અમર કળાધારિણી હે મા,
માર્ગદર્શન કરી રહેલ છે તારૂં માતૃત્વ-
અવનીના ધર્મનિષ્ઠ-પુરૂષોને
ક્ષમામૂર્તિ સાત્વિક ઐશ્વર્યની જનની,
કયા શબ્દોના પુષ્પોએ તારી અર્ચના કરૂં ?
કયો ઉપહાર તારા ચરણોમાં અર્પિત કરૂં ?



# મોરલીના મધુરા સુરો

## એની કબર પર શાંતિ રેલાવી રહ્યા ! !

૯મી ઑગસ્ટ ૧૯૪૨

મહાપ્રસ્થાનની હાકલનો આ પુનિત દિવસ, એક એક હિંદી આત્મથી આઝાદ ! આઝાદી અવરોધતા બળોનો પ્રતિકાર એ દરેક દરેક વ્યક્તિનો મુક્તિ નાદ.

મુક્તિ નાદના મધુર સ્વરો રેલાવતી સ્વાતંત્ર્ય-મોરલીના ટુકડે ટુકડા ઉડાવી દેવા એ મોરલીને કોઈએ યુદ્ધની એરણ પર મૂકી, દમનનો ઘણ ઠોક્યો પણ મોરલી વાંસની નહોતી–વજ્રની હતી ઘણુની સુંવાળી સપાટી પરથી એક ટુકડો ઉડી ગયો, અને સુંદર લાગતો ઘણુ કદરૂપો બન્યો. એરણ પર ટીચા પડ્યા, અને ઘણુ એરણની મજબુતાઈ માટે લુહારને પહેલી વાર શંકા થઈ ઘણુ અને એરણ પર કલંક ચોંટી ગયું !

પછી તો એ કલંક ધોવા, એ સપાટીને ફરી સુંવાળી બનાવવા લુહારે જાત જાતના 'પોલીશ' વાપરવા માંડ્યા, લોકશાહી મિત્ર રાજ્યો, યુદ્ધ, વિશ્વશાંતિ વગેરેથી પેલું કલંક ગયું નહિ, મોરલીનો નાદ ક્ષીણ થયો નહિ, અને પેલો લુહાર–કહેવાતી સ્વતંત્રતાનો ઘડવૈયો એના ઘણુ એરણ જોર જોરથી ટીપવા લાગ્યો એરણ પર અસંખ્ય લીસોટા થયા ઘણુમાં અનેક ખાડા પડ્યા, પણ લુહાર મંડ્યો જ રહ્યો

'હું સ્વતંત્રતા ઘડુ છુ, હું માનવ માત્રની મુક્તિ ઘડું છુ, હું–હું–દુનિયા ભરની આઝાદી ઘડુ છુ સમાજના સર્જનનો હું લોકશાહી લુહાર છુ ' લુહાર જોર જોરથી બગાડવા લાગ્યો ઘણુ ટીચાતો ગયો, એરણ ઘસાતી ગઈ, પણ મોરલી અખંડ રહી લુહારનો હાથ જરા ઢીલો પડ્યો હથોડા પર જરાય લોહું ન રહ્યું એરણની જગ્યાએ એક લાકડાનો ટુકડો જ રહ્યો

લુહારે બધુ બળ એકઠું કરી નામશેષ હથોડો વીંઝ્યો, અને જોરથી એરણ પર પછાડ્યો. લાકડા પર બળપૂર્વક કરેલા ઘર્ષણથી આગ લાગી નીકળી

અને અને બિચારાની લુહારની આખી કોઢ બળી ગઈ લુહાર પણ ન બચ્યો.

મોરલીના મધુર સુર એ લુહારની કબર પર શાંતિ રેલાવી રહ્યા.

—શ્રી. ટી. ડી. બારોટ



# આઝાદ સ્ત્રી

તા ૧૫ ઓગસ્ટ ૧૯૪૭ની રાતથી હિંદ આઝાદ બન્યુ આઝાદીની રૌનક અને આઝાદીને ઘટતી વ્યવસ્થા હજુ આવી નથી એમ સર્વત્ર કબૂલાત થઇ ચૂકી છે એ કબૂલાતની નમ્રતામા આઝાદીનુ ઉજ્જ્વળ ભાવિ રહેલુ છે

હિંદ આઝાદ તો થયુ ! હવે રૌનક આવશે અને વ્યવસ્થા પણ આવશે

હિંદ આઝાદ થયુ એટલે ? હિંદના પુરુષોજ એકલા આઝાદ થયા એમ નહીં હિંદની સ્ત્રીઓ પણ આઝાદ થઇ

આઝાદી એટલે નિરંકુશતા નહીંજ

સરકાર આંખો મીંચી અંકુશો મુકયે જાય છે એ પણ આઝાદી નહીં

આઝાદી સર્વોમે જવાબદારીઓ ઊભી કરે છે, જેના પાલન વગર આઝાદીની રૌનક પણ ન આવે અને આઝાદીને પાત્ર વ્યવસ્થા પણ ન આવે

સ્ત્રીઓ આઝાદીમા શી જવાબદારી ઉઠાવે ?

આઝાદ સ્ત્રી કેવી હોય ? આઝાદ સુંદરી એટલે કોણ ? ગુણસુંદરીને કેમ ઓળખવી ?

સારામા સારો માર્ગ એ કે ડગલે ડગલે આગળ વધવુ આખી દુનિયાની કે આખા હિંદની આદર્શ સ્ત્રીઓને આગળ કરી તે કક્ષાએ એકદમ કુદકો મારવાની ભલે આપણે વૃત્તિ ન રાખીએ ૧૫ વર્ષની પ્રવૃત્તિમા પણ પ્રગતિ થાય તો ઘણુ સારુ મોટી મોટી વાત બાજૂએ રાખીએ. આટલુ જ હોય તો બસ

૧ આઝાદ સ્ત્રી માંદી ન પડે, અકસ્માત આગળ ઈલાજ નહીં
૨ આઝાદ સ્ત્રી મજબૂત હોય. કામ કરતા થાકવાની નામોશી તે ન કેળવે. ઘરકામથી તે શરમાય નહીં
૩ આઝાદ સ્ત્રી અભણ ન હોય. ભણતરમાં પુરુષોની બરાબરી જરૂર કરે.
૪ આઝાદ સ્ત્રી નિર્બળ બાળકોને જન્મ ન આપે—જેમ બને તેમ ઓછા બાળકોને જન્મ આપે સંતતિ અંકુશમાં પોતાનો સરખો હક્ક અનુભવે.
૫ આઝાદ સ્ત્રી નિર્ભય હોય.

એક વર્ષ માટે આટલુ બસ છે

—શ્રી રમણલાલ વ. દેસાઈ

અમારે જાણવું તો જોઈએ ને ? એ બીચારા ઘરડા થયા, એટલે સ્વતંત્રતાનો પુરો અર્થ ન સમજી શક્યા હોય તો અમારે અહીં આવવું જ પડે ને !

શંકરપ્રસાદ આ હાવ સુધી મારે એટલે-કુદા રમતી છોકરીઓ મને સ્વતંત્રતાનો અર્થ શીખવવા આવી છે ! તમારા જન્મ પહેલા હું સ્વતંત્રતાના પાઠો અને શાખ્યો ટ્રેનીંગ કોલેજમા શિખ્યો હતો પણ હજી હું સમજતો નથી કે લાજ ઘૂમટાને સ્વતંત્રતા સાથે શો સંબંધ ?

પુષ્પા તમે શું એમ માનો છો કે અંગ્રેજ અમલદારોના હાથમાથી રાજ્યતંત્ર હિંદુસ્તાનના પુરુષોના હાથમા આવે એટલે દેશ આખો સ્વતંત્ર થયેલો ગણાય ? પરદેશી સરકારના બંધન છુટતાંની સાથે, સૈકાઓથી ગુલામી ભોગવતી સ્ત્રીઓના બંધન છૂટે નહિ તો પછી અમારે મન સ્વરાજની કિંમત શી ?

સુરમા શંકરકાકા, આ ઘૂમટો તો એક મોટામા મોટું બંધન છે રજવાડામા સ્ત્રીઓ પડદો પાળે છે કે મુસલમાનોમા બુરખાનો રિવાજ છે, તે તમે પસંદ કરો છો ?

ચંપાકાકી છો—શું એ બંધન તમારી કોણે સતાવે પૂછી છો ! લાજ મર્યાદા મૂકીને આમ ઉઘાડે માથે ફરો છો, તેમાજ દેશનું સત્યાનાશ વળ્યું છે

રેણુકા કાકી એનો મુક્તિનું ચિન્હ છે,
[ એને અડકાવી દઈને કાકી ચાલે છે ]

ચંપાકાકી અરે રહેવા દોને તમારું બાળણ જો તમારે બાળ્યુ જ કરવુ હોય તો જાવને મેદાનમા માચડા પર ચડીને બોલો અમારે હરિલાલ શેઠને ઘેર બારમાના જમણમા જવાનું મોડુ થાય છે, જમણમા રહી જઈશું તો અમને રાધીને જમાડવા આવશો કોઈ ?

સુરમા ચંપાકાકી આતો તમારા ભલાની વાત કહીએ છીએ તમે જન્મથી આજ સુધી ચાર દીવાલોની વચ્ચે પૂરાઈ રહ્યા છો, એટલે સ્વતંત્રતાનો સ્વાદ ચાખ્યો નથી એક વાર બંધનમાથી મુક્ત થશો એટલે પછી આ ઘૂમટો કાળ જેવો કડવો લાગશે એટલુ જ નહિ પણ લાજ કઢાડવાનો રિવાજ કેવો હાસ્યજનક છે તે પણ સમજાશે

રેણુકા હવે તો આપણે આઝાદ થયા છીએ એટલે અમે તમારા જેવી અનેક બહેનોને મુક્ત કરીશું સ્ત્રી એ પુરુષની ગુલામ મટી તેની સહચરી બનશે સ્ત્રી પુરુષ એક બીજાના સાથી બની જીવનયાત્રામા સાથે પગલા ભરશે

શોભના હવે પુરુષ આગળ ચાલે અને સ્ત્રી એની પાછળ ઘૂમટો કઢાડીને ચાલે એ જમાના પુરો થયો

ચંપાકાકી ભલે ભાઈ ભલે અમને લાડવા ખાવા જવા દો

( બન્ને જાય છે )

સુરમા ચાલો હવે તરલતા બહેનને ઘેર જઈએ

શોભના કયા તરલતા, આપણી કોલેજમા ભણતા હતા તે ?

પુષ્પા નારે ના, એ બિચારી તો કોણ જાણે કયાં હટાઈ ગઈ, મોટી Famous તરલતા દેશાઈને તમે ઓળખતા નથી ? એમની ઓળખાણ એ પોતે રોજ રોજ છાપા દ્વારા જગતને આપે છે રોજ એમની છબી કોઈકને કોઈક દૈનિક પત્રમા આવે છે, છતા કયા તરલતા, એમ પૂછતા શરમ નથી આવતી ?

સુરમા—કોણ જાણે કેમ એમને હું ભૂલી ગઈ ! આપણા સ્ત્રી સમાજના વાર્ષિક મેળાવડામા એમને વ્યાસપીઠ પર સ્થાન ના મળ્યુ, તેથી પાછા ચાલી ગયા હતા,

અને પછી આપણે કેટલું હરખ્યા હતા, તે યાદ છે ? એ તરુનતાને કેમ ભૂલાય !

શોભના પણ તમને ખબર છે કે એ તરૂલતાદેવી કોઇ દિવસ કોઇને પોતે પહેલા નમસ્કાર નથી કરતા, માટે જઇને તરત જયહિંદના નાદથી એમનુ ઘર ગજવી મુકશુ

ॐ

## દૃશ્ય ત્રીજુ

( એક મોટા રાજકીય સ્રી નેતાનુ ઘર છે શ્રી તરૂલતા બહેન ધારાસભાના સભ્ય છે અને નિરંતર પોતે કેમ આગળ વધવુ તેના વિચારમાં મગ્ન રહે છે ધારાસભાના સભ્ય થયા પછી પ્રધાન કેવી રીતે થવુ તેની કોશીષ કર્યા જ કરે છે પરતુ દેશના હિતનો વિચાર કરવો ભૂલી જાય છે તરૂલતા પોતાના દીવાન ખાનામાં બેઠા છે ત્યા બીજા રાજકીય નેતાઓ પણ બેઠા છે એટલામા શોભના, રેણુકા, સુરમા, અને પુષ્પા દાખલ થાય છે )

ચારે (સામટા) ' જયહિન્દ '

તરૂલતા છોકરીઓ જરા બેસો હુ મારા ટાઇપીસ્ટને એક કાગળ ડીક્ટેટ કરાવીને આવુ છુ

પુષ્પા અરે, આજે આઝાદીને દિવસે બિચારા ટાઇપીસ્ટને રજા નથી આપી ?

તરૂલતા મારે કેટલુ અગત્યનુ કામ છે, તેનો તમને ક્યાથી ખ્યાલ હોય ? જો હુ આજે જ મારા જુના પ્રોફેસર ધરનેને કાગળ લખીને મારે માટે ભલામણ કરવાનુ ના કહુ તો કદાચ પ્રાંતિય ધારાસભામાં કોઈ સ્રીપ્રધાન આવે જ નહિ અને તેથી તમને બધાને કેટલુ નુકશાન થાય, તેનો તમને ખ્યાલ છે ?

સુરમા મારી ઉદ્ધતાઇ માફ કરજો, પણ તરૂલતા બહેન ગઇ ધારાસભામા તમે સભ્ય હતા છતા સ્રીઓને ફાયદો થાય એવુ તમે કાઇ કર્યું હોય એવુ મને યાદ નથી, હુ કબુલ કરુ છુ કે ઘણી સભાઓમા તમે પ્રમુખ થયા હતા, અનેક સ્થળે તમે ઉદ્ઘાટન ક્રિયાઓ કરી હતી, પરતુ એથી અમને-સામાન્ય સ્રીઓને શુ ફાયદો ?

તરૂલતા ત્યારે શુ હુ તમારે ઘેર આવીને રસોઇમા મદદ કરૂ, વાસણ માજવા લાગુ કે કપડા ધોઇ આપુ ? આ છોકરીઓની નફટાઇને કઇ હદ નથી

શોભના તરૂલતા બહેન અમે તો એમ ઇચ્છીએ છીએ કે તમે સામાન્ય સ્રીઓની સાથે ભળી જાઓ, તેમના સુખદુ ખની વાતો સાભળો અને તેમને મુશ્કેલીઓમાથી બહાર આવવાનો માર્ગ સુઝાડો. કેટલાએ વરસોથી તમે રાજકીય નેતા છો, છતા આમ વર્ગની સ્રીઓને તમારો અગત પરિચય કરવાની કદીએ તક મળી નથી, તેમનો પ્રેમ તમે જીતી શક્યા નથી

તરૂલતા બસ, બસ, ચુપ કરો મારે તમારી શિખામણ જોઇતી નથી મે યુરોપ, અમેરીકા જઇને અભ્યાસ કર્યો છે, એટલે તમારે મને વધારે શિક્ષણ આપવાની જરૂર નથી

રેણુકા બહેન, અમે તો માત્ર તમારી સહાનુભૂતિ માગીએ છીએ તમે તમારા અતરને પૂછો કે તમે કદી કોઈ વિધવાના આસુ લૂછ્યા છે ? કોઇ પરિત્યક્તા સ્રીને સાત્વન આપ્યુ છે ? કોઈ ગરીબ ભૂખ્યા બાળકને તમારે હાથે દુધ પાયુ છે ?

તરૂલતા આવા અપમાનકારક સવાલ તમે મને પૂછનાર કોણ ? તમારા જેવી સેભાગુ છોકરીઓને હુ જવાબ દેવા બંધાયલી નથી

સુરમા તમે સામાન્ય સ્રીઓનુ આમ અપમાન કરો છો, અને તેમનાથી હમેશા દૂર રહેવામા ગૌરવ માનો છો, તેથી જ આટલા બધા વર્ષો રાજકીય પ્રવૃત્તિ

પછી પણ તમે બહેનોના હૃદયમા સ્થાન પામી શકયા નથી. જનતા તમને માન આપતી હશે, પરંતુ તમારે માટે લાગણી ભાગ્યેજ કાઇને હશે.

તરૂલતા . માગ ઘરમાથી બહાર નીકળો, નહિ તો હુ ટેલીફોન કરીને પોલિસને બોલાવીશ

શોભના તપી શુ કામ જાઓ છો? અમે તો સ્વરાજને વધાવે અભિનંદન આપવા ને લેવા આવ્યા છીએ તમારા જેવા શિક્ષિત બહેનો ધારે તો જે સેકડો બહેનો સમાજના બંધનમા કચડાઇ ગઇ છે તેને મુક્તિ આપી શકે, માટે માત્ર અમે એટલુ જ માગીએ છીએ કે બહાર પડવાની હદપારની ઘેલછા છોડી દઇને તમે અમારા જેવી છોકરીઓને દોરવણી આપો.

તરૂલતા બસ, બસ, હવે બહુ થયુ આ બધા તમારા લવારામા હુ ધ્વજ વંદનમા મોડી પડીશ તો મારાથી પહેલી લાઇનમા ઉભા રહેવાય, અને ત્યાથી પછી ભીડમાથી બહાર નીકળતા મોડુ થશે તો પંડિતજીના ભાષણમા મને પ્લેટફોર્મ ઉપર બેસવાનુ નહિ મળે

પુષ્પા મિથ્યા, બધી આશા મિથ્યા, એમનો અહંકાર કોઇ રીતે ઓછો થાય એમ લાગતુ નથી

## દૃશ્ય ચોથુ

[ધારાસભાના એક સભ્ય ડૉ ચુનીલાલ તથા તેમના બહેન વાસંતીદેવી ચા પીવા બેઠા છે, અને દેશની રાજકીય બાબતોની ચર્ચા કરે છે ]

વાસંતી મોટાભાઇ આપણા હાથમા હવે રાજ્યની સત્તા આવી છે એટલે પાચ વરસમા આપણો દેશ સમૃદ્ધિવાન થવો જ જોઇએ તમે શુ ધારો છો?

ડૉ ચુનીલાલ અલબત્ત થવો જોઇએ તો ખરો, થશે કે નહિ તે કોણ જાણે?

વાસંતી તમે બહુ નિરાશાવાદી છો

ડૉ. ચુનીલાલ વાસંતી તુ સમજતી નથી, મે જોયુ છે કે તમને બાઓને વીશફુલ થિન્કીંગની બહુ ટેવ હોય છે

વાસંતી ત્યારે તમને મુશ્કેલી શી લાગે છે?

ડૉ. ચુનીલાલ ખરૂ કહુ? જો દેશને આબાદ કરવો હોય તો આપણે વેપારી વર્ગને ખુશ રાખવો જોઇએ અરે, એમને ખુશ રાખવાનો સતત પ્રયાસ કરવો જોઇએ મોટા શેઠીઆઓની મદદ વગર દેશ આગળ વધે નહિ એ આપણી તો ચોક્કસ ખાત્રી છે

વાસંતી મોટાભાઇ, તમે જ્યારથી સિવિલ સર્જનની નોકરીમાથી નિવૃત થયા, અને આ મારવાડી શેઠીઆની નોકરી લીધી ત્યારથી તમે રોજ શેઠીઆનુ ઉપરાણુ લો છો—ભાઇ સાહેબ, મને તો એ જરાએ નથી ગમતુ

ડૉ. ચુનીલાલ અરે બાઇ, તને ગમવા ન ગમવાનો સવાલ જ કયા છે? તારા ભાભીને પૂછને કે એ કોઇ દિવસ મોટર વગર ટ્રામ કે બસમા બહાર જઇ શકે ખરા? કે 'એર કન્ડીશન્ડ ટ્રેન,' અથવા એરોપ્લેન વગર મુસાફરી કરી શકે છે ખરા? એમને ઉન્હાળામા 'હિલ' સ્ટેશન ઉપર હવા ખાવા જવુ જ જોઇએ—ત્યા સારામા સારી હોટલમા રહેવુ જ જોઇએ—ત્યા ફેશનેબલ લોકોને પાર્ટીઓ આપવીજ જોઇએ' એ બધુ આ સરકારી પેન્શન ઉપર હુ શી રીતે નિભાવુ, બોલ જોઇએ? તુ એમ સમજે છે કે રોજ ઉઠીને આ શેઠીઆઓની ખુશામત કરવી મને ગમે છે? બિલકુલ નહિ પણ પૈસા વગર આગળ વધાતુ નથી એજ મોટી મુશ્કેલી છે

વાસંતી પણ મોટાભાઇ, એમ તમે બધો વાક ભાભીને માથે ઢોળો તે ના ચાલે

**પુષ્પા** ત્યારે હુ બધુ સ્પષ્ટ કહી દઉં તમે જરાએ ગભરાશો નહિ અમે જરાએ પૈસા માગવા આવ્યા નથી આતો અમને એમ લાગે છે કે તમે રાજ્ય કારણમા પડેલા પુરૂષો કોણ કયો હોદ્દો લે તેને માટે મરી ફીટો છો પરતુ દેશનુ કલ્યાણ શેમા થશે તેનો બહુ થોડો વિચાર કરો છો.

**સુરમા** દાખલા તરીકે અગ્રેજીમા જેને 'નેશન બિલ્ડિગ–રાષ્ટ્ર ઘડતર' ના પ્રશ્નો કહે છે તેને તો તમે કોઇ મહત્વ આપતા જ નથી અત્યારે શહેરોમા રહેલી પ્રજા શરીરે છેક નિર્માલ્ય થઇ ગઇ છે અને ગામડામા રહેતા લોકોને આરોગ્ય કે શરીર-સ્વાસ્થ્ય વિષે કઇ જ્ઞાન નથી એનો તમે કદી વિચાર કર્યો છે ?

**ડા. ચુનીલાલ** અરે મને ડાક્તરને તમે આ બધુ શીખવવા આવ્યા છો ? આ છોકરીઓની ઉદ્ધતાઇ તો જુઓ !

**સુરમાં** શુ કરીએ ? તમે ડાક્તર મટીને વેપારી થયા, અને વહેપારી મટીને હવે રાજકીય નેતા થયા એટલે તમારી આગળ ફરિયાદ લાવવી જોઇએ ને ?

**શોભના** છેક દુર્બળ બની ગએલી પ્રજા મળેલુ સ્વરાજ નિભાવશે કેવી રીતે ? આપણામા કહેવત છે કે 'પહેલુ કામ તે જાતે નર્યા' પરતુ અત્યારે તો ચારે તરફ રોગો, માદગી અને અકાળ મૃત્યુ નજરે પડે છે આ ભયકર સ્થિતિ સત્વર બધ કરાવવી એ રાજકર્તાઓની સહુથી પહેલી ફરજ છે

**ડા. ચુનીલાલ** ત્યારે ટૂકાણમા એમ જ કહોને કે તમારે સ્વરાજમાં શુ જોઇએ છે તે જણાવવા તમે અહીં આવ્યા છો ? આ સ્ત્રી સન્માનના જમાનામા હુ તમારૂ અપમાન નહિ કરૂ તેમાએ વળી હુ તો વિલાયત જઇ ભણી આવેલો એટલે મારે તો તમારા જેવી કુમારીકાઓને વધારે માન આપવુ જોઇએ અરે, આટલી વારે મને યાદ આવ્યુ કે તમે બધા ઉભા છો અને હુ એકલો બેઠો છુ

**પુષ્પા** 'એજ પચા'ત છે ને' પુરૂષો ગણે ધારે છે તોયે સ્ત્રીઓને માન આપવુ ભૂલી જાય છે

**સુરમા** ક્યાથી યાદ રહે ? સૈકાઓથી સ્ત્રીઓને પોતાની દાસી ગણતા આવ્યા છે તે ?

**રેણુકા** સાભળો ડાક્તર સાહેબ અમારે તો સુખી કુટુબ જીવન, તદુરસ્ત બાળકો, ચોક્ખા શહેરો અને સસ્તી તથા સારી કેળવણીનો લાભ પ્રત્યેક બાળક લઇ શકે એવી યોજના જોઇએ

**પુષ્પા** તે ઉપરાત સગીત, કલા અને સાહિત્યને રાજ તરફથી ઉત્તેજન મળવુ જોઇએ

**શોભના** સહુથી અગત્યની વાત તમે બને ભૂલી જાઓ છો સ્ત્રી–પુરૂષની સમાનતા અમે માગીએ છીએ

**ડા. ચુનીલાલ.** સમાજ વ્યવસ્થા અને શહેર સુધારવાનુ કામ સ્ત્રીઓને સોપાય તો સારૂ એમ હવે મને લાગે છે

**પુષ્પા** આખરે ડા. ચુનીભાઈ જાગૃત થયા ખરા

**શોભના** હાશ આપણો ફેરો સફળ થયો.

## દૃશ્ય પાચમુ

[ ચપાકાકી કમાડે માથે ચાને છે–બાજુમા શકરકાકા પસડાય છે ]

**ચપાકાકી** મળ્યુ, સ્વરાજ મળ્યુ, ખરેખર મળ્યુ, જુઓને શોભના બહેન ઘૂમટાયે જતો રહ્યો' અને આ લાજ પણ જતી રહી.

**શોભના** વાહ એના જેવુ રૂડુ શુ !

**શકરકાકા** પણ મારૂ શુ ? મારૂ તો સ્વરાજ ચાલ્યુ ગયુ

**ચપાકાકી** હવે બસ કરો' તમને તો રોદણા રોવાની ટેવ પડી, લો છોકરીઓ આ સપરમે દહાડે મ્હોંડુ મીઠુ કરો

[ બધાને લાડુના કટકા વહેચે છે ]

# નિ દી મા

લેખક
શ્રી મોતીલાલ કનોજીઆ

*રૂક જા, ઓ દેશદ્રોહી કહી એણે પડકાર કર્યો, અને એની રિવોલ્વરમાથી ધડાધડ ગોળીઓ વરસી રહી સામ્યવાદી ષડયત્ર અને દેશ ઉપર ઉતરી રહેલી રક્તપાતની કારમી આધી ખત્મ થયા આઝાદી અમર બની! જાગૃત સ્ત્રી શક્તિ શુ કરી શકે છે એનો આબાદ ચિતાર આપતી આ અનેકની ટુકી નવલિકા

ગુલામી ચાદનીની આખમા કોઇએ કાળુ અજન આજી દીધુ હતુ ત્યારે જગતની કેડી પર બે માનવીઓ ચાલતા હતા, એક યુવાન અને એક યુવતી. બનેની ચાલમા પેલા વૃક્ષો જેવી દ્દતા હતી બનેના હૃદયમાં અસ્વસ્થતા હતી, સાગર જેવુ તોફાન હતુ એકાએક પેલો યુવાન બોલ્યો ' ત્યારે તમારૂ નામ નિલીમા નહિ, પણ તમે એ જાલીમોની જેલમાથી કેવી રીતે છટકી ગયા ? '

' ઓહ ' એમા શી મોટી વાત હતી ' સ્ત્રીઓમા ત્યા ધારે તો સમસ્ત વિશ્વને પરાજય આપવાની મહાશક્તિ છે એ ધારે તો સમસ્ત વિશ્વને યુદ્ધની આગમા ધકેલી શકે એ ધારે તો સમસ્ત વિશ્વને માનવતાના માર્ગે દોરી વિશ્વશાન્તિ સર્જી શકે, ત્યા આ એક જેલમાથી છટક્વુ એ કેટલી આસાન વાત છે ? બિચારો, પહેરેદાર ' એના કોઇ સારે નસીબે બચી ગયો. નહિ તો મારી ગોળીથી ભગવાનના ધામમા પહોચી ગયો હોત ' પરતુ આમ થોડાક નખરાથી એ પીગળી ગયો. એ બિચારો દીવા સ્વપ્નમા રાચતો હતો અને મે જેલના એ તોતીગ દરવાજાને છેલ્લી સલામ કરી ' પરતુ એ પછીના દિવસો, ઉફ ' કેટલા ભયકર ' એક સ્ત્રીને પકડવા જુલમીઓની એક ટોળી જમાત બહાર પડી હતી. મહિનાઓ વિતી ગયા વિકટ જગલો અને ગામો કેટકેટલા અવનવા વેશમા ખુદયા, કેટલા દુર્ભાગ્ય એ દિવસો હતા, હરીન્દ્ર' જાલીમોની વાઘ નજર એક સ્ત્રી પાછળ ફરતી હતી પરતુ એ સ્ત્રી જાલીમોના હાથમા ન આવી તે નજ આવી ' ' કહી એ ખડખડાટ હસી પડી અને રૂપેરી ઘટડીના નાદ જેવુ એનુ મધુર હાસ્ય શ્યામ રાત્રિના મૌનને ડોલાવતુ વનરાજીમા દૂર દૂર સુધી પથરાઇ રહ્યુ

અને એ પછીનો ઇતિહાસ તમે જાણો છો હવે શુ કરવુ એ તમે જ કહો આપણુ કાર્ય આગળ ધપવુ જોઇએ ' થોડી વાર રહી નિલીમા બોલી '

' એ બધુ આપણે પછી નક્કી કરશુ હાલ તો હુ તમને આપણા આ છુપા મથકમા કેટલીક કામગીરી આપવા માગુ છુ '

' તમે પણ ત્યા જ રહેશો ને ' '

' નહિ મારે તો છુપા વેશે ઘુમી જાલીમની આ સરકારને ખતમ કરવા પક્ષના તમામ સભ્યોને દોરવણી આપવાની છે અને એ દ્વારા ગામડે ગામડે ને શહેરે શહેર સામાન્ય અને આમ જનતાને ક્રાતિ માટે તૈયાર કરવાની છે '

' ત્યારે મારે અહી શુ એકલા જ રહેવાનુ છે ? ' નિલીમા વ્યથિત અવાજે હરી-

ન્દ્રના ખભે એકાએક હાથ મુકીને બોલી હરિન્દ્રના દેહમા, મધુર અનુકંપાની રેખા ફરી વળી, પરંતુ તરત જ એ સ્વસ્થ બનીને બોલ્યો

ના, અહી નિરંજન ને બીજાઓ છે નિરંજન તમને બધી સુચનાઓ અવાર નવાર આપશે કોઈવાર વખત મળશે તો હુ આવી જઈશ છતા ખૂબ સાવચેતીથી કાર્ય કરજો પક્ષના સેંકડો માણુસોના જાનનો અહિ આધાર છે '

' પરંતુ '

' પરંતુ શુ ? '

' પ્રેમ વિષે તમે શુ માનો છો ! ' એકાએક ફરીને હરીન્દ્રની સામે મીટ માંડતી નિલીમા બોલી

' પ્રેમ ' હુ કશુ યે માનતો નથી એવી વાત વિચારવાનો મને સમય નથી ઠીક ત્યારે હુ જઈશ આ ચીઠ્ઠી નિરંજનને આપજો ' કહી હરીન્દ્ર એ છુપા ભુગર્ભ સ્થાનમાથી ચાલતો થયો અને આમતેમ જોઈ નિલીમા હસી પડી કુપિત સ્વરે બોલી નરાધમ, દેશદ્રોહી '

*

એ વાતને દિવસો વિતી ગયા, દેશની અંધાધુંધીની અવદશા વચ્ચે છુપી રીતે વિશાળ પાયાપર સામ્યવાદી સગઠન જામતુ હતુ ચોમેરથી લુંટાઈને છુપા સ્થાનોમાં શસ્ત્રો અને દારૂગોળાની જમાવટ થતી હતી કોંગ્રેસની સરકારને ઉથલાવી પાડવા સામ્યવાદીઓ ભયકર બળવાની છુપી તૈયારીઓ ઝડપથી કરી રહ્યા હતા અને નીરંજનની સાથે રહીને કામ કરતી નિલીમા આ બધી તૈયારીઓ પર ચિંતા ભરી દ્રષ્ટિએ છુપી નજર રાખી રહી હતી અવાર નવાર હરીન્દ્ર અહી આવતો અને કેટલીક સુચનાઓ આપી તરતજ ચાલી જતો. ત્યારે આમ એકાએક ચાલી જતો જોઈને નિલીમા ઘડીભર હતાશા અનુભવતી. પરંતુ એ આવે ત્યારે બધુ ગોડી છોડી દઈને એની સાથે વાતે વળગતી ને કંઈકને કંઈક સવાલો પૂછી વાતો કઢાવવા પ્રયત્ન કરતી પરંતુ નિરંજનને એ જરાય ગમતુ ન્હોતુ કો જાણે નિલીમાની નીકટ જવા તલસતો, નિલીમાનુ રૂપ એને પ્રતિક્ષણ લોહચુંબકની જેમ આકર્ષતુ હતુ પરંતુ નિલીમા એનાથી કોણુ જાણે કેમ દૂર દૂર ભાગતી ને ચુપચાપ કામ કર્યે જતી. ક્યારેક નિરંજન કંઈક બોલી ઉઠતો તો તરતજ નિલીમા જવાબ આપતી ' નિરંજન પહેલા આપણા ધ્યેયને સફળ થવા દે ' પછી 'કહી એ એવો અભિનય કરતી કે એ જોઈને નિરંજનનું હૈયુ પુલકીત બની ઉઠતુ એની સામે આસમાનનુ સ્વર્ગ જાણે ખડુ થઈ જતુ છતા ક્યારેક કામ પડતુ મુકીને નિરંજન બોલી ઉઠતો ' નિલીમા ચાલ જરા ફરી આવીએ '

પરંતુ નિનીમા એને ધમકાવી કાઢતી ' નિરંજન અત્યારે આપણે ફરવાનો વખત નથી જાલીમોની કાતીલ નજર ચોમેર ફર્યા કરે છે ક્યારે શુ થઈ બેસે ' પહેલા આપણા કાર્યની સફળતા પછી ફરવાનુ જ છે ને !' અને છતા બીજી જ પળે એ ફરવા તૈયાર થઈ જતી. નીરંજન હસી પડી બોલી ઉઠતો ' લુચ્ચી ' અને બને ખડખડાટ હસી પડતા

' હે નીરંજન આપણા આ કાર્યનો ક્યારે અંત આવશે ? મોગરાના તાજા ખીલેલા ફુલ જેવી એક ચાંદની રાત્રે ફરવા જતા નિલીમાએ પૂછ્યુ '

' હવે બહુ વાર નથી બળવાની લગભગ તમામ તૈયારીઓ સંપૂર્ણ થઈ ચુકી છે જામગરી ચંપાય એટલીજ વાર છે સેંકડો બોમ્બો અને રીવોલ્વરો તૈયાર છે હવે તો કયો કયો દિવસ નિશ્ચિત કરવો એજ એક સવાલ રહે છે '

' પરંતુ મજાવો નિષ્ફળ જશે તો ! '

નિષ્ફળ, નિષ્ફળતા આપણા આપ્યવાદી ઓના શબ્દ કોષમાંથી ૧૮મી સદીના એ એ શબ્દને આપણા નવી દુનિયાના કોષમાથી ક્યારનોય દેશવટો મળી ચૂક્યો છે અને હરીન્દ્રની હજુ તમને પૂરી પીછાન નથી. કેટલી કુશળતા અને ઝીણામા ઝીણી સાવ-ચેતીથી એ કાર્ય કરી રહ્યો છે લેનીન જેટલીજ એનામા ચોકસ વ્યવસ્થા અને પ્રચાર શક્તિ છે સ્ટેલીનની લોખંડી દ્રઢતા છે આની નેતાગીરી હેઠળ આપણો બળવો અવશ્ય સિદ્ધ થશેજ '

એ રાત્રે નિલીમાને ઉંઘ ન આવી આખી રાત એણે વિચારો કર્યા બળવાનો દિવસ નજીક આવે છે, દેશમા ચોમેર અગ્નિ ધાંધુપીની આગ પેટી ઉઠશે અને સેંકડો નિર્દોષોના મોતમાથી વહેતા રક્ત ઉપર આ અભાગી દેશમા લાલ ઝંડો ફરકશે ના, ના, નહિજ ' એ નહિ બને ' નિલીમાના હૈયાના ઊંડાણમાથી અવાજ ઉઠ્યો કોઇ અદ્રશ્ય શક્તિ એને ઢંઢોળી રહી હતી

બીજે દિવસે નિરંજન ઉત્સાહ ભર્યા હૈયે સમાચાર લાવ્યો

' નિલીમા બળવાનો દિવસ નિશ્ચિત થઇ ચુક્યો હવે ખૂબ સાવધ રહેવુ પડશે. આપણી ફ્રેસીનો મહાન દિવસ ' આપણા ધ્યેયનો વિજય દિન ' અને આપણા ભાગ્યનો દિન ' નિલીમા બોલી ઉઠી. ' પરંતુ ક્યારે?

એ હજી ગુપ્ત છે પરંતુ ગમે ત્યારે એકી સાથે રેડીયો ટ્રાન્સમીશનથી તમામ મથકોએ છેલ્લી ઘડીએ ખબર આપવામા આવશે. દરેક મથકોએ તૈયાર રહેવાની સુચનાઓ અપાઇ ગઇ છે ને ટ્રાન્સમીશનો પણ ગોઠવાઇ ગયાં છે "

"પરંતુ કેમ અને કઇ રીતે બળવો થશે?' નિલીમાએ પુછ્યુ

એ બધી યોજનાની ઝીણામાં ઝીણી વિગતો હરીન્દ્ર પાસે ગુપ્ત છે નિશ્ચિત દિવસની આગલી રાતે તમામ મથકોએ સાંકેતિક ભાષામા એ મોકલાઇ જશે. અને સૌથી પહેલા તો હરીન્દ્ર એકલો જ પોર્ટેબલ ટ્રાન્સમીશન, બોમ્બ અને રીવોલ્વર સાથે દિલ્હી ઉપડી જશે અને મુખ્ય નેતાઓને મૃત્યુના મ્હોંમાં ધકેલી દેશે એમા જો સફળતા મળશે તો દરેક મથકોએ તરતજ ટ્રાન્સમીશનથી બળવાની સૂચના અપાશે અને તમામ સ્થળોનો હરીન્દ્રની સૂચના પ્રમાણે કબજો લેવાશે '

નિલીમા ધ્રુજી ઉઠી ! 'પરંતુ એમાં નિષ્ફળતા મળી તો ? એકલા હરીન્દ્રનો જ જાન જોખમમા મુકાશે, આખી પાર્ટીને એથી આંચ નહિ આવે ' નિરંજન બોલ્યો

' ત્યારે તો મારે હરિન્દ્રને એકવાર મળી લેવુ પડશે '

' પરંતુ હરીન્દ્ર કોઇનેય મળતો નથી. પક્ષના સેંકડો યુવાનોની ને બળવાની જંગી જવાબદારીના કાર્યમા એટલો રત બની ગયો છે કે કદાચ તમનેય ન પણ મળે !

' પરંતુ મારે મળવુ જ પડશે, કાલે જ જઇશ ' ' નિલીમા દ્રઢતાથી બોલી '

*

સુભાષના પરાના એ મજુર લત્તામાં નિરંજને આપેલી નિશાની પરથી નિલીમાએ હરીન્દ્રની રૂમ માંડ માંડ શોધી કાઢી પરંતુ રૂમમા હરિન્દ્ર નહોતો ચારે બાજુ રૂમમા અવ્યવસ્થા છવાયેલી હતી. એક ખુણામા જુના ટેબલ પર અસ્તવ્યસ્ત કાગળો પડ્યા હતા આસપાસ બળવાની કરી ગયેલી આગ સમા સીગારેટના ઠુંઠા પડ્યા હતા.

નિલીમાએ પ્રથમ તો એક ખુણામાથી ઝાડુ શોધી કાઢી રૂમ સાફ કરી બધુ વ્યવસ્થિત ગોઠવ્યુ અને નિરાતનો દમ ઘુટી એક વાર આરીસામા પોતાનુ રૂપ નિહાળી ખુરશી પર જમાવ્યુ

આજે નિલીમાનુ રૂપ ઔર હતુ એની કાજલ અજીત આખોમા યૌવનની અજબ મસ્તી નાચતી હતી, એના ગુલાબી ઓઠોમાં મોહક હાસ્ય લહેરાતુ હતુ આજે એની કપોટીનો અને દેશના ભાગ્યનો દિવસ હતો એના ગુલાબી બદનમાથી નીકળતી યૌવનની ખુશબો આખાય ઓરડાને ભરી રહી હતી

મોડી રાતે હરીન્દ્ર આવ્યો રૂમના અર્ધ ખુલ્લા બારણા જોતા જ એ ચોકી ઉઠયો પરતુ બીજી જ પળે ખીસ્સામાથી રીવોલ્વર કાઢી આગળ ધરી એણે બારણાને ધક્કો માર્યો પરતુ ઓહ ! સામે જ ચાદની રાતની શ્વેત સુદરી સમી નિલીમા ઉભી હતી ખુલ્લી ધરેલી રીવોલ્વર જોઇને એ ગુલાબી હોઠોથી હાસ્ય વેરતી છાતી આગળ હાથ ધરી બોલી ઉઠી. ' અહિ, અહિ, ચલાવો ગોળી !'

' ઓહ તમે ' ' નિલીમાને જોઇને હરિન્દ્ર રીવોલ્વર ખીસામા સરકાવતો બોલ્યો '

' કેમ આશ્ચર્ય થાય છે ? મારા હરીન્દ્રને છેલ્લી ભેટવા આવી છુ પછી કોણ જાણે શુ થશે ? હરીન્દ્રની સામે તીક્ષ્ણ મીટ માડતી નિલીમા બોલી એ મીટમા જગતને પરાસ્ત કરી નાખે એવી મોહક શક્તિ હતી

હરીન્દ્ર હસી પડી બોલ્યો, ' ઓહ હવે સમજ્યો. તમે તે દિવસ પૂછતા હતા પ્રેમ વિષે તમે શુ માનો છો નહિ નિલીમા પ્રત જોઇ રહેતો હરિન્દ્ર બોલ્યો.

' હા, તે દિવસે પૂછતી હતી. આજ નહિ. રાત દિવસ જેનુ હૈયામા ચિતન કર્યું છે એવા એક માનવીને કદાચ છેલ્લીવાર મળવા આવી છુ, ત્યારે એ પ્રશ્નનો જવાબ આપો આપ મળી ગયો છે આજની રાત્રી મારા જીવનમાં ભવ્ય અને ધન્ય બની જશે ' કહી જરા અટકીને નિલીમા બોલી ' પછી કોણ જાણે કયા આસમાનના કોઈ સ્વર્ગમા મળીશુ '

' આસમાનનુ સ્વર્ગ ! ' હરીન્દ્ર હસી પડયો અને બોલ્યો ' નોન સેન્સ ' એવા સ્વર્ગમા હુ નથી માનતો આપણે તો અહીં જ આ પૃથ્વી પર માનવ જાતનુ સ્વર્ગ રચવાનુ છે આપણે એજ સ્વર્ગમા મળીશુ, નિલીમા પછી સાથે જ જીવશુ ને જીવનનો આનદ મેળવીશુ '

' પરતુ કોણ જાણે ભવિષ્યમાં શું છુપાયુ છે. માનવ જીવનમા 'આજ' મહત્વની છે કહી નિલીમાએ આરામ ખુરશીમા લબાવ્યુ

હરીન્દ્ર એના યૌવન વિકસિત સમગ્ર દેહ પ્રતિ મીટ માડતો બોલ્યો, 'નિલીમા,' નિલીમા આવ, મારી પાસે આવ

નિલીમાની આખો ચમકી ઉઠી ! એના ગુલાબી ઓષ્ટ પર સ્મિત ફરકી ઉઠયુ એ હરીન્દ્રની નજીક ગઇ ને એના ખભા પર હાથ મુકી બોલી ' સાચુ કહે, હરીન્દ્ર ક્યારે ઊપડવાનો છે ? મને તો ડર લાગે છે, યોજના તો બરાબર છે ને ?

' ડર, હરિન્દ્રની નિલામાને ડર ' જાલીમોની જમાતને શાપ આપી છટકી જનાર અને જ ગવો ખુદી જાલીમોની જમાતને હફાવનાર નિલીમાને ડર લાગે છે ? જો સાંભળ પરમ દિવસેજ જ વહેલી સવારે હુ ઉપડવાનો છુ અને તે દિવસે તો સારૂ યે જગત ચોકી ઉઠશે આપણી ક્રાન્તિ સફળ થઇ હશે, દેશ આખાનો કબજો આપણા હાથમા હશે અને ક્રાન્તિના એ બુલદ નાદ વચ્ચે વિજયી, સ્મિત ફરકાવતો આપણો લાલ ઝડો આસમાનમા લહે તો હશે

' પરતુ '

' પરન્તુ બરન્તુ કઇ નહિ. મારામા શ્રધ્ધા રાખ આખીએ વ્યવસ્થા એટલી ચોકસ ગોઠવાઇ ગઇ છે કે એમા રજ માત્ર ફેર પડે તેમ નથી કોઇને એની ગધ સરખીયે નથી. આ રીવોલ્વર જો, કારતુસોથી ચિકાર છે.

એકજ સપાટે આપણા આદર્શની સામે ગુલબાંગો મારનારા એ નેતાઓ ખતમ થઇ જશે. અને પછી ' કહી ફરીને એકાએક હરીન્દ્રે નિલીમાનો હાથ પકડી પોતાના તરફ જોરથી ખેંચી અને નિલીમાના ગુલાબી ઓષ્ટ ઉપર ચુંબન કરવા પ્રયત્ન કરતો હરિન્દ્ર બોલ્યો 'પછી આમ, પરંતુ નિલીમા છલાંગ મારી દૂર હટી ગઇ અને બોલી પડી 'આજે આ શું ? મારા હરિન્દ્રમાં આટલી કર્તવ્ય વિમુખતા ક્યાંથી? ક્રાન્તિ સફળ થવા દો પછી-પછી એક નહિ એક હજાર' કહી નિલીમાએ પોતાના ગુલાબી ઓષ્ટથી ચુંબનનો આછો સીસકારો કર્યો અને પાછી ખુરશીમાં જઇને બેઠી.

પરંતુ નિલીમાને પોતાના બાહુ પાશમાં લપેટવા અધિર બનેલા હરીન્દ્રના હૈયામાં ઘોર તોફાન ઉઠ્યુ હતુ કર્તવ્યની વાત આવતા એણે આછી ધ્રુજારી અનુભવી પરંતુ તરતજ એને કંઇક યાદ આવ્યુ હોય તેમ એ ઉભો થયો. અને કબાટમાંથી એક બાટલી કાઢી નિલીમા સામે ધરતો બોલ્યો

' આજ તો નિલીમા તુ તારા હાથે પા કોણ જાણે કેમ મારૂ થાકેલુ મન વિચલિત બની ઉઠ્યુ છે '

' પરંતુ મારે હવે જવુ જોઇએ નિરંજન કેટલી ચિંતા કરતો હશે.' નિલીમા હાથમાં બાટલી લેતાં બોલી

' પહેલાં આટલુ કર, પછી જજે નિલીમા, તારાજ હાથે આજ તો પડી શાંતીમાં પડ્યો રહીશ.' કહી હરિન્દ્ર નિલીમા સામે મીટ માંડી રહ્યો

નિલીમાએ બાટલી ખોલી અને એક પછી એક પ્યાલીઓ ભરીને હરિન્દ્રને આપી. નિલીમાની આંખમાં વિજયનો ઉન્માદ ચમકતો હતો ત્યારે હરીન્દ્રની દુનિયા ચક્કર ચક્કર ફરતી હતી ધીરે ધીરે કોઇ અદશ્ય શક્તિ હરીન્દ્રનો કબજો લઇ રહી હતી એનો અવાજ તુટતો હતો એ તુટતા અવાજમાં પાગલનુ હાસ્ય ભળતુ હતું

બસ, નિલીમા બસ હવે નિ ર જન તા રી રાહ જોતો હશે. તુટતા અવાજે હરિન્દ્ર બોલ્યો

'નહિ, હવે આ એકજ મારા સ ' કહી નિલીમાએ એક પ્યાલી ભરી હરીન્દ્રના હોઠે ધરી અને ઢળતી આંખોએ હરીન્દ્ર એ ગટગટાવી ગયો. પછી શું થયુ નિલીમા ? ક્યારે ગઇ એનુ હરિન્દ્રને ભાન ન્હોતુ

બીજે દિવસે મોડી રાત સુધી નિલીમાની રાહ જોઇ થાકીને સુઈ ગયેલો નિરંજન સવારે ઉઠ્યો ત્યારે નિલીમા કામ કરતી હતી. એ જોઇને આશ્ચર્ય પામતો નિરંજન બોલ્યો. 'ઓહો, આજે તો અત્યારમાંજ કામે લાગી ગયા છો, રાત્રે ક્યારે આવ્યા હતાં હું તો રાહ જોઇને ઉંઘી ગયો.'

હા, જરા મોડુ થયુ હરિન્દ્રની સાથે આખી યોજના ફરી ચોક્કસ કરવામાં બહુ સમય લાગ્યો. આજે તો હવે છેલ્લો દિવસ છે બધુ કામ સાંજ સુધીમાં પુરૂ કરી નાખવુ પડશે પાછુ રાત્રે તો મારે જવાનું છે'

' ક્યાં ! ' નિરંજન આશ્ચર્યથી ચોંકી ઉઠતો બોલ્યો

' એ કહેવાની શુ જરૂર છે, નિરંજન! હજુ ઘણુ કામ બાકી છે આવતી કાલે તો આપણો મહાન ક્રાંતિ દિન છે '

' ઓહ, ત્યારે તો હું તરત જ પરવારીને તમારી મદદમાં આવુ છુ તમે પણ શું હરીન્દ્રની સાથે જ જવાના છો ? '

"હું" કહી નિલીમા ચુપચાપ કામે વળગી.

એ આખો દિવસ નિરંજન અને નિલીમાએ પક્ષના તમામ છુપા મથકોની અને કાર્યકરોની યાદીઓ અને તેની કાર્યવાહીના કાગળો વ્યવસ્થિત કર્યા પોતાના આ મથકના તમામ કાર્યકરોને સાવધપણે તૈયાર રહેવા

એક રાતે તેણે પોતાની કૉલેજના અધ્યાપકની નોકરીનું રાજીનામું આપી, પોતાના વતનમાં જઈ ગામ લોકોને લડતમાં સક્રીય ભાગ લેતા કરવાનો નિશ્ચય કર્યો. એ નિશ્ચયને ડગમગાવવા એના કુટુંબની નિર્ધનતા અને નિરાધારતા મેદાને પડી. આખરે એના નિશ્ચયનો વિજય થયો. પોતાની જન્મ ભોમકાને નિષ્ક્રીયતાની અને બીરુતાની વાદળીઓમાંથી મુક્ત કરવા એણે પ્રખર આત્મસૂર્યને સોળે કળાએ પ્રકાશવા આજ્ઞા કરી. જયપ્રકાશના રાજીનામાએ રાજ્યકારણના રંગમાં સદાય રંગાયેલા રહેતા તેમના ખાસ વિદ્યાર્થીઓમાં અજબ પ્રેરણા અને ચેતન પૂર્યાં. પંદર દિવસ સુધી કૉલેજમાં એક પણ વિદ્યાર્થી દાખલ થઈ શક્યો નહીં. સેંકડો વિદ્યાર્થીઓ લાઠીમારનો ભોગ બની પકડાતા, હૉસ્પીટાલ સેવતા, જેલના સળિયા પાછળ ધકેલાતા, છતાં કૉલેજનું પીકેટીંગ ચાલુ જ રહેતું.

જયપ્રકાશના પિતા પ્રાથમિક કેળવણી ખાતાના નિવૃત્ત શિક્ષક હતા. એની માતા તો એના બાળા હૈયામાં અનેકવિધ મહત્વાકાંક્ષાઓના રોપો વાવી એ અંગ્રેજી પાંચમા ધોરણમાં હતો ત્યારની આ ફાની દુનિયા છોડી ચાલી ગઈ હતી. એના મોટા ભાઈ મહામહેનતે આ કપરી મોંઘવારીના સમયમાં સરકારી અંગ્રેજી શાળામાં નોકરી કરી ઘરનું રગશિયું ગાડું હાંકે જતા હતા. સ્નેહલગ્નથી જોડાયલી એની અરુણા એક તેજસ્વી શહેરકન્યા હતી, 'બૈરૂં રાખીએ કેવાડ, એટલે કોઈ એની સામે જુવેય નહીં અને આગળાયે ન કરે,' આવા સિદ્ધાંતમાં માનતા જયપ્રકાશના આપ્તજનોને તેમજ બહુજ જૂનવાણી વિચારના એના પિતાને, બે માસ પહેલા લગ્ન થયા ત્યારેજ જયપ્રકાશના સ્નેહલગ્ન કરવાના નિશ્ચયનો પ્રબળ સામનો કરવો પડ્યો હતો. લગ્ન થયા બાદ પણ અરુણા પ્રત્યેનો પોતાના કુટુંબીજનોનો રોષ, તિરસ્કાર ભર્યો વર્તાવ હતો તે જયપ્રકાશ સારી પેઠે જાણતો હતો. રાજીનામું મૂકી બેકાર બની આવેલ પુત્રનો અને પુત્રવધુનો ખર્ચનો બોજો, રૂપિયા વીસના પેન્શનથી અને વાર્ષિક દશેક વિઘાની સો દોઢસોની આવકથી કેવી રીતે ઉપડશે! એ પ્રશ્ને પિતાના વૃદ્ધ હૃદયમાં કારમી વલતરાની વેદના પેદા કરી હતી. જયપ્રકાશની હાજરીમાં તેમજ ગેરહાજરીમાં કૂવડ અરુણાને 'આટલો બધો સાબુ કેમ વાપર્યો,' 'પૈસા કંઈ ઝાડે પાકે છે ?' 'ચા બે વખત પીવાને બદલે સમય સમજી, એક વખત પીવી જોઈએ' વગેરે શબ્દોના ચાબખા પડે જતા હતા. અરુણા આ બધુ મૂંગે મોંઢે સહન કરે જતી. ક્વચિત્ તે ક્રોધની માત્રાઓ વધી જતાં 'પરણ્યાને પાળો અને જણ્યાને જીવાડો તેમાં શી નવાઈ ?' એવા રોકડા જવાબો સંભળાવતી. ઘરમાં દહાડામાં એક બે વખત તો આવી હૈયા હોળી સળગતી હતી. કોઈના હૈયા દાઝતા, કોઈના રોકાતાં અને કોઈના સળગતા. સંસારશાળાનો વિચક્ષણ વિદ્યાર્થી જયપ્રકાશ ઘરના કેવળ કરકસર માટે જ થતા ભવાડા જોઈ ખૂબ મૂંઝાતો અને ઉદ્વેગના સાગરમાં કલાકો સુધી અકળાતો. એને બધા જ નિર્દોષ લાગતા. અને ઘરની બધી વ્યક્તિઓ એક યા બીજા મનના કારણે યા પૂર્વગ્રહે પ્રેરાઈ પોત પોતાનો પાઠ ઘરની રંગભૂમિ પર ભજવતી હોય એમ લાગતું.

બીજી બાજુથી માતૃભૂમીનો સાદ એને ગામની લડતનું સુકાન હાથમાં લેવા નિમંત્રતો. તે જે દિવસે ગામમાં આવ્યો તે દિવસથી જ તેણે છૂપી લડતના ચક્રો ગામ યુવકોને સંગઠિત કરી ગતિમાન કર્યાં હતા. પોલીસ ખાતું તેની તરફ શંકાની નજરે જોતું.

એક અંધારી રાતે જયપ્રકાશે ક્રાન્તિકારી ગ્રામયુવકોને એકત્ર કરી બે ટુકડીમાં વ્હેંચી નાખ્યા. એક ટુકડીએ બ્રિટીશ સરકારના વિરાટ દેહની ધોરી નસો જેવા તાર ટપાલ અને રેલ્વે ખાતાને છિન્નભિન્ન કરી નાખી પ્રવૃત્તિ શરુ કરવાનો નિર્ણય કર્યો. બીજી ટુકડીએ શિસ્તબદ્ધ રહી ચુસ્ત અહિંસાનું પાલન કરી સત્યાગ્રહ કરી હડતાલ પડાવવી, સરકારી કચેરી પર તેમ જ અન્ય સરકારી મકાનો પર રાષ્ટ્રધ્વજ ફરકાવવો એવો નિર્ણય કર્યો. બીજી ટુકડીનું સુકાન જયપ્રકાશે લીધું. પ્રથમ આઝાદ ટુકડી વધુ પડતી ઉશ્કેરાઈ, વિપત્તિઓના પહાડો માર્ગમાં ખડકી જનતાની સાચી લડતને રૂંધી ન દે અને ગામની ખાનાખરાબી ન કરે એની સાવચેતી રાખવા શક્ય તેટલા પ્રયત્નો કરતો. બહારના રંગનો અને ઘરના રંગનો જરાય મેળ જામતો નહોતો, છેવટે તેણે નિશ્ચય કરી સ્વાતંત્ર્યભાવના અને તમન્નાથી પ્રેરાઈ, ઘરકંકાસથી સહેજ કંટાળી, જેલજીવનની નવી હવા માણવાના ઉત્સાહથી રંગાઈ લડતમાં ઝંપલાવ્યું. ગામની અંગ્રેજી સ્કૂલમાં જઈ જાતે ઘંટ વગાડી સર્વ વિદ્યાર્થીઓને એકત્ર કરી, સરઘસાકારે કૂચ કરાવતો, તે કચેરી સુધી પહોંચ્યો. એણે ગામની શેરીએ શેરીએ ભાષણ કર્યાં. સભાબંધીના ફરમાનને લીધે સભામાં સાંભળવા આવતાં ગભરાતી ભીરુ પ્રજાને પૂ. બાપુજીનો આદેશ સંભળાવ્યો. સરઘસને ફોજદાર તરફથી વિખરાઈ જવાની સૂચના મળી. 'ઇન્કીલાબ ઝિંદાબાદ'ની જયઘોષણાથી આખા સરઘસે યોગ્ય જવાબ વાળ્યો. સત્તાધીશો બંદૂક અને લાઠીથી સજ્જ થઈને બેઠા હતા. આગળ વધતા સરઘસને અટકાવવાનું કાર્ય તો સમુદ્રની ભરતીને અટકાવવા જેટલું દુષ્કર કાર્ય હતું. છેવટે જયપ્રકાશ સાથે ત્રીસ યુવાનોની ધરપકડ થઈ. લાઠીમારના મા બે મહિના બાદ છોડાયા પણ કાચી જેલમાં સડતા જયપ્રકાશનો જુસ્સો જરા પણ કમી થયો ન હતો. ઊલટો તે તો શતધા વધતો જતો. પરન્તુ જેલનું વાતાવરણ જ એવું મઝાનું પવિત્ર હતું કે ત્યાં એ સારીયે કલહસૃષ્ટિ આર્થિક મુશ્કેલીઓની આંધીઓ અને ભાવિ જીવનની ચિંતા સેવાના એક ખૂણામાં, સ્વાતંત્ર્ય યાત્રીઓની પવિત્ર રામધૂનો, રાષ્ટ્રગીતોની રમઝટમાં અને પ્રાસંગિક ગૂજરાતના બત્રીસ લક્ષણાઓનાં ક્વચિત્ થતાં પ્રવચનો સાંભળી શરમાઈ લપાઈ ટૂંટિયું વાળી બેસી રહેતી. અરુણાના સેન્સર થયેલા પત્રોમાં ક્વચિત્ હૃદયનો વિષાદ ડોકિયાં કરી જતો અને તેની સ્મરણસૃષ્ટિમાં કડવા રોપો રોપી જતો. જયપ્રકાશ સિવાય લગભગ બધા જ માફી માગી છૂટી ગયા હતા. સગાંવહાલાં તરફથી અને હિતેચ્છુઓ તરફથી જયપ્રકાશ પાસે માફી મંગાવવા માટે ઘણાય યત્નો થયા પણ તે ન ડગ્યો. સૌની વિનવણીઓના માર્ગમાં મહાન ખડક સમાન એનો ગરવો માફી ન માગવાનો નિર્ણય ઉન્નત મસ્તકે ઊભો રહ્યો. એની જીવનસહચરી અરુણા એને એના અડગ નિશ્ચય માટે પત્રો દ્વારા બિરદાવતી. જેલયાત્રા પૂરી થતાં એના કુટુંબની આર્થિક આંધીઓ એને મુંબઈ ખેંચી ગઈ. તે એક વેપારી પેઢીમાં જોડાઈ ગયો. શુષ્ક જ્ઞાન ભરેલી સાહિત્યોપાસનાએ અને જ્ઞાનોપાસનાએ એની વિદ્વત્તાને પૂરબહારમાં ખીલવી. બે ત્રણ વર્ષમાં તે સારાએ ગૂજરાતમાં મહાન કવિ તરીકે લબ્ધપ્રતિષ્ઠ થયો. એની દિગ્દર્શન કરવાની નાટ્યકલાએ એના નામની આગળ પાછળ કીર્તિનો સુંદર કિનખાબ ગૂંથ્યો. પણ કૌટુંબિક કલહ અને આર્થિક મુશ્કેલીઓ એક યા બીજા સ્વરૂપમાં ચાલુ જ રહી. આ નવી નોકરીમાંથી તો એને માંડ માંડ આજિવિકા પૂરતી જોઈતી રકમ મળતી.

જેલ સમય દરમ્યાન થયેના દેવાના ડુંગર તો દિનપ્રતિદિન વધેજ જતા હતા, જયપ્રકાશને લાગતું કે તે આર્થિક મુશ્કેલીઓની સપાટી છોડી આર્થિક મુસીબતોની ખીણમા હડસેલાતો જાય છે

અરૂણા અને કુટુંબીજનોના મન તો ક્યારના તુટી ગયા હતા તૂટેના હૃદયવીણાના તાર સાધવા જયપ્રકાશ ઘણો પ્રયત્ન કરતો હતો પણ તેને સદાય નિષ્ફળતા પ્રાપ્ત થતી. અરૂણાના કુમળા મગજમાં સદાય કલહના ઝંઝાવાતના પ્રચંડ પુર ઉછળ્યા કરતા હતાં

એક કાળી ઘનઘોરમેઘલી રાતે અરૂણા એ કુટુંબકલહના યજ્ઞમા હોમાઇ ગઇ એના દાંપત્ય જીવનનો કાચો ધડો આમ અધવચ્ચ તુટી જતા પોતાના બે બાળકો માટે એને સગાવહાલાના ઓશિયાળાં થવુ પડયુ અરૂણાના આપઘાતના ઘાએ એની પીઠ ભાગી નાખી

આ પ્રચંડ ઘા ઓછો હોય એમ બીજા અનેકવિધ ઘા એના કવિહૃદય પર પડયે જ જતા વિષાદના ઘેરા વાદળથી એનુ મુખ સદાય ઘેરાયલુ રહેતુ હતુ દેશના પ્રવર્તમાન રાજકારણના રંગ ન સમજાય તેવા હતા ભોગ આપવાનો દેખાવ માત્ર કરનાર કેટલીય વ્યક્તિઓ મોટા હોદ્દાના આસને બિરાજમાન થઇ હતી એક શાળામા નોકરી કરતા જયપ્રકાશના મિત્ર જે ૧૯૪૨ ની લડત દરમ્યાન સરકારના ગુપ્ત બાધિયા તરીકે અને 'પોલ્સન' સાહેબ તરીકે પોતાના ખુશામત કરવાના સ્વભાવથી ખૂબ નામચીન થયા હતા તેને તેમજ તેના જેવા અન્ય દેશદ્રોહીઓને સરકારે હજાર હજાર રૂપિયાના પગારે નિમી દીધા હતા કેટલાક સફેદ ખાદીના લેબાસમા ફરતા ઉજળા ઠગોએ કાળા બજાર કરી કાળા કેરના કાજળ જનતાની આંખે આંજ્યા હતા રાષ્ટ્રપુનર્વિધાનનો તેમજ રાષ્ટ્રોન્નતિનો એક જ માર્ગ દેખાતો. રાષ્ટ્રીય કેળવણી દ્વારા નિરક્ષરતાનિવારણનો એને દિવસે દિવસે અનુભવ થતો ગયો કે નિરક્ષરતા અને અજ્ઞાનના અંધારામા અટવાતી હિંદની જનતા લોકશાસનને બદલે ચૂંટાયેલા સરમુખત્યારશાહીમા રાચી પોતાનો યા પોતાના કુટુંબીજનોનો સ્વાર્થ સાધતા કહેવાતા દેશસેવકોની દાદાગીરીનો ભોગ બનતી જાય છે તેનો દેશ ચારે દિશામાથી નૈતિક અધઃપતનની ખીણમા ગબડતો લાગતો હતો. તેની તતૂડી કોણ સાંભળે? એકલા જવાહરલાલ અને સરદાર જેવા સાચા વિરલ પ્રખર દેશભક્તો મૂળમાથી સડેલા હિંદના રાજ્યકારણના વૃક્ષને સજીવન કરવા ઘણાય પ્રયત્નો કરતા હતા ઉદ્દામ વિચારનો ક્રાંતિકારી જયપ્રકાશ સ્થાનિક કાર્યકર્તાઓને સદાય પોતાના માર્ગમા આડખીલીરૂપ લાગતો એ સૌ જયપ્રકાશ કોઇપણ સમિતિમા સ્થાન ન પામે એની પૂરતી તકેદારી રાખતા. પરિણામે જયપ્રકાશને એની પાત્રતા પ્રમાણે સારી રીતે જીવનનિર્વાહ ચલાવી શકે એવી નોકરી પણ અથાગ પ્રયત્નો કરવા છતાં ન મળી તે ન મળી.

એ બીજે દિવસે એ જ દવાવાળા વેપારીની દુકાન આગળ દેશના ફકીર જેવા તદ્દન સાદા ખાદીના વેશમા પસાર થતો હતો; તે વખતે મેં એને બોલાવી કહ્યુ

"'જયપ્રકાશભાઇ' આપણી સરકારને વિચક્ષણ પ્રતિભાશાળી બુદ્ધિશાળી અમલદારોની ઘણી જરૂર છે પેલા તમારા દેશદ્રોહી મિત્ર બ્રિટીશ સરકારના બાધિયા મી પરીખ રૂપિયા એક હજારના પગારથી નીમાયા, તમે કેમ પ્રયત્ન નથી કરતા?" અને જવાબ મળ્યો "ભાઇ' બધાજ એવા મોટા અમલદારો ઓછા બની શકે છે' અને જો બધાજ દેશસેવકો એવા પ્રયત્નોમા રચ્યાંપચ્યા રહેશે તો આ દેશના કરોડો કંગાલોનુ શુ થશે?"

હુ તો આ જવાબ સાંભળી અવાક બની

## જય જય 'ગાંધી બાપુ'

ગમે ભજન રસ પ્યાસી ઓ, જય જય ગાંધી બાપુ !
જય જય ગાંધી બાપુ ઓ રામ

દીન દલિતનો સાચો સંગી, વૈષ્ણવ જન વિતરાગી,
સત વાદી મિતભાષી ઓ જય જય ગાંધી બાપુ રામ.

ભારત ગૌરવ ભાગ્ય વિધાતા, શુદ્ધ ખડ ભાગી,
ઐક્ય તણા અભિલાષી ઓ જય જય ગાંધી બાપુ રામ

ત્યાગી અમીરી, ધરી ફકીરી, વીર વણિક વીરાગી,
સૌરાષ્ટ્ર પ્રદેશ નિવાસી ઓ જય જય ગાંધી બાપુ રામ

સત્ય, અહિંસા ને ખાદીની લગની હૈયે લાગી,
તમ દરશન તીરથ કાશી, ઓ જય જય ગાંધી બાપુ રામ

જન સેવા એ પ્રભુની સેવા, દિલમાં જ્યોતિ જાગી,
હરિજન હાસ્ય વિલાસી ઓ જય જય ગાંધી બાપુ રામ

વિશ્વવંદ્ય એ દિવ્ય વિભૂતિ, માનવતા અનુરાગી,
અમર સદા અવિનાશી ઓ જય જય ગાંધી બાપુ રામ

—શ્રી મહીપતરાય દી જોષી



ગયો. ખૂબ ઉધરસ ચડવાથી જયપ્રકાશ આગળ ન બોલી શક્યો. જોડેના દવાખાનામાંથી દવા લઈ માંદા પગને તે ઘેર ગયો.

ચાર પાંચ માસ બાદ કોઈની નનામી મારા મિત્રની દુકાન આગળથી જ્યારે પસાર થઈ ત્યારે સંધ્યાનું તેજ અંધકારમાં ફેરવાઈ રહ્યું હતું. મેં રસ્તે જનાર એક ભાઈને પૂછ્યું 'કોણ મરી ગયું ?' 'પેલા જયપ્રકાશ ભાઈ' કોઈએ કહ્યું. જાણે કાતીલ ઠંડા પવનની એક લહરી મારા આખા દેહને કંપાવી ગઈ. 'દેશના સાચો સેવક હતા' આટલી અલ્પ પ્રશસ્તિ બાદ જયપ્રકાશ ભૂલાઈ ગયા. આર્થિક આઝાદીની આંધીઓ આખા દેશમાં ઘૂમી રહી હતી. આવા કેટલાય જયપ્રકાશોના બલિદાનના ઈંધનથી આઝાદીનો યજ્ઞ તો ચાલુ જ હતો.

# સ્વાધીનતાના

આજથી સવા ત્રણસો વર્ષ પહેલા જંગલી દશામાથી બહાર આવતી યુરોપની પ્રજાને જીવન નિર્વાહ કેમ કરવો એ એક મહાન કોયડો હતો ત્યારે એ સમયે હિંદ સંસ્કૃતિની સોળે કળાએ ખીલેલો, સાધન, સંપન્ન સમૃદ્ધિશાળી દેશ હતો અને વિ હિંદના વેપારે વેનીસ, એથેન્સ, એલેક્ઝાન્ડ્રીયા દેશોના નગરોને સમૃદ્ધ બનાવ્યા હતા યુરોપીય સાહસિકોને કાને આ સુવર્ણભૂમિની વાતો પહોચી અને તેમની આંખો ચમકી ઉઠી, પછી તો યુરોપિયન સાહસિક યાત્રીઓ દૂર દૂર સાગરની છાતીપર મીટ માંડતા સાગર ખુંદતા એ સુવર્ણભૂમિની શોધમા નીકળી પડ્યા પરંતુ સુવર્ણભૂમિ હિંદનો તેમને પતો નજ લાગ્યો। આખરે ૧૪૯૧–૯૨ મા કોલંબસે આ સુવર્ણભૂમિ શોધી કાઢવાનુ બીડુ ઝડપ્યુ પરંતુ ભારતને બદલે કોલંબસ અમેરીકાના કિનારે અથડાયો આમ આક-સ્મિક કોલંબસના હાથે અમેરીકાની શોધ થઇ

આમ યુરોપીય પ્રજાના આકરા પ્રયત્ન પછી સુવર્ણભૂમિ ભારતવર્ષ શોધી કાઢવામા વાસ્કો–ડી–ગામાને સફળતા મળી

૧૪૯૮ ના મે માસની ૨૨ મીની એક સંધ્યાએ વાસ્કોડી–ગામાએ હિંદની ભૂમિપર મલબારના કાલીકટ બંદરે પગ મુક્યો, હિંદની એ પહેલી પનોતી હતી તે દિવસથી હિંદની સુવર્ણ સંધ્યા રક્ત સંધ્યા બની ગઇ અને પછી તો પોર્ટુગીઝો, ડચો, ફ્રેન્ચો અને અંગ્રેજોની વણઝાર એક પછી એક વેપારને નામે હિંદમા ફરી વળી અને અનેક કાવા દાવા, ખ[illegible]ટા અને છુપી કતલેઆમ કરી રોટલો [illegible]ને સરદારવિહી એ અંગ્રેજ પ્રજા હિં[illegible] નિભી દી બની બેઠી. સુવર્ણ-

ખાદીના લેબાસમા ઢંકાયેલો અને ગુનાઓની એ અત્યાચારી અંગ્રેજ

બજાર કરી કાળ નો કાળો ઇતિહાસ કોણ

આપે આણ્યા

તેમજ રાષ્ટ્રોન્નતિ

પરંતુ હવે બસો વર્ષની એ ગુલામીનો અંત આવ્યો છે શ્યામ વાદળા વિખરાઇ ગયા છે ને નિલાકાશમાથી આઝાદીની નવ રોશનીનો પ્રકાશ આજ ભારતમા જળહળી રહ્યો છે પરંતુ ગુલામીની એ લાંબી યાતના અને સ્વાધીનતાના સંગ્રામની એ અમર ગાથા તો એકેએક ભારતીયોના હૈયામા ચીર સ્મરણીય બની અંગ્રેજો માટે સદાય અક્ષ ય્યજ બની રહેશે.

૧૮૫૭ નો સશસ્ત્ર બળવો નિષ્ફળ ગયા પછી અંગ્રેજોએ અવર્ણનીય ક્રુર દમન ચક્ર ફેરવ્યુ એથી ભારતીય પ્રજા હતાશ અને નિષ્પ્રાણ બની ગઇ હતી છતા પ્રત્યેકના હૈયામા અંગ્રેજો સામે અસંતોષની ઊંડી આગ ધુંધવાતી હતી - આખરે પા સદી પછી ૧૮૮૧ના અરસામા એ ધુંધવાતા અગ્નિમા નાનકડી ચીનગારી પેદા થઈ આ ચીનગા-રીના પુરાવા રૂપે કેટલાક પુસ્તકો એ વખતે હિંદમા વસતા હ્યુમ નામના એક અંગ્રેજના હાથમા આવ્યા અને એણે એ ધુંધવાતી આગના અસંતોષને બીજે માર્ગે વાળવા એ વખતના અંગ્રેજ વડા હાકેમ લોર્ડ લીટન સાથે મળીને હિંદીઓનુ એક રાષ્ટ્રીય મંડળ સ્થાપવાનો નિર્ણય કર્યો અને ૧૮૮૫ ના માર્ચમા મુંબઈમા વ્યોમેશચંદ્ર બેનરજીના પ્રમુખ સ્થાને મહાસભાનો પાયો નખાયો હ્યુમની યોજના પ્રમાણે આ રાષ્ટ્રીય મહા-સભાની સ્થાપનાનો હેતુ હિંદીઓને શાંત કરવાનો ને તેમને રાજકીય પ્રવૃતિમાથી વાળી સમાજ સુધારા તરફ પ્રવૃત કરવાનો હતો.

આમ દેશની ભાવી આઝાદીના બીજ રૂપ રાષ્ટ્રીય મહાસભાનો પ્રારંભ થયો.

# સંગ્રામની અમર ગાથા * *

દેશના જુદા જુદા ભાગમા એ મહાસભાના અધિવેશનો વરસે દહાડે મળતા, સુંદર ભાષણો અને સુધારાના ઠરાવો થતાં એ ઠરાવોમા આજીજી ને મોટી મોટી નોકરીઓ મેળવવાની મુખ્યત્વે માગ રહેતી.

૧૯૦૫ ના અરસામા સરકારે બંગાળના ભાગલાનો નિર્ણય કર્યો અને બંગાળના એ ભાગલા સામે સમગ્ર બંગાળમા જબ્બર વિરોધ થયો બંગભંગની ચળવળની આ હીલચાલમાથી' બહિષ્કાર અને સ્વદેશીની નવી ચળવળ ઊભી થઇ દેશ નવી પ્રેરણાના એક તરફ વળ્યો અને ૧૯૦૬ના મહાસભાના અધિવેશનમા ૮૦ વર્ષના પ્રમુખ દાદાભાઇ નવરોજીએ ' સ્વરાજ ' નો મંત્ર ગાજતો કર્યો.

ત્યાર પછી ૧૯૦૭ મા સુરતમા મહાસભાનુ અધિવેશન મળ્યુ વિનીતો અને ઉદ્દામો વચ્ચે ભારે ઘર્ષણ થયુ લોકમાન્ય તિલક ઉદ્દામોના નેતા હતા. અધિવેશન પડી ભાગ્યુ પરંતુ એમાથી આજની વિરાટ કોંગ્રેસનો જન્મ થયો, લોકમાન્ય તિલકે **स्वराज माझा जन्म सिद्ध हक्क आहे** નો પ્રાણ દાયી મંત્ર રાષ્ટ્રને આપ્યો. અને સ્વરાજ્યને માટે જીંદગીના અંત સુધી ઝઝુમ્યા ।

૧૯૦૮ મા લોકમાન્ય તિલકને રાજદ્રોહી આરોપસર ૭ વર્ષનો કારાવાસ મળ્યો. એક બાજુ બંગભંગની ચળવળથી બંગાળની ધરતી સળગી ઉઠી હતી એમા લોકમાન્યના કારાવાસે મહારાષ્ટ્ર અને બંગાળમા તેલ રેડ્યુ ને ૧૯૧૮ની ૩૦ મી એપ્રીલે પહેલ પહેલાં બોમ્બના દર્શન થયા ૧૪ વર્ષના તરુણ ખુદીરામ બોઝે મુજફ્ફરપુરમા અંગ્રેજ અધિકારી ઉપર બોમ્બ ફેંક્યો પરંતુ એમાં નિષ્ફળતા મળી ખુદીરામ હસતે મોંએ ફાંસીને માંચડે લટક્યો ત્યાર પછી તો બંગાળમા આ બોમ્બની ફરી ફરીને પુનરાવૃત્તિ થઈ સરકારે અનેક જોશીલા યુવાનોને પકડ્યા. આકરા દમનનો કોરડો વિંઝાયો ને કંઈક ને ફાંસીએ ચડાવ્યા

આ સમયે રાજદ્વારી ક્ષેત્રમા ગોખલેનું પ્રભુત્વ હતુ પરંતુ લોકમાન્યે પોતાની સક્રીય શક્તિ અને કાર્યના વેગથી પોતાનુ સ્થાન પ્રાપ્ત કર્યું દેશવાસીઓમા આ સન્માન જન્મ્યુ હતુ અને પ્રબળ અંતરાયો વેઠીને કોંગ્રેસ મક્કમપણે પોતાના સ્વાતંત્ર્યના ધ્યેય પ્રતિ ધીમી ચાલે છતા આગે બઢતી હતી

આ સમયે યુરોપમા ભયંકર યુદ્ધની યાદવાસ્થળી જામી હતી ત્યારે દક્ષિણ આફ્રિકામાથી ગાંધીજી હિંદમા આવ્યા ને સરકાર યુદ્ધ પછી હિંદને સ્વતંત્રતા આપશે એવી આશાએ તેમણે યુદ્ધ ભરતીમા અંગ્રેજોને મદદ કરી

૧૯૧૮મા યુદ્ધ ખતમ થયુ અંગ્રેજો વિજયી બન્યા. ભારે યુદ્ધની સેવાઓ લક્ષમા લઇને કોંગ્રેસે પંડિત મદનમોહન માલવીયાના પ્રમુખપદે હિંદની પ્રજા માટે સ્વશાસનની માગણી કરી પરંતુ આ નમ્ર માગણીના બદલામા હિંદને-રોલેટએક્ટ-કાળા કાયદાની ભેટ મળી આ કાળા કાયદા સામે દેશભરમા વિરોધનો વંટોળ ઉઠ્યો. ૧૯૧૯ની ૧૦મી માર્ચે દેશભરમા હડતાલ પડી

આ સમયે સ્વાધિનતાના આ ઇતિહાસના બ્રિટીશ શાસનની પાશવીકતાની કારમી યાદ રહે એવી ઘટના ૧૩મી એપ્રીલે અમૃતસરમા બની બેસતા વર્ષનો એ દિન હતો. જલિયના

## ઇન્સાફ અને આઝાદીની ખાતર કરેલી કુરબાની કે વેઠેલી યાતના કદાપિ નિષ્ફળ જતા નથી

—સ્વ. સરોજીની નાયડુ

વાળા બાગમા સભા ભરવામા આવી હતી. ચારે બાજુ ઘરોથી વિંટળાયેલા આ બાગમા પ્રવેશવાનો એક માત્ર નાનો રસ્તો હતો સભાના ચોગાનમા બાળકો અને સ્ત્રી-પુરુષો મળીને ૨૦ હજારની મેદની મળી હતી બરાબર ત્યારે ગવર્નર માઇકલ ઓડ વાયરના ફરમાન સાથે જનરલ ડાયર ૧૦૦ હિંદી સિપાઇઓ અને ૫૦ ગોરાઓની ટુકડી લઇને બાગ ઉપર એકાએક ધસી આવ્યો અને તરતજ સીધો ગોળીબારનો હુકમ કર્યો અને જ્યા સુધી દારૂગોળો પહોંચ્યો ત્યા સુધી ગોળીઓ ચલાવ્યે રાખી બાગમાથી બહાર નીકળવાનો કોઈ બીજો રસ્તો ન્હોતો સ્ત્રી પુરુષો અને બાળકોની કરુણ ચીસોથી વાતા વરણ ભરી ઉઠયુ ૪૩૦ માનવીઓ ત્યાંજ મૃત્યુને ભેટયા, ૨૦૦૦ જેટલા માનવીઓ ઘાયલ થયા કોઇ સ્થિતો કુદીને નાઠા ઘાયલ થયેલાઓ આખી રાત ત્યા જ પાણી ને સારવાર વિના તરફડતા રહ્યા

આ હત્યાકાંડ પછી આખાયે પંજાબમા માર્શલ લો ચાલ્યો. ગોરા સૈનિકોએ અત્યંત ક્રુની રીતે પાશવી અત્યાચારો કર્યો આ અત્યાચારની તપાસ માટે મહાસભાએ પુછે। ચલાવી પરંતુ ખાસ ફાયદો ન થયો હવે સરકાર ઉપર કોઇનોયે રજપણ વિશ્વાસ ન રહ્યો

૧૯૨૦ના ડીસેમ્બરમા ગાંધીજીએ પહેલ વહેલા અસહકારનુ આંદોલન શરૂ કર્યુ આ સમયે રાષ્ટ્રીય લડતના મહાન યોદ્ધા સમા લોકમાન્ય તિલકનો સ્વર્ગવાસ થયો અને ગાંધીજીએ મહાસભાની નેતાગીરી સ્વિકારી સ્વાધીનતાની લડતના સેનાપતિ તરીકે તેમણે દેશને નવાજ માર્ગે હાકલ કરી અને ગાંધીજીની દોરવણી હેઠળ અસહકારની ચળવળમા લોકોએ સરકારી પદવીઓ અને ઇલ્કાબો ફેંકી દીધા પરદેશીનો બહિષ્કાર થયો. સ્વદેશીની પ્રતિજ્ઞાઓ લેવાઇ આ રીતે દેશે સત્યાગ્રહી અસહકાર સાથે અહિંસાના શસ્ત્રથી બ્રિટીશ રાજનો સખ્ત પ્રતિકાર કર્યો.

સ્વાધિનતાના ઇતિહાસમાં આ પ્રથમ જ અનોખો જુવાળ હતો. આ જુવાળમા ગાંધીજી એકલા ન હતા પરંતુ ઉછળતી રમતી સરિતાઓ સાગરને મળે તેમ સ્થળે સ્થળેથી લોક પ્રવાહ આવીને આ રાષ્ટ્ર ચળવળના સાગરમા ભળતો હતો આમ પ્રચંડ વેગથી આંદોલન ફરી વળ્યુ સ્ત્રીઓ પણ એમા પાછળ ન્હોતી હજારો સ્ત્રી પુરુષોએ એમા ભાગ લીધો. ૨૦ હજારથી વધુ સ્ત્રી પુરુષો જેલમા ગયા સરકાર ગભરાઇ ઉઠી એણે કોંગ્રેસ સાથે સમાધાન કરવાના પ્રયાસો કર્યા. પરંતુ ગાંધીજી સમાધાન કરવા ખુશી નહોતા તેમણે જણાવ્યુ જ્યા સુધી પંજાબના અત્યાચારોની મુક્ત તપાસ ન થાય અને રાજદ્વારી કેદીઓને છોડી ન મુકવામા આવે ત્યા સુધી આ અસહકાર પાછો નહિ ખેંચાય.

પરંતુ ૧૯૨૨ ની ફેબ્રુઆરીએ ચૌરી ચૌરીમા બનેલા એક હિંસાના બનાવથી ગાંધીજીને ભારે આઘાત લાગ્યો તેમણે તરતજ આ સત્યાગ્રહની ચળવળ બંધ કરી

એ પછી ધારાસભા પ્રવેશની ને ધારાસભાની ચળવળનો પ્રારંભ થયો પરંતુ આઝાદીના ધ્યેયમા એને પુરી કામયાબી ન મળી આખરે

## * પુરુષોને બોલાવી લીધા, અને પછી *

### જલિયાનવાલાના અત્યાચારની એક કાળી કથા

'માર્શલ લૉના અમલના દિવસોમાં અંગ્રેજ અમલદાર મી બોસવર્થ સ્મીથે અમારા ગામના ૮ વર્ષની ઉપરના સર્વ પુરુષોને પોતાના બંગલે બોલાવ્યા. તે બંગલો ગામથી ઘણો દૂર હતો. જ્યારે પુરુષો બંગલે ગયા ત્યારે પોલીસ અમલદાર સાથે અંગ્રેજ અમલદાર અમારા ઘર તરફ આવ્યો. જે સ્ત્રીઓ પોતાના પતિ માટે બંગલે ભોજન આપવા જતી હતી તેમને પણ તે પાછો લાવ્યો. ગામમાં આવી તેણે સઘળા મહોલ્લા અને ખાંચાઓમાં ફરી સ્ત્રીઓને બહાર નીકળવાનો હુકમ કર્યો. બધી સ્ત્રીઓ બહાર નીકળી, તેમણે સાહેબને હાથ જોડયા. કેટલીક સ્ત્રીઓને તેણે સોટી ફટકારી અને ગલીચ ભાષામાં ગાળો ભાંડી, તેણે મને બે વાર લાત મારી અને મારા મોં પર થુંક્યો. તે પરાણે સ્ત્રીઓના મોં ઉઘાડતો, સોટીથી તેમના ઘુમટા દૂર કરતો અને ગધી, કુતરી, માખી, સુવરી કહીને ગાળો દેતો, તેણે કહ્યું 'તમે તમારા ધણીઓ સાથે પથારીઓમાં પડી હતી તો પણ તેમને તોફાન કરતા કેમ ન રોક્યા. હવે પોલીસવાળા તમારા પાયજામાની અંદર જોશે.' તેણે મને એક ઠોકર મારી અને અમને વાંકા વળી પગ વચ્ચેથી હાથ કાઢી કાન પકડવાનું કહ્યું.

—મંગલ જાટની વિધવા ગુરૂદેવીનું નિવેદન.

૧૯૨૯ માં પંડિત જવાહરલાલના પ્રમુખપણા હેઠળ મળેલી લાહોર કોંગ્રેસે 'ઇન્કીલાબ ઝીન્દાબાદ'ના ગગન ભેદી અવાજો સાથે પૂર્ણ સ્વાતંત્ર્યનો ઠરાવ પસાર કર્યો.

આ પછીના વર્ષે જ્યારે લડતના ભાગ ૧૯૩૦ માં ફરી સત્યાગ્રહ થયો કોંગ્રેસે જેનો ભાગ અને દેશના હજારો નવજુવાનોએ એ અહિંસક લડતમાં ભાગ લઈ સામી છાતીએ ગોળીઓ ઝીલી અપૂર્વ સ્વાર્પણનો આ ઇતિહાસ કોનાથી અજાણ્યો છે! ગોળમેજીના નિષ્ફળ ફારસો થયા ને ૧૯૩૫ માં શાસન ધારા હેઠળનું પ્રાંતિક સ્વરાજ મળ્યું પરંતુ બીજું વિશ્વયુદ્ધ શરૂ થતાં જ એની પોકળતા ઉઘાડી પડી ગઈ.

આ દમનો પડઘો ચિરાતા હિંદની પ્રજામાં નવા પ્રાણ પ્રગટયા. અને ગાંધીજીએ વ્યક્તિગત સત્યાગ્રહની શરૂઆત કરી બ્રિટને સર સ્ટેફર્ડ ક્રિપ્સ મિશન મોકલી હિંદને મનાવી લેવા ભારે પ્રયાસો કર્યા કારણકે એને આ યુદ્ધમાં હિંદનો સહકાર જોઈતો હતો પરંતુ ૧૯૧૪–૧૮ નો અનુભવ અને જલિયાનવાળાનો પાશવી હત્યાકાંડ હિંદ ભૂલ્યું ન્હોતું ગાંધીજીને અંગ્રેજોના વચનોમાં હવે સહેજ પણ વિશ્વાસ ન્હોતો.

સને ૧૯૪૨ ના ઓગસ્ટની આઠમીએ કોંગ્રેસ દ્વારા ગાંધીજીએ અંગ્રેજોને 'ચાલ્યા જાવ'નો સીધો પડકાર કર્યો. સરકારે ફરી એકવાર દમનનો કોરડો વીંઝયો પરંતુ એ લોકક્રાન્તિનું પુર સરકારથી ડબાયું નહિ આ વખતનો પ્રજાનો જુસ્સો અને લડત નવીનજ હતા આ લોકક્રાંતિમાંથી બ્રિટનને હિંદી પ્રજાની વધતી જતી તાકાતનો બરાબર ખ્યાલ આવી ગયો. ભારતીય સ્વાધીનતાના ઇતિહાસમાં ૧૯૪૨ ની આ લોકક્રાન્તિ અમર સીમાચિન્હ બની ગઈ બીજી બાજુ સુભાષ બાબુ અંગ્રેજોને થાપ આપી કલકત્તામાંથી છટકીને જર્મની પહોંચી ગયા. અને ત્યાંથી

જાપાન થઇ સીંગાપુરની ધરતીપર હિંદને આઝાદ કરવા આઝાદ ફોજની અને આરઝી હકુમતની રચના કરી એશિયાની એ ધરતી પરથી જયહિન્દના નાદ સાથે 'ચલો દિલ્હી'ની વિરાટ કૂચ આરંભાઇ!

૧૯૪૪ મા વિશ્વયુદ્ધ પુરૂ થયુ અંગ્રેજોને વિજય મળ્યો પરંતુ આ યુદ્ધમા બ્રિટન ભાંગીને ભુક્કો થઇ ગયુ હતું આંતર રાષ્ટ્રીય પરિસ્થિતિ બદલાઇ ગઇ હતી ચર્ચીલ બ્રિટનની સરકારમાંથી ફેંકાઇ ગયો અને મજુર સરકાર સત્તા પર આવી તેણે હિંદની વધતી જતી તાકાત નિહાળી હિંદને સંતોષવાનો નિશ્ચય કર્યો લોર્ડ પેથિક લોરેન્સની આગેવાની હેઠળના મિશને હિંદમા આવી વાટાઘાટો કરી પરંતુ દેશના કોમી કલહમાંથી રાજ્ય શાસનનો ઉકેલ શક્ય ન બન્યો, વેવલ દરખાસ્તો આવી પરંતુ થોડા જ વખતમા પોતાની એ દરખાસ્તો સાથે વેવલને વિદાય થવુ પડયુ ને નવી ઉદ્દામ યોજના સાથે લોર્ડ માઉન્ટબેટન હિંદના વાઇસરોય પદે આવ્યા તેમણે લાંબો પરિશ્રમ કર્યો પરંતુ ઝીણા–લીગના દુરાગ્રહ સામે એય નિષ્ફળ નીવડયા બીજી બાજુ દેશમાં ચોમેર કોમી આગ સળગી ઉઠી હતી અનેક નિર્દોષો ધર્મ ઝનુની ગુંડાઓના છરીનો ભોગ બન્યે જતા હતા નોઆખલી ટીપેરા, બિહાર અને પંજાબમા કોમી આગે ભયંકર કત્લેઆમ ચલાવી.

અને આખર નિરૂપાયે ઝીણાના કહેવા પ્રમાણે આ કોમી તોફાનને અટકાવવાનો એમજ ઉપાય 'દો નેશન–હિંદના ભાગલાનો' રાષ્ટ્ર નેતાઓએ ભારે હૈયે સ્વીકાર કર્યો. ઝીણાની સ્વપ્ન ભોમકાનું પાકીસ્તાન અસ્તિત્વમા આવ્યુ ભારત ખંડિત થયુ અને ૧૯૪૭ના ઓગસ્ટની ૧૪મીની મધ્યરાતે દોઢસો વરસની ગુલામીમાંથી ... બ્રિટનની ગુલામીમાંથી

હિંદ મુક્ત થયુ ભારતની આઝાદીનું નવ પ્રભાત ઉઘડયુ

પૂ. મહાત્મા ગાંધીજીના નેતૃત્વ હેઠળ હિંદે સ્વાધીનતાની આ જે અનોખી લડત લડી છે એ આવતી કાલના માત્ર હિંદનાજ ઇતિહાસમા નહિ પણ જગત ઇતિહાસમા સુવર્ણાક્ષરે લખાઇ જશે કારણકે જગતના આજસુધીના ઇતિહાસમા આવી લડત આઝાદી માટેની અહિંસક લડત કદીયે લડી નથી પોતાની આઝાદી માટે જગતના ઘણા દેશો આજ સુધી સતત લડયા છે પરંતુ તલવારના બળથી, બંદુકો અને તોપોના બળથી અને ઇશુએ કહ્યું છે તેમ તલવારના બળથી મેળવેલુ તલવારથી જ જશે એમ પોતાના શસ્ત્ર બળ વડે લડતા દેશોનો ઇતિહાસ ખુલ્લો છે અને આ ઇશુ વચન પ્રમાણે તલવારનુ–શસ્ત્ર બળનુ યુદ્ધ જગત ઉપર હજુયે નવા નોખા વિકસિત વિજ્ઞાન સાધનો વડે ચાલુજ રહ્યુ છે જાણે યુદ્ધોનો અને એ યુદ્ધ જન્ય માનવ યાતનાઓનો અંત જ નથી. અને જગતની વિશ્વશાંતિની કલ્પના આદી અને અનાદી એક માત્ર કલ્પના જ રહી છે

વિશ્વની આ દુર્દાન્ત પરિસ્થિતિ વચ્ચે રાષ્ટ્રીય મહાસભાના ઝંડા હેઠળ ગાંધીજીએ લડેલી વિજયી આઝાદીની લડત આજે જગતની આશાયેશ અને વિશ્વશાંતિના નવ કિરણ સમી બની છે અને એટલે જ આજે જગતની કચડાયેલી અને યુદ્ધ ત્રસ્ત પ્રજા ભારત તરફ મીટ માંડી રહી છે અને કદાચ એ પણ અસંભવિત નથી, કે યુદ્ધોથી થાકેલું જગત આવતા થોડા જ વર્ષોમા ભારતનું શરણુ લે અને હિંદ આખાયે જગતનું નેતૃત્વ સ્હાણ કરે કારણકે હિંદની આઝાદીએ અને આઝાદીની અનોખી લડતે માત્રે હિંદ નાજ નહિ સમગ્ર એશિયાના અને યુરોપના વિશ્વને જગાડયો છે દાસતા જર્મનીએ પણ

## આઝાદી-દિને

હો રે હો ! હો રે હો ! હો રે હો !
આવો ઉત્સવ રંગ રેલવા હો આવો.

ભારતની મુક્તિ કેરો આવ્યો મંગલદિન
અનેરો આનંદનો અતુલ
ભારતના બાળ સૌ ઉજવો ઉમંગથી
ઉત્સવનો દિન અણમોલ હો આવો

પ્રણમીને પ્યારા પ્રભુ માગી લો આજે
નેતાના દિર્ઘ આયુષ્ય,
અર્પીને અંજલિ ગાંધી બાપુને
શહિદોની ખાંભીઓ પુજાય હો આવો



સુત્રો સુણાવી આજ અહિંસા ને સત્યના
ગાંધુલ વિશ્વ કેરી સાન,
ભેદો ભુલાવી ઉંચા નીચાના
સર્વે બનો એકતાન હો આવો

શણગારો આંગણીયા રૂડા તોરણીયે
પ્રગટાવો હોંશે દિપમાળ,
ભૂખ્યાને ભોજનીયા ભાવેથી આપજો
હૈયા બનાવી રસાળ હો આવો

—કુમારી શ્રી કનકમાળા ઓઝા જી એ

હિંદ પાસે દોરવણીની ધા નાખી છે અને વિશ્વશાંતિ માટે સ્થપાયેલું રાષ્ટ્રસંઘ પણ પોતાના અગ્રજ પગલાં લીગ ઓફ નેશન્સની નિષ્ફળતા તરફ માંડી રહ્યું છે ત્યારે હિંદ એક માત્ર જગતની ભાવી શાંતિની આશા સમાન છે અને એ કહેવું વધુ પડતું નથી કે હિંદ એ આદર્શોમાં પોતાની સર્વોપરી સંસ્કૃતિ અને લોકશાહીના આદર્શ દ્વારા નિ:શંક એ દિશામાં અચૂક વિજયી નિવડશે જ.

આમ શાંત રુધિરા બિંદુથી સત્ય, સામ, અને અહિંસાના પાયા પર શરૂ થયેલો હિંદનો આઝાદીનો ભવ્ય અને ઉદાત્ત ઇતિહાસ આજ અને આવતી કાલની પ્રજાના હૃદય પર યુગો યુગો સુધી અંકાયેલો જ રહેશે. ભારતની સ્વાધીનતા અમર તપો ! મા ભારતી ઘણું જીવો !

# છબીલી લક્ષ્મીબાઈ

શ્રી. નલિન છો પંડ્યા

સન ૧૮૩૫ની દીપાવલીની અમાવસ્યાએ પવિત્ર કાશી નગરીમાં એ જ્યોતિએ જન્મ લીધો જે આજે પણ ભારતવાસીઓને સ્વાતંત્ર્ય પથ દર્શાવે છે દેશનો કેટલોક ભાગ ફીરંગીઓના હાથમાં હોવા છતાંય ભારતીઓના હૃદય અને મસ્તક તેમની ગુલામગીરી સ્વીકારતા નહિ ભારતના વીર પુરુષોનો ડંકો સર્વત્ર વાગતો આવા વખતે 'અબળા' કહેવડાવતી વીરનારીએ જન્મ લીધો જેણે ફીરંગીઓની આશા ધુળમાં મેળવી

સમસ્ત ભારતવર્ષની નજર એક બાળક તરફ મંડાઈ હતી જે 'નાના સાહેબ'ના નામથી પ્રસિદ્ધ થયો. તે પોતાની સાથે યુદ્ધ વિદ્યા શીખનાર નાની બહેનને તેના સૌંદર્યને લીધે 'છબીલી' કહી બોલાવતો અન્ય યુવતીઓની જેમ પોતાનું સૌંદર્ય દર્પણમાં ન જોતા પોતાની કટારમાં જોતી જે તેના શૃંગારની મુખ્ય વસ્તુ હતી ઢીંગલીઓના વિવાહ ન કરતા મેદાનમાં ફીરંગીઓને મૃત્યુદંડ આપવાની રમત રમતી

છબીલી લક્ષ્મીબાઈ બની અને ઝાંસીની મહારાણી થઈ પુષ્પોની માળા ન શોભાવતા રાજદંડ સંભાળ્યો. પતિના મૃત્યુબાદ અંગ્રેજોએ તેને અબળા સમજી તેનું રાજ્ય પડાવી લેવા પ્રયત્ન કર્યો પણ 'મેરી ઝાંસી નહિ દુંગી' ની ગર્જના સુણી ડલહાઉસી અચંબો પામ્યો અને ઝાંસી પર ચઢાઈ કરવા આજ્ઞા આપી આ સમાચાર સાંભળતાંજ રાણીએ સારા પાપનો વિનાશ કરવા ખેડૂતોને આજ્ઞા કરી બચપણની રમત પ્રત્યક્ષ રમવા આતુર બની ભારતીય લલનાને ભયમાં જોઈ બાનપુર શાહપુર અને બુંદેલખંડના રાજવી વહારે આવ્યા. તોપોના અવાજથી ધરતી ધ્રુજી ઉઠી રાણી પોતેજ સેનાનું નેતૃત્વ લઈ આગળ ધસી પણ શત્રુ સૈન્ય વધુ હતું અને દેશદ્રોહી સિંધીયાનો તેઓને સાથ હતો

ઝાંસીની દુર્દશા નિહાળી રાણીની આંખમાં આંસુ આવ્યા પોતાને ભગવાન અને ભાગ્યને આશરે મુકી કુલદીપક સાથે ઘોડા ઉપર ચાલી નીકળી-ઝાંસીને છેલ્લા પ્રણામ કરી ૧૦૨ માઈલ વટાવી કાલ્પી તે આવી પહોંચી થાકેલ ઘોડો પોતાની સર્વ શક્તિ વાપરી માલીકને સુરક્ષિત સ્થળે પહોંચાડી સદાને માટે આ નશ્વર જગતમાંથી ચાલી નીકળ્યો ફરી સૈન્ય એકત્રીત કરી બે સ્થળોએ અંગ્રેજોનો સામનો કરી હજારો ફીરંગીઓને તેણે મોત ભેગા કર્યા દેશદ્રોહી રાજાને કારણે હાર ખાવી પણ રાણી હિમ્મત હારી નહિ તાત્યા સાહેબની સહાયથી ફરી યુદ્ધ મચાવ્યું ત્રણ દિવસના સતત યુદ્ધ પછી ચોથા દિવસે હ્યુરોઝે રાણીની સેનામાં ભંગાણ પાડ્યું

રાણી ચુનંદા સૈનિકો સાથે ચાલી નીકળી દુશ્મનોએ પીછો પકડ્યો રાણીની સખીમંદાર ની છાતીમાં ગોળી વાગી રાણીને જબ્બર આઘાત લાગ્યો શત્રુ સામે ટક્કર ઝીલતી અને ફીરંગીઓને અમરતા અપાવતી આગળ વધી

પાછળના બનાવો ટુંકા છે વીરાંગનાની તલવારે મચાવેલ પ્રલયથી શત્રુઓ ધ્રુજી ઉઠ્યા જીવનની આશા છોડી રાણીની રૂધીર તરસી તલવાર ઝગમગી ઉઠી ભારતના પ્રતિ ધામમાં આ પ્રસંગ સદાને માટે ઉજ્વળ રહેશે એમાં શંકા નથી

જીવન અને મૃત્યુનો સંગ્રામ સમાપ્ત થવા આવ્યો એક ફીરંગીએ રાણીના માથા પર ઘા કર્યો. ભારતની પવિત્ર ભૂમિ રાણીના રૂધીરથી સંતુષ્ટ થઈ વિશ્વાસુ નોકર રામચંદ્ર રાવે નક્કી કર્યું કે રાણીના પવિત્ર શરીરને અંગ્રેજોનો સ્પર્શ નહિ થવા દઉં રાણીના દેહને ગંગાધર ની પર્ણકુટીમાં ખસેડ્યું

ભારતીય સંસ્કાર પ્રમાણે અંતીમયાત્રા પૂર્ણ થઈ અને રાણીની ભસ્મ ભારતવર્ષની રજકણમાં મળી ગઈ

આજેય એ રજકણોમાં અપ્રતિમ વીરાંને જન્મ આપવાનું સામર્થ્ય છે

( હિંદી 'પાંચજન્ય' પરથી )

# આઝાદીમાં સ્ત્રીઓનો ફાળો

દેશના આઝાદી જંગમા સ્ત્રીઓનો ફાળો નાનો સુનો નથી પુરુષોની સાથે ખભેખભા મિલાવીને મોખરે રહીને એણે હમેશા આગેકૂચ કરી છે

હસ્તે મુખે લાઠીઓ ખાધી છે, જેલો મહી છે અને પ્રાણાર્પણ કર્યા છે એવી અનેક નારીઓના સ્વાર્પણની યાદથી આજે સ્વાધિનતાના નવ પ્રભાતે હૈયુ ગૌરવથી પુલકિત બની ઉઠે છે

૧૮૫૭ થી માંડીને આજસુધીનો ઇતિહાસ જુઓ જ્યારે જ્યારે રણનુ બ્યુગલ ફુકાયુ છે ત્યારે ત્યારે ભારતની સ્ત્રી અબળા મટીને રણચંડી બનીને ઝુઝી છે અને જાગૃત સ્ત્રી શક્તિનો ને પોતાના આત્મભોગનો દેશને પરિચય આપ્યો છે એટલુ જ નહિ પ્રત્યેક ક્ષેત્રમા પોતાની શક્તિશાળી કાર્યવાહી પુરવાર કરી આપી છે ત્યારે સ્વાધિનતાના આ નવપ્રભાતે સ્વાધિનતાના જંગમા પ્રાણાર્પણ કરનાર, સ્વાધિનતાના જંગમા ફાળો આપનાર પ્રત્યેક બહેનોને અમે વંદના કરીએ છીએ અને બુલંદ નાદે ઉચ્ચારીએ છીએ હવે કોઇ કહેશો નહિ ભારતની સ્ત્રી પઠાન છે, અબળા છે''



---

## શૌર્યમૂર્તિ કેપ્ટન લક્ષ્મી

પ્રાચીન યુગથી લઇને મધ્યકાલીન યુગમાં હિન્દના ગૌરવભર્યા અને ભવ્ય ઇતિહાસમા અનેક નારીઓની શૌર્ય કથાઓ સુવર્ણાક્ષરે લખાઇ છે

અને છેક છેલ્લે ૧૮૫૭ના સ્વાતંત્ર્ય યુદ્ધના ઇતિહાસમા ઝાંસીની રાણીએ જે અપ્રતિમ શૌર્ય દાખવ્યુ છે એ હિંદની નારી શક્તિનુ મહા દર્શન આપણા હૈયાને આજે પણ શૌર્યની પ્રેરણા આપે છે

એ પછીના કાળમા ભારત ઉપર અંગ્રેજ વર્ચસ્વનો એક અંધાર પડદો પથરાઇ ગયો પરંતુ વીસમી સદીનુ પ્રભાત ઉગ્યુ ન ઉગ્યુ ને હિંદની ધરતી પરથી 'ચલે જાઓ'નો એક બુલંદ પડકાર ઉઠીને સમસ્ત એશિયા અને વિશ્વમા ફરી વળ્યો ત્યારે સમગ્ર એશિયા અને વિશ્વને ચકિત કરી નાખે એવી એક નારીનો બુલંદ પડકાર સીંગાપુર મલાયા અને બર્માની ધરતી પરથી ગાજી ઉઠ્યો એ હતી કેપ્ટન લક્ષ્મી જાણે ૧૮૫૭ના જંગમાં મૃત્યુના ખોળે પોઢેલી ઝાંસીની રાણી લક્ષ્મીબાઇએ એશિયા અને ભારતની આઝાદી કાજે નવ અવતાર ધારણ કર્યો હતો

સીંગાપોર સ્થોનાની ધરતી પર સુભાષબાબુની દોરવણી હેઠળ આ નારીએ ઝાંસીની રાણી રેજીમેન્ટ રચી અને ૧૮૫૭ પછી ફરી



મલાયાની ધરતી પર ઝાંસી રાણી રેજીમેન્ટનું નિરીક્ષણ કરતા સુભાષબાબુ અને કેપ્ટન લક્ષ્મી

૮૮ વર્ષે ઝાંસીની રાણી સાથે સામ્ય ધરાવતી આ નારીએ હિંદની આઝાદી માટે એક પ્રયત્ન કર્યો રણચંડી બનીને હાથમાં શસ્ત્રો ધારણ કર્યાં, અને એશિયાની એ ધરતી પરથી જમાના જંગલોમાં વિરાટ કૂચ કરી ઇતિહાસને પાને જેને અનોખો ચમત્કાર કર્યો

દક્ષિણ ભારતની આ મહિલા કેપ્ટન લક્ષ્મીનો જન્મ મદ્રાસમાં ૧૯૧૩ માં એક નામીતા બેરીસ્ટરને ત્યાં થયો હતો તેનુ શૌર્ય અદ્ભૂત હતુ, અને નાનપણથી જ તેનામાં સાહસ પ્રિયતા હતી તેને યોગ્ય શિક્ષણ ઓ સંસ્કાર તેને મળ્યા જીવનની રંગભી કાન્તિ સાથે શાળાના શિક્ષણમાં તેણે અપૂર્વ સફળતા પ્રાપ્ત કરી કારણ કે પિતા જાગ્રત અને સુધારક વિચારના હતા અને લક્ષ્મીને સર્વ પ્રકારની છૂટ હતી. પરિણામે તેનુ વ્યક્તિત્વ અજબ પ્રકારે ખીલ્યુ હતુ

૧૯૩૭ માં કુમારી લક્ષ્મીએ મદ્રાસ કોલેજની ડોકટરી પરીક્ષા પસાર કરી, અને ડોકટરી પ્રેક્ટીસ શરૂ કરી અને છતાં બીજી બાજુથી એની ઇતર પ્રવૃત્તિઓ ચાલુ હતી. મોટર ચલાવવી એને વધુ પ્રિય હતી. છતાં દરેક વિષયમાં એ રસ લેતી, ભલે પછી એ રાજકીય હોય અધ્યાત્મિક, શીલ્પકળાનો કે નૃત્યનો વિષય હોય.

મોટર ચલાવવાનો તેને એટલો શોખ હતો કે અનેકવાર ઝડપથી મોટર ચલાવતા પોલીસે તેને રોકી છતાં એ તો પોતાના શોખમાં હંમેશા મગ્ન રહેતી આમ એકવાર તેની મોટર ઉંધી વળી ગઇ છતાં આ વીર હૃદયા નારીના મન પર એની અસર ન થઇ

મેડીકલ કોલેજના અભ્યાસ દરમ્યાન

# ન બે-મ્યાન છુરી કદી ઝાલી જાણી



## સ્વ. શ્રી ડાહીબહેન ઠક્કર

સ્વ. ડાહીબહેન ઠક્કર ઇનામી નિબંધ માળામાં 'જાહેર જીવનમાં સ્ત્રીઓનું સ્થાન' એ વિષયમાં શ્રેષ્ઠ નિબંધો મોકલનાર ત્રણ નામોની જાહેરાત આવતા અંકે થશે. જેમણે પોતાનો નિબંધ મોકલવો હોય તેમણે ૨૫ મી સુધીમાં મોકલી આપવો.

૧૯૬૨ના જુનારની ૧૫ મીએ શ્રી ચીમનભાઈ સ્ત્રી સમાજની સભા મળી હતી. સૌના મુખ પર ઊંડો શોક હતો, અને શોકાતુર હૈયે સભાએ એક નારીના મૃત્યુની દુઃખદ નોંધ લઈ એના મૃત્યુ ચરણે ભાવભરી અંજલી આપી, એમના આત્માની શાંતિ ઇચ્છી. કોણ હતી એ બડભાગી મહાનારી ?

એ હતા લુહાણામિત્ર પ્રેસના સ્થાપક સ્વ. વિઠ્ઠલભાઈ આશારામ ઠક્કરના પુત્ર શ્રી જગાભાઈના પત્ની અને ગુણસુંદરીના વ્યવસ્થાપક શ્રી નટુભાઈ ઠક્કરના માતા સ્વ. ડાહીબહેન ઠક્કર. ૧૮૫૭ માં બોરસદમાં એમનો જન્મ થયો. માત્ર નામનું લખતા વાંચતા જેટલું પ્રાથમિક શિક્ષણ તેમને મળ્યું હતું છતાં શાળા મહાશાળાઓમાં જે શિક્ષણ અને સંસ્કાર આજે નથી મળતા એવા વિશિષ્ટ સંસ્કાર અને ચારિત્ર્ય તેમનામાં હતા. ૧૨ વર્ષની વયે તેમનું લગ્ન થયું અને પરણીને સાસરે આવતાંજ થોડા વખતમાં ઘરનું સુકાન સંભાળવાનો બોજો તેમના પર આવી પડ્યો.

એ વખતે લુહાણામિત્રમાં ગુજરાતના મોટા ભાગના સાક્ષરોના પુસ્તકો છપાતા એટલે રોજને રોજ અતિથિઓની વણઝાર ઘેર ચાલી આવતી. છતાં શ્રી ડાહીબહેનના મુખ પર કદી કંટાળાનું ચિન્હ સરખુંય ન હોય. રાત્રે બે વાગ્યાની ગાડીમાં આવનાર અતિથિ 'હું અત્યારે જમવાનો નથી' એમ ઉચ્ચારે એ પહેલાં તો શ્રી ડાહીબહેને જમવાની ચોક્કસ વ્યવસ્થા કરીજ હોય! આમ આદર્શ ગૃહિણી હોવા ઉપરાંત તેઓ વત્સલ માતા હતા ને ઓછું ભણેલા છતાં પ્રબળ ધાર્મિક ભાવના સાથે તેમના વિચારોમાં ભારે ઉદારતા પણ હતી. આમ પોતાના મીલનસાર હસમુખા સ્વભાવથી સૌનો સ્નેહ જીતી

થઈ આખરે ૪૪ વર્ષની વયે સં. ૨૦૦૧ ના અષાડ સુદ ૨—જ્યારે નાના પવિત્ર દિવસ તેઓ મૃત્યુ અંક પોઢ્યા સૌના હૈયા શોક સાગરમાં ડૂબી ગયા.

આજે ગુણસુંદરી એ ઉદારચિત્ત ને ચારિત્ર્યશીલ સન્નારીની પવિત્ર યાદમાં સ્વ. ડાહીબહેન નિબંધ હરિફાઈનું સ્મારક રચીને ધન્યતા અનુભવે છે.

## સ્વ. પ્રભાવતી ઠક્કર

સ્વ. પ્રભાવતી ઠક્કર ઈનામી નિબંધમાં 'વિશ્વ શાંતિ માટે સ્ત્રીઓ શું કરી શકે?' એ વિષયના શ્રેષ્ઠ નિબંધમાં નીચે પ્રમાણેના ત્રણ નામોને ઈનામો સાંપડે છે. એની ગૌરવભરી જાહેરાત કરતા ત્રણે વિજેતાઓને અમે અભિનંદન પાઠવીએ છીએ.

પહેલું ઈનામ કુમારી જનકબાળા ઓઝા
જી. એ.

બીજું ઈનામ કુમારી લાભુબહેન પ.
નિમાવત

ત્રીજું ઈનામ શ્રી ગીરીશ દેસાઈ



ગુલામીની લાંબી યાતના પછી દેશની આઝાદી નજીક આવી રહી હતી, બરાબર તારીખ ૧૯૪૭ ના મે ની ૨૬ મીએ એક નાનકડી જ્યોત બુઝાઈ ગઈ, અચાનક ને આકસ્મિક! અને એ જ્યોતના પ્રકાશમાં ઝળકતું ગુણસુન્દરીનું તેજ ઝાંખું પડ્યું.

જીવનની અનેક ઉજ્જવળ ને ઉન્નત આશાઓ લઈને ૨૨ વર્ષની તરૂણ વયે દાંપત્યમાં પગલા પાડયાને હજુ તો એકજ વર્ષ પુરૂં થયું ત્યાં તો કાળની આગે બહેન પ્રભાવતીના જીવનને પોતાના ખોળામાં ઝડપી લીધું.

ઇ. સ. ૧૯૨૫ માં અમદાવાદ મુકામે એમનો જન્મ થયો હતો. ઉન્નત વિચારના એમના પિતાશ્રી મગનલાલ ઠક્કર અને ધાર્મિક વિચારના એમના માતુશ્રીએ મળીને બહેન પ્રભાવતીમાં જીવનના ઉચ્ચ સંસ્કારો રેડ્યા, યોગ્ય કેળવણી આપી ને સને ૧૯૪૬ માં વડોદરામાં ગુણસુન્દરીના વ્યવસ્થાપક અને માલિક શ્રી નટુભાઈ ઠક્કર સાથે તેમના લગ્ન થયાં. પરંતુ સાસરે આવતાંજ બહેન પ્રભાવતી પોતાની સંસ્કાર પ્રતિભાથી સૌને માટે આદર્શ રૂપ થઈ પડ્યા. એમનું સંસ્કાર તેજ ઝળકી ઉઠ્યું અને માત્ર ગૃહવ્યવહારમાં જ નહિ પણ શ્રી નટુભાઈ સાથે ગુણસુન્દરીના સર્જનમાં રસ લેવા માંડ્યો. એમાં આવતા

લેખોની પસંદગીમાં એના રૂપરંગ અને ઉઠાવમાં અને સંચાલન કાર્યમાં શ્રી નટુભાઈના એક માર્ગદર્શક સહકાર્યકર થઈ પડયા કારણ કે એમના હૈયે હોંશ હતી ગુણસુન્દરી ગુજરાતના નારી જગતનું પ્રતિનિધિ પત્ર બનીને રહે ગુણસુન્દરી ગુજરાતની બહેનોને જાગૃત કરે, એનામાં આદર્શ સંસ્કારનું સિંચન કરે એને જીવનમાં માર્ગદર્શન આપે અને પ્રત્યેક ઘરમાં ગુણસુન્દરીનો અવાજ પહોંચતો થાય

પરંતુ કોં' જાને ક્યારી' એમ જીવનની અનેક ભાવી આશાઓમાં રાચતા આ યુવતે અગ્નીની ઝાળ લાગી ગઈ અને સૌમ્ય તેજે પ્રકાશીને બહેન પ્રભાવતીનો જીવનદીપ એ આગના તાંડવ વચ્ચે બુઝાઈ ગયો સદાયે હસતું એનું મુખકમળ મૃત્યુની ગોદમાં સદાને માટે વિલીન થયું હારસના મીનામાંથી અફસોસના આંસુ સરી પડયા ! કાળની ગતિને કોણ પિછાની શક્યું છે ? એ કાળના પ્રવાહમાં અનેક ફુલો ખીલે છે ને ઘડીમાં કરમાઈને પાછા એજ કાળના પ્રવાહમાં તણાઈ વિલીન થઈ જાય છે અને છતા એવા કેટલાક ફુલો હોય છે એની સુવાસનો પમરાટ જગતમાં ઘણીવાર સુધી સુવી પથરાઈ રહે છે

આમજ બહેન પ્રભાવતીનો જીવન પમરાટ હજુ ગુણસુન્દરીના જીવનમાં મહેક છે એની પવિત્ર યાદમાં સ્વ પ્રભાવતી ઠક્કર પ્રનામી નિમધની એક કાયમી યોજના અમે કરી છે આશા છે કે ગુણસુન્દરીના પ્રત્યેક વાચક ભાઈ બહેનો અને મહાગુજરાતના તમામ લેખક-લેખિકાઓ એમાં પોતાનો સહકાર આપી રહેશે

---

## શ્રીમતિ અરુણા અસફઅલી

— પાન ૧૮૫ નું —

રહી ને શ્રી અરૂણા કોણ જાણે કયા અદશ્ય થઈ ગયા સરકારની જાસુસી ફોજે એની પાછળ એને પકડવા માટે ખૂબ વલખા માર્યા પરંતુ શ્રી અરૂણા એમના હાથમાં નજ આવ્યા અને છુપી રીતે રહીને તેમણે આ લોક ક્રાન્તિને દોરવણી આપવા માંડી. વાયમ રોએ એમના પર બોમ્બ બનાવાનું તહોમત મુક્યુ ને તેમને બે પતા જાહેર કરી તેમના દિલ્હીના મકાને ૩૦ દિવસથા શરણે આવવાની જાહેરાત ચોંટાડવામાં આવી તેમના મકાન પર ટાંચ મુકવામાં આવી, તેમની એક મોટર જપ્તીમાં લઈ લેવામાં આવી ને તેમની સામે અનેક કેસો ઉભા કરવામાં આવ્યા પરંતુ તેઓ સરકારની ચુંગાલમાં નજ આવ્યા તે નજ આવ્યા. પોલીસ તેમનો પતો મેળવવામાં નિષ્ફળ ગઈ, હાથ ઘસતી રહી ગઈ

આ અરસામાં તેમની સ્નેહાળ માતાનું મૃત્યુ થયુ પુત્રીનું છેલ્લું દર્શન ઝંખતા માતાને પણ તેઓ મળી શક્યા નહિ કારણ કે એમના હૈયામાં સૌથી મહાન ભારત માતાનુ દર્શન અને દર્દ હતુ

આખરે સરકારે સમાધાનનો માર્ગ સ્વી કાર્યો ગાસડા પોટલા બાંધવાનું સ્વીકાર્યું અને જ્યારે તેમના પરથી પ્રતિબંધ ઉઠાવી લેવામાં આવ્યો ત્યારે તેઓ લાંબા છુપા વાસ પછી સૌથી છેલ્લે બહાર આવ્યા, અને દેશ ભરમાં ધુની વન્યા એમની જબાન માથી સરકાર સામે આગ વરસી રહી હતી આખરે હિંદને સ્વાધિનતા સાંપડી. પરંતુ એ ખંડિત સ્વાધિનતા માટે એમના હૈયામાં જરા પણ હર્ષ નહોતો કારણ કે દેશમાં કોમી રમખાણે માઝા મુકી હતી. તેમને સામાન્ય માનવીઓ માટે સ્વરાજ્ય જોઈતુ હતુ તેમને સામાન્ય માનવીઓના દુખ દર્દ

સંપૂર્ણપણે દફનાવાઇ જાય એવું સ્વરાજ જોઇતું હતું એનો ઉકેલ આજે તેમને સમાજવાદમાં લાગે છે અને એથી જ દેશની સમાજવાદી ઝુંબેશના આજે તેઓ એક અગ્રણી બનીને વીરતાથી ઘૂમી રહ્યા છે।

પરંતુ આજે કોણ કહી શકે તેમ છે કે એમને કેટલો વિજય મળશે?

પરંતુ એક વીર નારી તરીકે તો અરુણાએ ભારતનું નામ દીપાવ્યું છે, એનો કોણ ઇન્કાર કરી શકે તેમ છે?

# કુમારી ઉષા મહેતા

૧૯૪૨ ના ૮મી ઓગસ્ટે 'હિંદ છોડો' ના મહાત્માજીના પડકારને કોંગ્રેસે મંજુરી આપી. એ સાથેજ અંગ્રેજરાજનું દમનનું ચક્ર દેશભરમા ફરી વળ્યું સામુદાયિક ધરપકડો થઇ. પરંતુ આ વખતની લોક ક્રાન્તિની તાકાત કોઇ ઓરજ હતી વાતાવરણમા એક છેડાથી બીજા છેડા સુધી લોકોનો ભારે જુસ્સો હતો. એ જુસ્સાને દાબવા ગોરી હકુમતે સમાચારો પર કડક પ્રતિબંધ મુક્યો, અને એના વિરોધમા દેશના અનેક રાષ્ટ્રવાદી છાપાઓ બંધ થયા. ત્યારે એક દિવસ ૨૦ મી ઓગસ્ટે એકાએક કોઇ અજાણ્યા સ્થળેથી કોંગ્રેસ રેડીયો ગાજી ઉઠયો। અને પછી તો રોજને રોજ વધુ પ્રવચનો દ્વારા જનતાને માર્ગદર્શન મળવું લાગ્યું લોકક્રાન્તિનો કાર્યક્રમ એ માર્ગદર્શન દ્વારા વધુને વધુ વેગવાન બનતો જતો હતો અને સરકાર આ છુપા રેડીયો મથકને શોધી કાઢવા ઉંચી નીચી થતી હતી. સરકારનું એક મોટું જાસુસી ખાતું આ પ્રચાર મથકને પકડી પાડવાના ભગીરથ કાર્યમા લાગી ગયું હતું

ત્યારે કોઇને સ્વપ્ને પણ ખ્યાલ ન્હોતો, મુંબઇની એક યુવતી આ ભારે સાહસ કરી રહી છે! આખરે સરકારના જાસુસી ખાતાએ ડીસેમ્બરમાં આ કોંગ્રેસ રેડીયોનું છુપું મથક પકડી પાડ્યું અને પોલીસની મોટી ફોજે એક નારીની ગીરફતારી કરી. ત્યારેજ જગતે કુમારી ઉષા મહેતાનું નામ જાણ્યું, ત્યારેજ જગતે જાણ્યું કે એક સ્ત્રીએ ચાર ચાર મહિના સુધી સરકારની આંખમા ધૂળ નાખીને કોંગ્રેસ રેડીયોનું સંચાલન કર્યું।

નાનો અને પાતળો બાંધો છતા મક્કમ નિશ્ચય બળ ધરાવતા કુમારી ઉષા મહેતા એ વખતે પી એચ ડી નો અભ્યાસ કરી રહયા હતા પરંતુ લોક ક્રાંતિનો નાદ ફરી વળતા એમણે પોતાનું લક્ષ કોંગ્રેસ રેડીયો દ્વારા પ્રચાર કરવા તરફ એકત્રિત કર્યું અને થોડાક સાથીઓની મદદથી પોતાનાજ નાણા અને સાધનો દ્વારા કોંગ્રેસ રેડીયોનું આયોજન કર્યું પહેલા એક જ ટ્રાન્સમીટર વસાવી એ પરથી ૨૦ મી ઓગસ્ટે પહેલું વાયુ પ્રવચન કર્યું પછી તો રોજ ને રોજ એ કોંગ્રેસ રેડીયો પરથી કાર્યક્રમો વહેવા લાગ્યા આગળ જતા તેમણે અચ્યુત પટવર્ધન અને ડૉ લોહિયાનો સંપર્ક સાધ્યો. શરૂઆતમાં બધા પ્રવચનો મોએજ આપવામા આવતા પરંતુ પાછળથી ભાષણોની પહેલા રેકર્ડ ઉતારવાની વ્યવસ્થા કરવામા આવી આમ રોજને રોજ જનતાને લોકક્રાન્તિના એ દિવસોમાં માર્ગદર્શન મળવા લાગ્યું પરંતુ આખરે પોલીસને એ છુપા મથકની તમામ બાતમી મળી ગઇ

કુમારી મહેતાને પણ એ વાતની ગંધ આવી ગઇ કે પોલીસ આજે તેમના રેડીયો મથક પર દરોડો પાડશે આથી એમણે ડૉ. લોહિયાનો સંપર્ક સાધ્યો, તેમની સલાહ

લીધી અને આખરે કોઇ પણ ભોગે કાર્યક્રમ પાર પાડવાનો નિશ્ચય કર્યો

પરંતુ એ દિવસે કાર્યક્રમ પુરો થઇને વંદે માતરમ ગવાતુ હતુ ત્યાંજ પોલીસે દરવાજા ઠોક્યા

એકાએક હવામા લહેરાતો કોંગ્રેસ રેડીયોનો અવાજ થંભી ગયો. લોકોએ જાણ્યુ કે રેડીયોમા કંઈક બગાડ થયો. પરંતુ બીજે દિવસે જાણ્યુ કે પોલીસે કોંગ્રેસ રેડીયોનુ છુપુ મથક પકડી પાડ્યુ છે ને રેડીયોનુ સચાલન કરનાર કુમારી ઉષા મહેતાની ધરપકડ કરવામા આવી છે.

હિંદ સંરક્ષણ ધારા હેઠળના સખ્યા બંધ આરોપો તેમના પર મુકી કામ ચલાવવામા આવ્યુ અને યરવડા જેલમા ચાર વર્ષનો કારવાસ ભોગવ્યા પછી આખરે ૧૯૪૬ ના એપ્રીલની ૪થી તારીખે કુમારી ઉષા મહેતા બહાર આવ્યા. ત્યારે તેમના હૈયા પર જરા પણ વિષાદ ન્હોતો. ઉલટી એક જાતની ગૌરવતી છટા તેમના મુખ પર તરવરતી હતી.

આજે પણ કુમારી ઉષા મહેતાના હૈયામાં એટલીજ રાષ્ટ્ર ભાવના જાગ્રત છે







૩જું
તેજદાર
અઠવાડીયું

જેના ગીતોએ તમારા દીલોમા
'દર્દ' પેદા કર્યું છે

જેની વાર્તાએ લોકોના હૈયા
હલાવ્યા છે..

દરરોજ ૨ ખેલ
૭॥ અને ૧૦



કલાકારો
○ સુરૈયા ○ મુનવ્વર સુલતાના ○ નસરત
○ હુસ્નબાનુ




મોહન
ટોકીઝ
વડોદરા

## " આપણા નહેરૂ "

પંડીતજીનુ શરૂથી તે અંત સુધીનુ જીવન ચરિત્ર બતાવતુ
ટ્રોપીકલ ચાલુ ચિત્ર " દર્દ " સાથે ગુરુ તા. ૧૮ સુધી
બતાવવામા આવશે

શનીવાર-રવીવાર તથા બુધવાર-શુક્રવારે મેટીની ખેલમા
ઇંગ્લીશ ચિત્રો બતાવવામા આવે છે

૩જા
બેનમુન અઠવાડિયામા
આગેકુચ કરતુ



નૈનિતાલની શિતલ ટેકરીઓ પરથી
શ્રાવણના મધુરા ગીતો સાથે સર્જાયેલી એક અનોખી પ્રણયકથા
....આલેખતુ ...

હિંદુસ્તાન પીક્ચર્સનું મનોરંજન સંગીત ચીત્ર

# ★ સાવન આયા રે ★

આજે જ જુઓ

દરરોજ ૩ ખેલ
૪॥...૭॥...૧૦

જેમા
○ રમોલા ○ કિશોર સાહુ
○ રમેશ ગુપ્તા ○ ડેવીડ
વિગેરે

**શારદા** ટોકીઝ, વડોદરા ફોન નં. ૨૧૩૪

## નિયમો

*ગરવી ગુજરાતણ ઘડવાના મનોરથ સાથે છેલ્લા ૨૬ વર્ષથી 'ગુણસુન્દરી' પ્રસિદ્ધ થાય છે

*દર માસની પહેલી તારીખે નિયમિત પ્રસિદ્ધ થતા 'ગુણસુન્દરી'મા સ્ત્રીજીવનના સર્વાંગી પ્રશ્નોની ચર્ચા સાથે મનનીય સાહિત્ય સાથે સ્ત્રી સમાજના સમાચારો આપવામા આવે છે

### લવાજમ

ગુણસુન્દરીનુ વાર્ષિક લવાજમ હિંદમા રૂ૩ સાડા પાચ અને પરદેશમા શિલીંગ બાર અને છુટક અકના બાર આના છે

### ગ્રાહક થવા માટે

વર્ષની પ્રારભમા લવાજમ લેવામા આવે છે ને કોઇપણ માસથી ગ્રાહક થઇ શકાય છે

### ચાલુ ગ્રાહકોને

જો કોઇપણ ખાસ કારણસર મોડુ ન થાય તો ગુણસુન્દરી દર માસની પહેલી તારીખે થાય છે ને દરેક ગ્રાહક ભાઈ-બ્હેનોને કાળજી ભરી રીતે મોકલાય છે તેમ છતા કોઇ કારણસર અક ન મળે તો તા. ૧૦ સુધીમા કાર્યાલયે ખબર આપવાથી અક શિલકમા હશે ત્યા સુધી મોકલાશે


માનતંત્રી અને સ્થાપક ૨૧ જયકૃષ્ણ ના વર્મા.






વર્ષ ૨૭ મુ | સપ્ટેમ્બર ૧૯૪૯ [અક પહે


આ અકમા




તમામ પત્રવ્યવહાર માટે લખો

ગુણસુન્દરી કાર્યાલય,

લુહાણામિત્ર પ્રિન્ટીંગ પ્રેસ,

પો. બો. નં ૮૫ શિયાપુરા વડોદરા



પુસ્તક ૨૭ મુ   સપ્ટેમ્બર ૧૯૪૯   અંક પહેલો

# ગુજરાતની અસ્મિતાનો નવ યુગ

ગુજરાતે સંસ્કારનો નવો યુગ આરંભ્યો છે તેની સંસ્કૃતિની મહત્વાકાંક્ષા વધી ગઇ છે તે સામગ્રીઓથી સમૃદ્ધ બન્યું છે

એના પુરુષત્વમાં ત્યાગ છે, ઊંડી વ્યાવહારિકતા ને ઊંચી અભિલાષા છે તેમાં વ્યવસ્થાશક્તિ ને સ્વાતંત્ર્યપ્રેમ છે મુત્સદી પણ છે અને નિશ્ચયાત્મતા છે, ભાવનાશીલતા છે અને સેવા ધર્મનો પ્રેમ છે અને ભગીરથ તપથી માનવતા વિકસાવવાની હોંસ છે

એના સ્ત્રીત્વમાં ફુલની સુકુમારતા છે ને છતાં સતીની અડગતા છે તેમાં રસિકતા છે ને છતાં સંસ્કારિતા છે કાવ્યમયતા છે ને છતાં વ્યવહારિક બુદ્ધિ સતેજતા છે ધર્માંધતા નથી, છતાં શ્રદ્ધાળુ હૃદયની આસક્તિ છે તેમાં પુરુષના સમાન થવાની હોંસ છે, છતાં પુરુષને પડખેજ ઉભા રહેવાનું ડહાપણ છે નવા નવા ઉલ્લાસો છે, છતાં દુઃખ સહન કરવાની હિંમત છે એનામાં વિશુદ્ધ પ્રેમની જ્યોતિ જાગવા માંડી છે

અને ગુજરાતની સંસ્કારી અસ્મિતા આ બધી પ્રવૃત્તિ ને સમગ્ર જીવન પર અધિષ્ઠાત્રિરૂપે બીરાજે છે, જાણ્યે અજાણ્યે બધા એક ને અવિભક્ત ગુજરાતના અંગ બને છે અને જેમ અંગે અંગની એકતાનતા પરથીજ આત્મા પરખાય છે તેમ ગુજરાતી સંસ્કૃતિના પ્રતાપી આત્માની સાક્ષી દે છે, કાર્તવીર્ય ને પરશુરામની આ ભૂમિ આર્ય સંસ્કૃતિનો વિજય ધ્વજ લઇ ઉભી છે અને આર્યત્વના સનાતન તત્વો મહત્વાકાંક્ષાને વીરતા, સ્વમાન ને સ્વાશ્રય, શુદ્ધિ, સ્વાતંત્ર્ય ને વ્યવસ્થા, તપ, શક્તિને સંયમ પિતૃભક્તિ ને જીવ મા, શબ્દશ્રદ્ધાની અર્ધાંગ સેવા અને પ્રેમ-નિર્મળને નિરંકુશ આ પુરાણા નવ આર્યાવર્તની પ્રેરણાથી દશે દિશામાં પ્રસારશે

શ્રી કનૈયાલાલ મા. મુનશી

# કરકસર



ગણુ કાકા ભારે કંજુસ હતા અમારી મંડળીમા એમની કંજુસ તરીકેની છાપ હતી ઘણીવાર અમે ગણુકાકાની આ કંજુસાઈની વાતોની ચર્ચા કરતા અને તિરસ્કારપૂર્ણ હસી ઉઠતા, અને સાચેજ તેમજ હતુ કાકા શાક લેવા માર્કીટમા ગયા હોય કે બજારમા કોઈક ચીજ લેવા ગયા હોય પણ પંદર જગ્યાએ ફરીને ભાવ પૂછે ને કસીને જ ચીજ લે આમ બજારમા પણ એમની કંજુસ તરીકે છાપ પડી ગઈ હતી પણ આજ જ્યારે ગણુ કાકાએ ' લે કંઈક ધંધો કરજે ' કહી એક ભીખારીને આખો એક રૂપિયો આપી દીધો ત્યારે હુ ભારે આશ્ચર્યમા પડી ગયો કારણ કે ગણુકાકા કોઈ ભીખારીને કદી એક પૈસો તો શુ પાઈ પણ ન પરખાવે ને ઉપરથી ઉધડો લે પણ આજ આખો એક રૂપિયો આપી દીધો એ જોઈને મે ધીરે રહી કાકાને પૂછ્યુ ' કાકા આવા ભીખારીને પઈસા આપવાથી તો ઉલ્ટુ ભીખને ઉત્તેજન મળે છે, ને નાહકના આપણા પૈસા વેડફાય એ નફામા અને લાગલાજ કાકા મારા તરફ ફરીને બોલી ઉઠ્યા ' તમે આજના જુવાનીયા હજુયે અવારિતવિક રહ્યા ' એક નાનુ પકડ્યુ તે પકડ્યુ જ ' પ્રસંગ પ્રસંગનુ રૂપ કંઈક જોવાનુજ નહિ આમાજ દેશની અધોગતી આવી પડી છ '

'પણ એ વાતને ને આ પ્રસંગને શુ ?' મે લાગતુજ પૂછ્યુ ' ' આજ મોકાણુ છે ને ! તમે લોકો કરકસરનુ સાચુ મહત્વજ સમજતા નથી માણસે કરકસર કરવી જોઈએ ને કોઈથી ઠગાવુ ન જોઈએ એ વાત સાચી. પણ સાથે સાથે કોઈને છેતરવા પણ ન જોઈએ પણ આજે તો લોકો ઉનટાનુ છેતરવુ ન જોઈએનુ સુત્ર લઈ બીજાને છેતરવાનુ વ્રત લઈને બેઠાં છે. આથીજ દુનીયામાથી એક બીજા પરનો વિશ્વાસ ઉડતો જાય છે એટલે મુદ્દાની વાત એ છે કે જીવનમા કરકસર કરીને બચાવવુ જોઈએ, પણ પ્રસંગ આવ્યે આપવુ પણ જોઈએ એ ન આપવાથી ઘણીવાર એવુ એ પરિણામ આવે છે કે બાપે કરકસર કરીને બચાવેલુ ધન દીકરો ગમે તેવા ખોટા માર્ગે વાપરે છે એ એક જીવનનુ સત્ય છે ને હમેશા મોટે ભાગે એમજ બનતુ આવ્યુ છે '

'એ સાચુ, પણ વાપરવાના ક્યા ઓછા સુમાર્ગો છે ? પણ આવા ભિખારીને આપવાથી તો ઉલ્ટુ ' એ વાક્ય પુરૂ બોલી રહુ એ પહેલાં જ કાકા બોલી ઉઠ્યા ' તારી વાત હુ સમજી ગયો છુ, પણ કદી ભીખારીને એક પૈસો પણ નથી આપતો કારણ કે ભીખને નામે ઢોંગ, કામચોરી અને એદીપણુ પોષાય છે પણ દરેક દાખલામા એમ નથી હોતુ ભીખારીને ઓળખવાની દૃષ્ટિ કેળવવી જોઈએ આ કઈ સાચે સાચ ભીખારી ન્હોતો, પણ કોઈ આફતમા સુકાઈ ગયેલો માનવી હતો. ભીખ માગતા એના મો પર શરમ હતી, એની આંખમા જીવનની ઉંડી કરુણતા હતી, હવે તારે જોવુ હોય તો એ કાને ભીખ નહિ માગતો હોય કેટલાયને મે એવીજ રીતે મદદ કરી છે '

કાકાની આ વાત સાંભળીને સાચે જ હુ તાજ્જુબ બની ગયો. ત્યારે શુ કાકા આટલી બધી કરકસર કરે છે એ આવાજ સત્કાર્યો માટે ? એ પ્રશ્ન મારા મનમા ઘોળાઈ રહ્યો '

એ પછી મે બીજા દિવસે જોયુ તો પેલો ભિખારી શાળાના ઓટલા પાસે પીપરમીન્ટ વેચતો હતો એ જોઈને મને કરકસરનુ એક નવુ જ સત્ય સમજાયુ

# ૨૭માં વર્ષના પ્રારંભે

તંત્રી નોંધ

છવ્વીસ વર્ષ પુરા કરી ગુણસુન્દરી આ અંકથી ૨૭ મા વર્ષમા પોતાના કદમ માંડે છે

આ છવ્વીસ વર્ષમા ગુણસુન્દરીએ અનેક તડકછાંયાઓ નિહાળ્યા છે, કિશોરી મટીને યૌવનના કાળમા કદમ બઢાવતા ગુણસુન્દરીએ અનેક કડવા મીઠા પ્રસંગો અનુભવ્યા છે અને કરાલ કાળની આંધીઓમાંથી આગળ ને આગળ ડગ માંડતા એણે પોતાના જીવનની ખુશ્બુ ગુજરાત મહાગુજરાતની ધરતી પર વેરી નારી સમાજની જાગૃતિમા ને પુનરુત્થાનમાં પ્રેરણા આપી છે, દીપક માર્ગદર્શન આપ્યુ છે અને જીવનને બરબાદ કરનારા અજ્ઞાનનો અંધકાર ઉલેચવા યથાશક્તિ પ્રયત્નજ માત્ર નહિ ગુજરાતના સુષુપ્ત નારી સમાજમા જાગૃતિનુ નૂતન જોમ અને નવ પ્રાણ રેડવા એણે સતત મથામણ કરી છે

આજે ૨૭મા વર્ષના પ્રારંભ કાળે જ્યારે એ સરકી ગયેલા ભૂતકાળ ઉપર અમે મીટ માંડીએ છીએ ત્યારે સાચેજ અમારૂ હૈયુ હર્ષથી પુલકિત બની ઉઠે છે, ગૌરવની એક તેજ રેખા અમારા હૈયાને અજવાળી જાય છે અમે ધન્યતા અનુભવીએ છીએ કે ગુણસુન્દરીનો આ પ્રયત્ન, આ મથામણ વ્યર્થ નથી ગયા

છેલ્લા થોડાક વર્ષોમા ગુજરાતનુ સાંસ્કૃતિક ને સામાજીક સ્વરૂપ આજે પલટાઈ ગયુ છે ગુજરાતની અસ્મિતા આજે નવરૂપે પ્રાણે ફરી ગુજરાતની ભૂમિમા પોતાનો પ્રકાશ પાથરી રહી છે પીંખાયેલુ ને ચુંથાયેલુ એક વખતનુ એક અને અવિભાજ્ય ગુજરાત ફરી એક અને અવિભાજ્ય બનવાનો આજે સુગઠિત બન્યુ છે

આ પલટામા ગુજરાતની નારી શક્તિનો ફાળો નાનો સુનો નથી સ્વાતંત્ર્ય અને માનવતાના રંગે રંગાયેલુ ગુજરાતનુ નારીત્વ આ નવ પાયામા ધબકે છે એ ધબકારમા ગુણસુન્દરીની પ્રેરણાની એકાદ તેજરેખા ઝબકતી અમે ભાળીએ છીએ

અને છતા હજુ ગુજરાત અને ગુજરાતના નારી સમાજે ગુજરાતના સામાજીક, રાજકીય, આર્થિક, સાંસ્કૃતિક ને કેળવણીના ક્ષેત્રમા ઘણુ કરવાનુ છે કારણકે આજસુધી જે કામ કર્યું છે, જે કામ થયુ છે એ બધુ દેશની આઝાદીને-ગુલામીની મુક્તિને દૃષ્ટિ સમક્ષ રાખીને કર્યું હતુ

પરંતુ આજે હવે દેશની આઝાદી પછી સહજ અને સ્વાભાવીક રીતે પરિસ્થિતિ પલટાઈ છે અને પલટાયેલી આ પરિસ્થિતિ નવા મુલ્યાંકનો માગે છે નવવિચાર ને નવ કાર્ય માગે છે

આ પરિસ્થિતિ લક્ષમા રાખીને ગુજરાતના નારી સમાજે ફરી એ દિશામા નવકાર્ય કરવાની છે એણે નીચલામા નીચલા થરથી માંડીને ઉંચામા ઉંચા થરે બેઠેલા માનવીઓમા સમભાવે સમાનતાના નવ પ્રાણ ફુંકવાના છે એણે માત્ર શહેરમા જ નહિ ગામડે ગામડે પોતાના જ્ઞાન ચારિત્ર્ય અને સ્વચ્છતાનો આદર્શ ફેલાવવાનો છે એણે દેશના હજારો નિરક્ષર સ્ત્રી-પુરુષોમા પ્રૌઢ શિક્ષણ દ્વારા જીવનનુ નવભાન જાગૃત કરવાનુ છે એણે દેશના સેંકડો પુષ્પસમા બાળકોને હસતાં ખેલતા આવતી કાલના ચારિત્ર્યશીલ નાગરિક બનાવવાના છે આ નવકાર્યના માર્ગમા ગુણસુન્દરી ગુજરાતના નારી સમાજની વધુ

( જુઓ પાનું ૯૫ )

# સેવા અને સંસ્કારને જીવનમાં ઉતારી ગુજરાતની

રાજકીય ઝંઝાવાતના એ દિવસો હતા. પૂ. ગાંધીજીની વીરહાકે ગુલામીની લાંબી નિદ્રામાંથી પ્રજા તાજુબ બનીને જાગતી હતી ને જાગૃત થતી એ પ્રજા ઉપર દેશી રિયાસતોમાં રાજસત્તાધીનો દમનનો કોરડો વિંઝાઈ રહ્યો હતો. એવા એ દિવસોમાં લીંબડીમાં પ્રજા પરિષદના પ્રમુખપદે એક સ્ત્રીની વરણી થઈ હતી.

નિશ્ચિત દિવસે અને સમયે પ્રમુખ અને બીજા કાર્યકર્તાઓને લઈને ગાડી ધમધમ કરતી લીંબડી સ્ટેશન પર આવી પહોંચે છે ને એક વિરાટ જયઘોષનો ધ્વનિ ઉઠીને વાતાવરણમાં બની જાય છે. સ્ટેશન પરજ સૌ સમાચાર મળે છે રાત્રે શહેરમાં લાગે તોફાન થયું છે ને ગુંડાઓએ પરિષદનો મંડપ તોડી ફોડી નાખ્યો છે. અસંખ્ય લોકોને અમાનુષી માર પડ્યો છે, લોહીનીતર લોકો નાગનાતા ઘવાયેલા માણસોથી ભરાઈ પડી છે ભયનો એક સન્નાટો ઉઠીને શમી ગયો છે તોફાનનો ભય છતાં પ્રમુખ અને કાર્યકરોના મંડળી દબદબો શહેર ભણી કદમ મંડાવે છે અને જાણે રિયાસતની એ સત્તા પલાયન થઈ ગઈ હોય તેમ શહેરમાં ગુંડારાજ પ્રવર્તી રહ્યું છે. અને છતાં એ તોફાની પરિસ્થિતિ વચ્ચે બીજે દિવસે અન્ય સ્થળે પરિષદ ભરાય છે. પરિષદને તોડી પાડવાના રાજસત્તાના અને ગુંડા સામે એક નારીનો પડકાર ગાજી ઉઠે છે, 'વધુને વધુ બુલંદ નાદે' ઠરાવો પાસ થાય છે અને પરિષદ પુરી કરીને ગુંડારાજ ફેલા મૂકાયેલા એ શહેરમાં એક નાના પ્રમુખપદનો વેશ સરઘસ નીકળે છે અને પોતાના નિશ્ચિત સ્થાને જાય છે એ જોઈને ગુંડાલોગ આંખ ફાડે છે એમના હાથમાંની લાઠીઓ સરઘસ પરના ગાળીઓ પર ઝીંકાય છે અને છતાં સરઘસ કયાંયે નામમાત્ર વિના અટક્યા દૃઢતાથી પોતાના નિશ્ચિત સ્થાને પહોંચે છે. સરઘસના મોખરે ચાલતી વીરનારી ગ્રેજ્યુમાં ગુંડાની લાઠીથી ઘવાઈ જાય છે, છતાં એના મુખપર રંજ પણ ગભરાટ નથી એજ ધીર ગંભીર ચાલ, એજ હાસ્ય, એજ દૃઢતા એ મહાનારી અન્ય કોઈ નહિ જેમણે ગુજરાતની સાંસ્કૃતિક અસ્મિતા પોતાના જીવન કાર્ય અને સંસ્કાર વડે દરેકોને જાગૃત કરી છે, જેમણે સાહિત્ય અને કથાદ્વારા એ જ્યોતને રસ સિંચન કરી એને સતાય પ્રજાજીવનમાં ને વધુને વધુ ઝળહળતી રાખવા સતત પ્રબળ પ્રયાસ કર્યો છે અને હજુ પણ એ ધારાને ચિરંતન રૂપે વેગ આપી રહ્યા છે એ શ્રી લીલાવતી મુનશી હતા.

ઈ. સ. ૧૮૯૯ માં એમનો જન્મ થયો અને ૧૯૨૬ ની ૧૫ મી ફેબ્રુઆરીએ શ્રી કનૈયાલાલ મુનશી સાથે એમના લગ્ન થયા. પણ તે પહેલાં એમણે પહેલું જ રાજકીય કાર્ય અમદાવાદ અને મુંબઈમાં 'હિન્દ સ્વરાજ ફ..' એકત્રિત કરવાનું કર્યું ને તેમાં સારી સફળતા મેળવી. એ પહેલાં તેમણે શ્રી મુનશી સાથે સમગ્ર હિંદ અને યુરોપનો પ્રવાસ ખેડ્યો હતો.

૧૯૩૦ માં દેશભરમાં મહાત્મા ગાંધીજીના સત્યાગ્રહ આંદોલનનું મોજું ફરી વળ્યું અને શ્રી લીલાવતી મુનશીએ આ ચળવળમાં ઝંપલાવ્યું ૬ થી જુલાઈએ તેમની ધરપકડ થઈ અને પંદરમીવાર તેઓ જેલના સળિયા પાછળ ધકેલાઈ ગયા ત્યારે તેઓ મુંબઈ પ્રાંતિક કોંગ્રેસની બહિષ્કાર સમિતિના સભ્ય હતા.

પરંતુ જેલમાંથી છૂટ્યા બાદ તરતજ

અસ્મિતાની નવજ્યોત પેટાવનાર



*Mrs Lilavati Munsui a prominent figare in the Social world of Bombay, is a woman of versalile talents, for the last twenty years an active participant in the Political and national life of the country She has wone for herself a place among the formoste woman of india*

*MADHVI*
સન્ડે ટાઇમ્સ,
ઓગસ્ટ ૨૮ ૧૯૪૯

# શ્રીમતિ લીલાવતી મુનશી

જોરડા ઉત્સાહથી ફરી રાષ્ટ્રીય કાર્યમાં લાગી ગયા અને સ્વદેશીને વેગ આપવાના હેતુથી તેમણે કાલબાદેવીરોડ પર સ્વદેશી માર્કેટ ઉભી કરવાનું સફળ આંદોલન કર્યું, અને પાછળથી સ્વદેશી માર્કેટના માનનીય પ્રમુખ બન્યા.

૧૯૩૧ માં તેઓ અખિલ હિંદ મહાસભા સમિતિના સભ્ય ચૂંટાયા અને વર્ષો સુધી તેના સભ્ય રહ્યા. ત્યારપછી ૧૯૩૨ ની ૬ ઠ્ઠી જાન્યુઆરીએ ફરી સત્યાગ્રહ આંદોલનમાં ભાગ લેવા બદલ તેમને એક વર્ષનો કારાવાસ મળ્યો ને વર્ષના અંતે તેઓ જેલ મુક્ત થયાં અને છતાં દેશને માટે એમનો જુસ્સો એટલો જ અખંડ હતો ફરીને વધુ પ્રબળ વેગથી તેમણે રાજકીય પ્રવૃતિમાં ઝુકાવ્યું એટલું જ નહિ સામાજીક અને સંસ્કારક્ષેત્રે તેમની સર્વતોમુખી પ્રવૃતિ વધુ વેગવાન ને સક્રીય બની ૧૯૩૩ માં તેઓ નર્મદ સ્મારક સમિતિના ઉપપ્રમુખ ચુંટાયા અને તે માટે ફંડ વિ એકત્રિત કર્યું સાથોસાથ અખીલ હિંદ સ્વદેશી સંઘના પણ તેઓ મંત્રી હતા

૧૯૩૪માં મુંબઈમાં મહાસભાનું અધિવેશન ભરાયું એ પ્રસંગે મુંબઈ પ્રાંતિક કોંગ્રેસ તરફથી યોજાયેલા સ્વદેશી પ્રદર્શનના તેઓ મંત્રી નિમાયા અને તેમણે પોતાની કાર્યશક્તિ દ્વારા પ્રદર્શનને સુંદર ભવ્ય ને સફળ બનાવ્યું ત્યારબાદ ૧૯૩૫ માં તેઓ મુંબઈ મ્યુ કોરપોરેશનમાં અને ૧૯૩૭ માં કોંગ્રેસની ટીકીટ ઉપર મુંબઈ ધારાસભામાં ચુંટાયાં.

એ કાળે મહાત્માજીના સત્યાગ્રહના

આંદોલનના ફળસ્વરૂપ દેશને પ્રાંતિક શાસન મળ્યુ હતુ પરતુ ગોરી નોકરશાહીની રીતિનીતિએ દેશની કથળતી જતી પરિસ્થિતિમા પ્રાંતિક શાસન લગભગ અર્થ વગરનુ નિષ્ફળ બની રહ્યુ એ અરસામા વિશ્વયુદ્ધની આગ ફાટી નીકળતા અગ્રેજરાજનુ પોકળ રૂપ પરખાઇ ગયુ અને એ સામે ગાધીજીના વ્યક્તિગત સત્યાગ્રહનો પડકાર આવી પડ્યો. શ્રી લીલાવતી મુનશી આ સત્યાગ્રહમા જોડાયા અને જેલમા ધકેલાઇ ગયા પરતુ તેમના પતિ શ્રી મુનશીની માદગી અગે ૧૯૪૧ ના માર્ચમા જેલમુક્ત થયા પરતુ ફરીફરીને એજ અદમ્ય ઉત્સાહથી રાષ્ટ્રીય કાર્યમા ગુથાયા એ પછી તો દેશ ઉપર ૧૯૪૨ ની લોકક્રાન્તિનું ' હિદ છોડો 'નુ પ્રબળ મોજુ ફરી વળ્યુ એ મોજાની અસરમાંથી ભાગ્યેજ કોઇ મુક્ત હતુ ।

૧૯૪૩ મા શ્રી લીલાવતી મુનશી નાગરીક સરક્ષણ સમિતિના સભ્ય ચુટાયા પરતુ એ પહેના ૧૯૩૯–૪૦ તેમણે મુબઇ મ્યુ કોરપોરેશનમા કોંગ્રેસ પક્ષના નાયબ નેતા તરીકે કામ કર્યુ હતુ ને ૧૯૪૪ મા તેઓ પક્ષના વ્હીપ નિમાયા. એ સાથે જાહેર સબધક સમિતિના મત્રી તરીકે પણ કેટલોક વખત કામ કર્યુ

૧૯૪૬ ના એપ્રીલ સુધી તેઓ મુબઇ મ્યુ કોરપોરેશનના સભ્ય તરીકે રહ્યા એ સમય દરમ્યાન સખ્યાબધ જાહેર સસ્થાઓમા તેમણે પ્રતિનિધિત્વ કર્યુ, અનેક સસ્થાઓને પોતાની કાર્યશક્તિ દ્વારા સીધી દોરવણી આપી પરતુ ૧૯૪૬ મા મુબઇ ધારાસભામા ફરી ચુટાતા તેમણે કોરપોરેશનમાથી પોતાનુ રાજીનામુ આપ્યુ અને આ સમયે તેમણે ધારાસભામા બહુપત્નીત્વ અને અસમાનવય લગ્નો પર પ્રતિબધ મુકતો તેમજ મુબઇ મ્યુ કોરપોરેશન માટે પુખ્ત મતાધિકારનો ખરડો રજુ કર્યો. આ બને પ્રગતિશીલ ખરડાએ સારી ચકચાર જગાવી

આ પહેલા ૧૯૩૪–૩૬ મા તેઓ હિદી વેપારી મહામડળમા પહેલાં જ એક માત્ર સ્ત્રી સભ્ય તરીકે હતા. તેમજ ૧૯૩૯ થી ૪૪ સુધી મુબઇ યુનિવરસીટીના અને તેના ગુજરાતી અભ્યાસ બોર્ડના સભ્ય તરીકે કામ કર્યુ એ સાથે સાથે હિદ સરકાર તરફથી હિદુ સ્ત્રીઓના હક્કો માટેની તપાસ સમિતિમા તેમની નીમણુક થઇ હતી પરતુ રાજકીય ઝઝાવાતભરી પરિસ્થિતિને કારણે સમિતિ ન મળી શકી, કે ન તો પોતાનુ કાર્ય આગળ ધપાવી શકી

હિદની રાષ્ટ્રીય સ્ત્રી કાઉન્સીલના એક સભ્ય અને મુબઈ પ્રાતિક સ્ત્રી કાઉન્સીલની મુખ્ય સમિતિના ચેરમેન તરીકે ત્રણ વર્ષ તેમણે કામ કર્યુ તેમજ અખીલ હિદ મહિલા પરિષદના મુબઈ મહિલા સઘના બે વર્ષ સુધી ચેરમેન તરીકે સ્ત્રીઓના અનેક પ્રશ્નો રાષ્ટ્રીય દૃષ્ટિએ હલ કરવા ઉપરાત આ સસ્થાને તેમણે ઉત્તમ દોરવણી આપી આજે પણ તેઓ કોટ હિદુ સ્ત્રી મડળની મુખ્ય સમિતિના માનદ સભ્ય છે તે ઉપરાત મુબઇની મહીલા રાહત સમિતિના ઉપપ્રમુખ તરીકે રહીને તેમણે આ દિશામા સ્ત્રીઓની ગૌરવપૂર્ણ સેવાઓ બજાવી હવી ૧૯૪૬ માં તેઓ પ્રાતિક સ્ત્રી પરિષદના પ્રમુખ નિમાયા હતા અને ૧૯૪૭–૪૮ મા અખીલ હિદ મહિલા પરિષદની મુબઇ શાખાના પ્રમુખ તરીકે ચુટાયા હતા

આજે તેઓ ભારતીય વિદ્યાભવનના એક સ્થાપક અને ઉપપ્રમુખ છે એટલુજ નહિ ગુજરાત સાહિત્ય પરિષદની મધ્યસ્થ સભાના એક સભ્ય છે, તેમજ મુબઇ હરીજન સેવક

સંઘના મધ્યસ્થ બોર્ડના સભ્ય અને મુંબઈ શાખાના પ્રમુખ છે

ઉપરાંત ૧૯૪૬મા મુંબઈમા શરૂ થયેલ સંગીત શિક્ષા પીઠના તેઓશ્રી ચેરમેન અને પ્રોવિન્શીયલ પ્રુપની સમિતિના એક સભ્ય છે તેમજ મુંબઈ રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિના તથા રાષ્ટ્રીય શિક્ષણ સોસાયટીના ઉપપ્રમુખ છે

આમ શ્રી લીલાવતી મુનશીની કાર્ય શક્તિએ અનેક ક્ષેત્રોમાં પોતાની જ્વલંત પ્રતિભા બતાવી છે ૧૯૪૭ મા હિંદને આઝાદી સાંપડયા પછી પ્રથમ અધીન મુક્ત હિંદ ખેતીવાડી અને ઔદ્યોગીક પ્રદર્શનના પ્રમુખ તરીકે રહીને તેમણે આ પ્રદર્શનને સફળ બનાવ્યુ હતુ મુંબઈ સરકાર તરફથી તેમની જેલ વિઝીટર તરીકે તેમજ ફળફુલ અને બાગબગીચા સલાહકાર સમિતિના સભ્ય તરીકે અને ગાર્ડન કમીટીના ચેરમેન તરીકે નીમણૂક થઈ હતી. ૧૯૪૮મા ઓનરરી મેજીસ્ટ્રેટ અને જે પી તરીકેની નીમણુકનુ માનદ માન તેમણે મેળવ્યુ સામાજીક સરવીસ સમિતિના તેઓ એક સભ્ય છે, તેમજ હિંદ સરકારના માહિતી અને પ્રજાની વિસ્તાર પ્રધાન મંડળ તરફથી ફીલ્મ સલાહકાર સમિતિમા તેઓ નિમાયાં છે આ ઉપરાંત બોમ્બે લાઈફ એસ્યુરન્સ કંપની, ઔંધ સુગર મીલ્સ વલ્લભભાઈ શામળદાસ કોઓપરેટીવ બેંક, સ્વદેશી પ્રોવીડન્ટ ઇન્સ્યુરન્સ, દેવકરણ નાનજી પ્રિન્ટીંગ એન્ડ પબ્લીશીંગ કું। ના તેઓ એક ડાયરેકટર છે

શ્રી લીલાવતી મુનશીની આ રાજકીય, સામાજીક, ઔદ્યોગીક ને શિક્ષણીક સેવાઓ ઉપરાંત સાહિત્ય અને કલાના સંસ્કાર ક્ષેત્રમા પણ તેમણે પોતાની બહુમુલ્ય સેવાઓ જ્વલંત પ્રતિભા સાથે રાષ્ટ્રને ચરણે ધરી છે શ્રી મુનશીની સાથે સાથે ગુજરાત સાહિત્ય પરિષદના તેઓ પ્રાણ છે ૧૯૪૫મા અંધેરી ખાતે મળેલી સાહિત્ય પરિષદની રંજન સમિતિના તેઓ પ્રમુખ હતા. ને ૧૯૪૮મા તેમણે ' જયસોમનાથ ' નાટકને ફરીથી સફળતમ રીતે ભજવી ગુજરાત-મહાગુજરાતમા ગુજરાતની અસ્મિતાનો નાદ ગાજતો કર્યો હતો.

તેમણે માત્ર નારી સમાજ માટે જ નહિ સમગ્ર સમાજ માટે ખૂબ લખ્યુ છે તેમની લેખિની સફળ ને પ્રવાહી છતાંય હંમેશા ચોટદાર રહી છે પ્રસિદ્ધિ પામેલા તેમના પુસ્તકોમા ' રેખા ચિત્રો અને બીજા લેખો ' કુમાર દેવી ' ' જીવનમાથી જડેલી ' ' રેખા ચિત્રો જુના અને નવા ' ખૂબ જાણીતી કૃતિઓ છે તેઓ મુંબઈ હિન્દી વિદ્યાપીઠના પ્રમુખ છે અને સાહિત્યની સાથે સાથે તેમનો કલાપ્રેમ પણ એટલો જ ઉત્કટ અને જ્વલંત છે ભારતીય વિદ્યાભવનમા તેમણે જ સ્થાપેલા અને ચાલતા સાહિત્ય સંસદ્ કલાકેન્દ્રના તેઓ પ્રમુખ છે આ કલાકેન્દ્ર દ્વારા તેઓ ભારતીય સંસ્કૃતિ અને કલાને પુનર્જીવિત કરવાનો પ્રયત્ન કરી રહ્યા છે

આમ રાજકારણથી માંડીને સામાજીક, સાંસ્કૃતિક અને કલાની દિશામા સર્વતોમુખી કાર્યકૃત્ય કરનાર હિંદની નારી શક્તિમા શ્રી લીલાવતી મુનશી પ્રથમ જ આવે છે એટલુ જ નહિ એમણે પોતાની જ્વલંત પ્રતિભા અને જીવન કાર્ય દ્વારા ગુજરાતની અસ્મિતાને જાગૃત પ્રકાશમાન કરી હિંદની નારી શક્તિને દીપાવી ગુજરાતનુ મહા ગૌરવ સર્જ્યુ છે ને આજે પણ ૭૦ વર્ષની ઉમરે યુવાનીને શરમ આપે એવી ધગશથી પોતાના આ ધ્યેયની દિશામા કાર્ય કરી રહ્યા છે ગુજરાત એમને કદિયે નહિ ભૂલે ..'

મો દ.

# સુવર્ણરજ

*સ્ત્રી કેવળ શણગારની પૂતળી નથી, પરંતુ પરાક્રમનું ઉત્તમ સ્થાન તથા પાવિત્ર્યની મૂર્તી છે, એ હજી પુસ્તકોમાજ વાચવાનુ રહ્યું છે

*પુરુષના અભિમાન ઉપર અને સ્ત્રીના પ્રેમ ઉપર થયેલા જખમ જલ્દી નથી રૂઝાતા.

*માનવીની કોઇ માતા અમર હોય તો તે એકજ "માતૃભૂમી"

*"કળા"ને ભૂતકાળની કન્યા, વર્તમાન કાળની પત્ની અને ભવિષ્ય કાળની માતાની ઉપમા અપાય છે

*સંજોગોમા સપડાયેલાએ આશુ સાર્યા, વિજય વરેલાએ કહ્યુ "કાયર"—

*"હુ" એજ જીવનની ધરી છે તેને સમદર્શ, સૌમ્ય, સાધુ બનાવવો મનુષ્યના હાથમા છે એ "હુ" બહેકે છે ત્યારે એકાદ "હીટલર" પાકે છે અને એ 'હુ' સાત્વીક બને છે ત્યારે એકાદ "બુદ્ધ" સર્જાય છે—

*પ્રભુએ જગત આપ્યાના વત્સલ ભંડાર માથી બે વત્સલ મૂર્તીઓ સર્જી "માતા" અને 'બહેન'

*પ્રસંગ વિના તો સહુ કોઇ સદ્ગુણનાજ ઉપાસક છે—પ્રસંગ આવે પાપ ન કરે તે વીર પુરુષ પાપ કર્યા પછી પસ્તાવાથી જીવન ફેરવે તે બીજો વીરપુરુષ, ને એમાંતે એમાજ જીવન પસાર કરે તે જડપદાર્થ —

*અતિશ્રદ્ધા એ એક પ્રકારનુ ગાડપણ હશે, પણ અતિતર્ક એ બીજા પ્રકારનુ ગાડપણ છે દુનીયામા એવકુફાઇ બે જાતની છે—અતિ શ્રદ્ધાની ને અતિતર્કની—દુનીયામાં મૂર્ખ પણ બે પ્રકારના છે, બધુ અગમ્ય એમ સમજનારા અને બધુ ગમ્ય છે એમ માનનારા.

*કુવામા પડેલ માનવીને બહાર નીકળવા માટે રેશમની સુન્દર દોરીનો શો ઉપયોગ?

*બનાવટી ફૂલો ગમે તેટલા સુંદર હોય પણ તેમા વાસ ક્યાથી આવે?

—સ્નાતિકા પ્રભાદેવી

---

(પાન ૩નુ ચાલુ)

નહિતો એક દીવડી બનીને ઝબકતી રહે એવી અમારી મનોકામના છે

આ મનોકામનાની સાથે સાથે ગુણસુંદરીનુ સંપૂર્ણ સંચાલન છેલ્લા થોડાક માસથી શ્રી નટુભાઈ ઠક્કરે સંભાળ્યુ છે આજસુધી તેઓ માત્ર વ્યવસ્થાપક હતા, હવે વ્યવસ્થાપક અને માલિક બને છે

એમના આ સંપૂર્ણ સંચાલન અને રાહબરી હેઠળ ગુણસુંદરીનુ કલેવર ધીમે ધીમે બદલાતુ જાય છે માદગીને બિછાનેથી મૃત્યોન્મુખ જઇ રહેલ ગુણસુંદરીમા નવુ ચેતન—નવપ્રાણ આજે ધબકતા થયા છે યૌવન કાળે ખીલેલુ પુષ્પ કરમાઇ ફરી સુવાસ પાથરતુ ખીલવા માડ્યુ છે

ત્યારે ૨૭ મા વર્ષના પ્રારંભ પ્રભાતે સહુનો સહકાર વાચ્છતા અમે પ્રભુને પ્રાર્થીએ છીએ પ્રભુ અમારી આ મંગળ મનોકામના પુરી કરો, મા ભારતી અમારા આ નિશ્ચિત જીવન ધ્યેયમા આગે બઢવાનુ મનોબળ આપે' મા શારદા અમારમા સાહિત્ય અને સંસ્કૃતિની નવ પ્રેરણા રેડી રહો'

# સ્ત્રી

સ્ત્રી સમસ્યાની દિશામા નવજીવ પડઘો
પાડતો ચિંતન લેખ

—સુ શ્રી ઇન્દીરા —

આજ કાલ સમાનતાનો યુગ છે પ્રત્યેક દેશ પોતાના સમાજને માટે દરેક ક્ષેત્રમાં બરોબરીનો વહેવાર ચાહે છે

સ્ત્રી સમસ્યા વિચારવાથી સીધી વાત એ નીકળે છે કે હવે જલ્દીથી તેમની પ્રગતિ માટેની ક્રિયા ચાલુ થવી જોઇએ કારણ કે આજનો યુગ વિકાસનો છે એટલે તેને માટે સમિતિ વિગેરે ન નીમતાં સ્ત્રીઓએ પોતે તેનો માર્ગ વિચારવો જોઇએ

પહેલો માર્ગ તો એ છે કે જેમ બને તેમ જલદી જ્યાં સુધી સભવિત હોય ત્યાં સુધી દરેક બહેન કેળવણી લે. પરતુ હજુ આજે પણ કેટલાક કહે છે કે સ્ત્રીઓને કેળવણી આપવી તે વાંદરાને દારૂ પાવા સમાન ખતરનાક નિવડે છે પરતુ વાસ્તવમા તે બરાબર નથી કારણ કે સ્ત્રી અને પુરુષ બને ઇશ્વરના સર્જન છે, ઇશ્વર પુરુષોની એકલાની સૃષ્ટિ નથી બનાવી તેમજ તેમને એ અધિકાર નથી અપાયો કે સ્ત્રીઓને તે કેળવણી પણ ન આપે. ઇશ્વરે એકલી પુરુષ જાતિને સસારમાં મોજ માણવા માટે નથી મોકલી, પરતુ પરસ્પર સહયોગ અને સહકારથી એક બીજા સાથે મળીને કાર્ય કરવા જન્મ આપ્યો છે પરતુ અફસોસ છે કે પુરુષવર્ગ તે સમજતો નથી શુ સ્ત્રીઓનુ જીવન માત્ર દાસીનુ કામ કરવા માટેજ છે? શુ પુરુષો સમજે છે તેમ સ્ત્રીઓ કૂપમડૂક સમાન છે?

તે પુરુષો કે જેઓ સમાજ સુધારાના પક્ષપાતી છે તેઓને પણ બે શબ્દો કહેવા પડે છે નોઆખલી તથા પજાબનો અપહરણ કાંડ તેમના સ્મૃતિપટમાંથી નીકળીને શુ વિસ્મૃતિના ગર્ભમા પહોંચી ગયો છે? જો આપણી મા બહેનો સમર્થ હોય, આત્મનિર્ભય હોય તો શુ ગુડો દ્વારા તેમનુ અપહરણ થઇ શકયુ હોત? ના એટલાજ માટે બહેનોએ કેળવણીની સાથે સાથે સ્વાવલબી બનવાનો પ્રયત્ન કરવો જોઇએ

સૌથી પહેલા સામુહિક રૂપે દઢતા અને પૂર્ણસમની સાથે સમુચિત કેળવણી તરફ ઝુકવુ તે નારી વર્ગનુ પહેલુ સોપાન છે એક માણસને કેળવણી આપવાથી આખુ કુટુબ શિક્ષિત ન બની શકે પરતુ એક બહેનને કેળવણી આપવાથી આખુ કુટુબ શિક્ષિત બની શકે છે એ ધ્યાનમા રાખવાનુ છે સ્ત્રી અને પુરુષ બને કેળવાયેલા થઇ જાય તો તેમના વિચારોમા સમાનતા આવી જાય છે એક કેળવાયલી સ્ત્રી પોતાના પતિના વિચારોને સારી રીતે સમજી શકે છે અને પોતાના પતિના વિચારોની સાથે ચાલવાનો પ્રયત્ન કરે છે આ રીતે તે બનેની વચ્ચે કદી કલહ થવા પામતો નથી ઝગડા અને કલહ વગર તે ઘરમા આદર્શ ગૃહિણી બનીને રહી શકે છે આ પ્રકારે પરિવાર રૂપી રથના બને પૈડા આ સ્મવનીના માર્ગ પર ખુશીથી ચાલશે ત્યાજ આનદ અને લક્ષ્મીનો વાસ છે

બીજી વાત, ક્રમદાદેશ, પ્રતિબધ હોવા છતાંએ બાળવિવાહ તથા એક પર બીજી પત્ની કરવાના બનાવો પ્રચલિત છે આ કુરિવાજોને કોઇપણ રીતે દાબી કાઢવા તે આપણા સમાજને મિટ્ટીમા મળતો અટકાવવા બરાબર છે એટલે નારી જાતિના અસ્તિત્વનુ સરક્ષણ કરવા માટે શિક્ષિત આ સમાજે આ તરફ ધ્યાન દેવુ એ પણ એટલુ જ જરૂરી છે કેળવણીની ખામીને કારણે તેમજ

દુર્વ્યવસ્થાને કારણે સ્ત્રીઓ બજારમા વેચાતી વસ્તુની જેમ વેચાય છે, વેશ્યા બને છે અને નષ્ટ થઇ રહી છે

ત્રીજી વાત પરદા પ્રથાની છે — આજના યુગમા ઘણી જ્ઞાતિઓ હજુ પરદા અસ્તિત્વ ધરાવે છે આને કારણે નારીવૃંદ અજ્ઞાનતાના સમુદ્રમા મળીને પોતાનુ સ્વાસ્થ્ય ખોઇ રહી છે તે સિવાય તેને ઘરેણા પ્રિય છે એ એક દુષણ છે ખરૂ ઘરેણુ તો શિક્ષણ અને સદ્દગુણ છે સોનાના કે હીરા મોતીના ઘરેણા તો કોઇવાર ચોરાઈ જશે પણ શિક્ષણ અને સદ્દગુણની ચોરી કદાપી કોઇ કાળે થઇ શકશે નહિ હવે વિચારો કે સાચુ ઘરેણુ કયુ ? કેળવણીનેજ સાચા ઘરેણા તરીકે ગણીને બહેનોએ તેમના તરફ ઝુકવુ જોઇએ જ્યા સુધી તે પોતે નહિ જાગે અને સુધારા માટે તન, મન, ધન અથવા જરૂર પડયે જીંદગીની કુરબાની નહિ કરે ત્યા સુધી કોઇપણ જાતની સુધારણા સભવિત નથી

આ બધા કારણો માટે સ્ત્રીઓને કેળવણી લેવી ઘણી જરૂરી છે પરતુ તે ઉચ્ચ પ્રકારની હોવી જોઇએ કારણ કે થોડી કેળવણી ખતરનાક નીવડે છે જેમ અધૂરો ઘડો વધારે છલકાય તેમ ! ઉચ્ચ કેળવણીજ આનો અત લાવી શકે અને સાથે સાથે આવીજ સ્ત્રીઓ પુરુષોને માટે પૃથ્વી પર સ્વર્ગ ઉતારી શકે છે

કહેવાનુ તાત્પર્ય એ છે કે સ્ત્રીનુ સ્થાન પુરુષના પદ કરતા મહાન છે કારણ કે સ્ત્રી પુરુષની માતા છે એ વસ્તુ નથી કે દેવીઓને વિદ્યાની જરૂર નથી, તેમને પુરુષોથી વધારે વિદ્યાની જરૂરત છે પરતુ જે વિદ્યા અને શક્તિથી પુરુષોએ આખા સસારને હિંમા ક્ષેત્ર બનાવી રાખ્યુ છે તે વિદ્યા લેવાની તેમને જરૂરત નથી તેમની કેળવણીનુ ધ્યેય સ્વાવલબી બનીને સેવા અને પ્રેમ મારફત આપણા પછાત દેશને ઉન્નતિના શિખરે લઇ જવાનુ હોવુ જોઇએ તેની મારફતજ પોતે ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરી શકશે

હા, એવુ ઉચ્ચ સ્થાન મેળવવુ તે બાળકોના ખેલ નથી, તેને માટે એકતા જોઇએ એકતાથી અસાધ્ય કામ પણ સાધ્ય કરી શકાય છે બહેનોનુ કતવ્ય છે કે તેઓ એકતાનુ મુલ્ય સમજીને સગઠિત થઇ જાય, ત્યારેજ તે સમાનતાના આધાર પર પોતાના ઉન્નતિ રૂધતા સમાજની સામે સમર્થ, સક્રીય અને સમાનતાના રૂપમા ઉભી રહી શકશે

---

## પ્રેરણા

અરે જે મુક્તિનો દિન ઉજવવા આજ મળિયા
અહીં લોકો, ત્યારે રુદન મૂક ઊઠે હૃદયમા !
અહો, જે મુક્તિને દિલ થકી ઉપાસી હતી અમે,
મળી તેને, આજે હૃદય નવ માને ઉજવવા !

મળી મુક્તિ જેના પ્રણય સહ યોગે વતનને,
અમોએ ત્યાગીને પ્રિયજન બન્યા હા, શહીદ તે
અમારે મુક્તિનો દિન ઉજવવો ? કે શહિદના
કરી તાજા મીઠા સ્મરણ ! રડવુ, શી અમ દશા ?

ગળો અશ્રુ શાને ? પ્રિય વતન કાજે શહિદ જે
થયા, તે ના સ્વર્ગે હરખભર મુક્તિ ઉજવશે ?
તરુણા જે સેવી નિજ વતનને મુક્ત કરવા,
નહીં તેનો આજે હરખ સઘળો સિદ્ધ કરશે ?

બલિદાને મોઘા નિજ વતનને મુક્તિ જ મળી
પછી શાને બધુ, રુદન થકી એ ગ્લાન કરવી ?

શ્રી અનુપસિંહ પરમાર ' કોકિલ '



# વિશ્વશાંતિ માટે
## સ્ત્રીઓ શું કરી શકે ?

લેખિકા કુમારી કનકબાલા ઓઝા બી એ

પ્રથમ નંબરે આવનાર ઈનામી નિબંધ

○

વિશ્વમાં શાંતિ સ્થાપવાના વિચારે આજે સમગ્ર વિશ્વના માનવોના હૈયાને અનેકવિધ કલ્પનાના તરંગે ચડાવી દીધા છે. વિશ્વમાં શાંતિ અને સુલેહ સ્થાપવાના પ્રથમ પ્રયાસ આદરનાર આપણા જગતવંદ્ય મહાત્માજીના પગલાને અનુસરવા આજે વિશ્વની કેટલીયે મહાન વ્યક્તિઓ ભગીરથ પ્રયત્ન આદરી રહી છે.

વિશ્વમાં શાંતિ સ્થાપવાનું મહાન કાર્ય જો કોઈ કરી શકે તેમ હોય તો તે સ્ત્રીઓ જ કરી શકશે. વિશ્વમાં જો સ્ત્રીઓ ન હોત તો ત્યાગ, ક્ષમા, શીલ, નજરે જોવા ન મળત. સ્ત્રી માતા બની બાળકોને ઘડે છે, પત્નીરૂપે તે પુરુષની મિત્ર બની સુખદુઃખમાં ભાગ લે છે. તેને ગૃહિણીની ઉપમા આપેલી છે. કેટલાક દેશોમાં સ્ત્રીશક્તિનો જોઈએ તેવો વિકાસ થવો જોઈએ તેટલો ન થવાને લીધે જ વિશ્વમાં શાંતિ સ્થાપવાનું કાર્ય કઠિન બનેલ છે.

સૌથી પ્રથમ અંગ્રેજીમાં કહેવત છે ને પ્રમાણે Charity begins at home એ મુજબ વિશ્વમાં શાંતિની સ્થાપના કરતા પહેલાં ભારતવર્ષની બહેનોએ પોતાના મહોલ્લામાં શાંતિનું સામ્રાજ્ય સ્થાપવું પડશે. તે માટે નજીવા કારણસર થતી તકરારો તેમણે સમજાવીને બંધ કરાવવી જોઈએ. કેટલીક વાર બાળકોને કારણે માતાઓ મહાન વિગ્રહ ઊભો કરે છે, અને તેમાં સ્વમાનનો દોષ તેમની દૃષ્ટિમાં કદી વસતો નથી. આવું જ્યાં અને જ્યારે જ્યારે બને ત્યારે શિક્ષિત બહેનોએ હૃદયની ઉદારતા, ક્ષમા, અને સહનશીલતા એ ગુણો કેળવવા માટે બને પ્રસંગે શાંતિપૂર્વક સમજાવવા પડશે, અને તકરાર કરતી બહેનોને, કેળવાયેલી બહેનોએ સમજાવવું જોઈએ કે બીજાના હિત ખાતર થોડો ત્યાગ પણ કરવો જોઈએ. બીજી વાત એ છે કે આજે કેળવાયેલી ઘણી બહેનોમાં superiority complex જોવામાં આવે છે, એ દૂર કરી સર્વને સમાન ગણતા શીખવું જોઈએ. મહોલ્લાવાર એટલે સાંજ પડે પાંચ સાત સ્ત્રીઓ એકઠી થઈ કોઈ પડોશીની ટીકા કરશે, કોઈના વસ્ત્રની ટીકા કરશે અને ઘેર સાસુઓ વહુની નિંદા કરી વિખવાદ વધારશે. વિશ્વમાં આજે શું ચાલી રહ્યું છે, તેનાથી આજે આપણાં મોટાં શહેરોમાં વસતી કેટલીયે બહેનો અજાણ હોય છે તો બિચારી પ્રકૃતિને ખોળે ખેતરમાં કામ કરતી અભણ નારીનો ક્યાંથી જાણે ! અને ગામડામાં વસતી આ બહેનો વસ્ત્ર પોતાની શહેરી સમોવડીના જેવાં પણ વાપરતી જોઈશે. અને વિશ્વ પરિસ્થિતિથી તેમને વાકેફ રાખવા પૂરતું જ્ઞાન આપવું પડશે ત્યારે જ વિશ્વશાંતિના માર્ગમાં એક આગળ કદમ ભરી શકશે.

આજે દુનિયામાં વસતી કેટલીક બહેનો સમાજે સ્થાપેલ બંધનોમાં રહી જીવન ચલાવે છે, આવા બંધનોમાં કેટલી બહેનો

આવે છે? મા ન ચોટીજ ઘેરેઘેર અને ખુણે-ખુણે વસતી નારી તેમા નથી આવતી. અને તેમાંય ખાસ પ્રસ ગ હોય, ઉત્સવ હોય ત્યારેજ

આવી સ્થિતિમા વિશ્વમા થતા રાજ રાજના ફેરફારો તેઓ કદાપી જાણી શકે, અને છાપાઓ હ મેશ કેટલી બ્હેનો વાંચતી હશે-વાચવા મળતા હશે ? આ સિવાય આવા મ ડળની સ ચાલક બ્હેનોએ મજુર વર્ગની બ્હેનોને અઠવાડિયામા એક દિવસ ભોથાની કેઇક જ્ઞાનસુચક વાતો તેમને કહેવાનો અને જગતમા શુ બને છે તે સમજાવવાનો પ્રયત્ન કરવો જોઇએ ઉત્સવો ઉજવવા હોય હોય તો'સૌ કોઇ તૈયાર થાય છે, પર તુ જો મજુર વર્ગની ચાલીમા પ્રૌઢશિક્ષણ કે સ્વચ્છતા વિગેરે વિષયો પર સમજાવવા જવાનું હોય તો કેટલી બ્હેનો તૈયાર થાય એ વિચારવાનુ છે આથી કોઇની ટીકા કરવાની ઇચ્છા નથી, પર તુ આપણી બીજી બાજુનુ સત્ય દર્શન કરાવુ છુ એક વસ્તુ તો સત્ય છે કે સમસ્ત વિશ્વનો નારી સમાજ જ્યારે વિશ્વશાતિ સ્થાપવાનો મક્કમ નિર્ણય કરશે ત્યારેજ તેનો અમલ થશે અને તે જયારે સમાનતાના ધોરણે ભેદભાવ ભુલી સહુ એક થશે ત્યારેજ બનશે

પ્રથમ મહોલ્લામા શાતિના પાઠ શિખવતી બ્હેનોએ પોતાના ગામમા શાતિ સ્થાપવા પ્રયાસ આદરવો પડશે. અને ત્યારપછી ગામડાઓ અને શહેરો મળી છેવટે દેશ અને વિશ્વમા પણ શાતિ સ્થાપી શકાશે, પુરૂષોથી તો એ કામ થવાનુંજ નથી કેમકે એને એ સિવાય રાજ્યદ્વારી કામો કરવાના હોય છે વળી તેનામા આ જેટલી સહનશીલતા અને ત્યાગના ગુણ વિશ્વનિયતાએ પુરતા પ્રમાણમા મુક્યા છે એ નિર્વિવાદ સત્ય છે અને જ્યારે વિશ્વશાતિ માટે સમસ્ત વિશ્વની સ્ત્રીઓ કઇક સક્રિય પ્રવૃત્તિ હાથ ધરશે ત્યારેજ એ શક્ય બને અને લડાઇના મુખમાથી વિશ્વને ઉગારી શકાય.

પ્રથમ દરેક મહોલ્લાની બ્હેનો એક મ ડળ સ્થાપી તેમાં વિશ્વશાતિનો ઠરાવ રજુ કરે અને પ્રત્યેક દેશની આવી સ્ત્રી સ સ્થા સાથે સ પર્ક સાધે એને માટે અખિલ વિશ્વ સ્ત્રી પરિષદમા નિમાયલી આપણી બ્હેનોનો સહકાર સાધવો જોઇએ

વિશ્વના જુદા જુદા વિભાગમા આજે અનેકવાદ ચાલી રહ્યા છે ક્યાક સમાજવાદનુ જોર પ્રવર્તતુ હશે, તો ક્યાક સામ્યવાદ પોતાનો ઝ ડો ઠોકવા ઇચ્છતુ હશે, તો વળી કોઈ ત્રીજો જ વાદ કઈ ન્યારી અપેક્ષા સેવતો હશે આવા વાદના ભેદ વિસારવા માટે પ્રથમ તો એક નવાજ વાદની સ્થાપના કરવી પડશે, એ નૂતન વાદ તે માનવવાદ વિશ્વમા વિહરતા પ્રત્યેક માનવીને જીવવાનો અને આન દ ભોગવવાનો અધિકાર છે એમ માનવ-વાદીઓ માને છે પર તુ માનવીએ સ્વત ત્રતાને નામે સ્વચ્છ દતાને પોષણ ન આપવુ જોઇએ, પછી ભલે એ મજુર હો યા મિલ માલિક આપણે "To live and let others live," "જીવો ને જીવવાદો" "મરણુ સગુ આ જી દગી ચાર દિની" એ સિદ્ધાત મન, વચન અને કર્મથી જીવનમા ઉતારવો જોઇએ આ માનવવાદ વિષે એક મહત્વનો ઠરાવ થોડા સમય પહેલા જીનીવામા ભરાયેલી વિશ્વશાતિ પરિષદમા ચર્ચાયો હતો, તે પરિષદમા આપણા હિન્દના પ્રતિનિધિ તરીકે શ્રીમતિ હ સા બ્હેન મ્હેતા ગયા હતા

ઇતિહાસ તપાસીએ તો માલુમ પડશે કે જુના સમયમા જે વિગ્રહો થતા તેનુ મુખ્ય કારણ સ્ત્રી હતી દાખલા તરીકે—રામ રાવણનુ યુદ્ધ સીતા માટે, કૌરવ પાડવનું યુદ્ધ દ્રૌપદી માટે, પૃથ્વીરાજ અને જયચ દ વચ્ચે વેરનું કારણ સ યુક્તા, ચિતોડમા ભરમી

## પંદરમી ઓગષ્ટ

પંદરમી ઓગષ્ટ ! કીર્તિ તુજ છે બહુ નામી,
આઝાદી પ્રગટાવનાર પ્રિય દિન, પ્રણમામિ
કોટી કોટી રે દીપ આજણે સૌ પ્રગટાવો,
આઝાદીના ગીત હર્ષથી મંગલ ગાઓ

ભીડભંજન ભગવાન રામનું નામ લઈને,
આઝાદીના તાત તણું સૌ સ્મરણ કરીને,
કરો પ્રતિજ્ઞા આજ રક્ષવા આઝાદીને,
તન મન ધન કુરબાન–હૃદયથી એવું વદીને !

શ્રી રવિશંકર ન. પાઠક

ભૂલ થયો પછી તે માટે, પરંતુ તેને અટકાવવા માટે પણ સ્ત્રી જાતિ ઘણો ફાળો આપી શકે છે, તેવા દાખલા રજપુતાનાના ઇતિહાસમાં મળી આવે છે

પ્રાચીન અને અર્વાચિન સ્ત્રી શિક્ષણમાં ઘણો જ તફાવત છે પ્રાચીન સ્ત્રી શિક્ષણમાં ધાર્મિક ભાવના સાથે સંસ્કાર રેડવામાં આવતા અને એ સંસ્કાર બળ ઉપર સ્ત્રીઓ પોતાની જાતને લડાઈ અટકાવવા ન્યોછાવર કરી નાખતી.

અર્વાચિન કેળવણી પામેલ સ્ત્રી ધારે તો એક સારી માતા બની શકે, અને ઘરમાં બેઠા એ પોતાની સંતતિની બાળાની કેળવણીમાં એવા સંસ્કાર રેડી શકે છે કે જેથી એ સંતતિ મોટી થતાં વિશ્વ શાંતિના કાર્યમાં ફાળો આપી શકે, અને આ રીતે માતા જ ભાવિ જગતના મહાન પુરુષોમાં વિશ્વશાંતિના બીજ રોપી શકશે

સ્ત્રીને આપણા ઋષિ મુનિઓએ, નારી તું નારાયણી, કલ્યાણી અને વાત્સલ્યમૂર્તિ કહી છે એના શીલ અને સહનશીલતા અજોડ છે એટલે એ ધારે તો સળગતા વિશ્વમાં પ્રેમ અને ધૈર્યથી શાંતિ સ્થાપી શકે

રશિયા જેવા ક્રાંતિકારી દેશમાં સુવેઝ શાંતિના દુત તરીકે શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતે જે ફાળો આપ્યો છે તે અજોડ છે આપણા દેશમાંથી અપહૃત સ્ત્રીઓને મેળવવા માટે જે દેશનેતાઓ ન કરી શક્યા તે કામ મૃદુલા સારાભાઈ અને બીજી બ્હેનોએ કરી બતાવ્યું છે શાંતિકાર્યમાં સ્વર્ગવાસી સરોજની નાયડુએ જે ફાળો આપ્યો છે તે કોઈથી અજાણ નથી

વિશ્વમાં આજે જે સ્ત્રી રત્નો છે દા. ત. શ્રીમતી હંસા મ્હેતા, વિજયાલક્ષ્મી પંડિત, રાજકુમારી અમૃતકુંવર, લીલાવતી મુનશી, અરુણા અસફઅલી, પર્લબક, મેડમ ચાંગ-કાઈશેક વિ. જો ધારે અને એક બીજાના સહકારે કાર્ય કરે તો વિશ્વમાં શાંતિ જરૂર સ્થાપી શકે

આ બધાની પાછળ સાચી કેળવણી, ઉચ્ચ સંસ્કાર અને સંગઠન અને સહકાર હોય તો સકળ વિશ્વના રાજ્યદ્વારી નેતાઓમાં જે લડાઈની ધાક પેસી ગઈ છે અને એક બીજાને છેતરી, જુઠું બોલી કુડ કપટની બાજીઓ રચે છે તેમને પડકાર કરી, સમસ્ત વિશ્વની શક્તિશાળી શક્તિઓ તેમને માનવ વાદ એ શું છે તે સમજાવે, માનવધર્મની દિક્ષા આપે તો જ વિશ્વશાંતિ સ્થપાય.

આજે વિશ્વના બધાજ માનવીને સત્તા અને પૈસાની લાલસા લાગી છે એ લાલસા તેમને અંધારામાં ધકેલે છે બીજા પર સત્તા થવા વધી, તેમને કાબમાં રાખવા, તેમના પર અધિકાર જમાવવો એવી સ્પૃહા અને એવી બર્બરતા આજે વિશ્વના કંઈક માનવીઓમાં દ્રષ્ટિગોચર થાય છે તેઓ ભૂલી જાય છે કે સત્તા એ ચાર દિનની ચાંદની છે અઈ કાયના

પ્રજાના માનીતા મોવડીઓ આજે સત્તા મળતા જેને પ્રતાપે એ સત્તા મળી છે તેમને વિસરી જાય છે અને જે રીતે એક મોટરમા બેસીને જતો માનવી કિચડમા ચાલતા માનવ પ્રતિ જુએ એ રીતે તેમના તરફ જુએ છે અને આવા સ્વાર્થી, સત્તાના મદમા અંધ બનેલાઓને પાપે વિશ્વશાંતિ માનવ સમાજથી દુરને દુર ભાગતી જાય છે

આ સિવાય વિશ્વશાંતિ સ્થાપવા માટે ઘણાય દેશની સ્ત્રીઓમાથી નિરક્ષરતાનુ નિવારણ કરવુ જોઇએ જે દિવસે વિશ્વની દરેક નારી જ્ઞાન ધરાવતી હશે, તે વિશ્વમા પોતાનુ કર્તવ્ય શુ છે એ સમજશે, ત્યારે વિશ્વમા શાંતિ સ્થાપવા તે પ્રેરાશે આજે કેટલીયે બ્હેનો અભણ હોય છે, તેમને ભણુવાની, જાણુવાની પુષ્કળ આકાક્ષા હોય છે, પરતુ જ્યા સકુચિત માનસવૃત્તિ ધરાવતા માનવી વસતા હોય કે જેઓ માને કે સ્ત્રીને ભણીને શુ કામ છે? એને ક્યા કમાવા જવુ છે? વગેરે બોલી તેને અટકાવે છે, તેવી બ્હેનો પોતાની ભાવનાને દાબી દે છે આજે ભારતમા કેટલા ટકા સ્ત્રીઓ ભણેલી અને ભણતી હશે? વળી આજના યુગને સમજનારા જે પુત્રીને પોતે ભણાવે છે એવો દાવો કરે છે તે તો કેવળ લગ્નની બજારમા પુત્રીનુ ઉંચુ મુલ્ય અકાવવાજ ભણાવે છે ભણ્યા પછી, ઉચ્ચ કેળવણી લીધા પછી સામાજીક કાર્ય માટે બહાર પડનારી બ્હેનો કેટલી? માત્ર આગળીને વેઢે ગણાય તેટલી એકાદ શ્રીમત પિતા પોતાની પુત્રીને કોલેજનુ ઉચ્ચ શિક્ષણ આપે છે, એમ સમજીને કે પુત્રી બહાર ફરતી થાય, તેની પ્રતિષ્ઠા વધે અને પરિણામે પોતાનાથી પણ વધારે એવા કોઇ શ્રીમતની ભાગીદારણ બનાવવાની તમન્ના તેઓ સેવતા હોય છે

મધ્યમ વર્ગનો પિતા સમજે છે કે પુત્રી થોડુ ઘણુ ભણેલી હોય તો તેને કોઇ શ્રીમતને ત્યા પરણાવી શકાય અને પછી તેને સુખી નિહાળી પોતે પોતાના કર્તવ્યની પૂર્ણાહુતિ કરી એમ સમજી સતોષ માને છે જ્યારે ગરીબ પિતા પેટ પર પાટા બાધીને પુત્રીને ભણાવે છે, એમ સમજીને કે ભવિષ્યમા તે કમાયતો પતિના કુટુબને અને પરિસ્થિતિ અનુકુળ હોય તો પિતાના કુટુબને પણ મદદ કરી શકે તેથી સમસ્ત નારીસમાજમાથી સૌથી પ્રથમ તો નિરક્ષરતા નિવારણ થવુ જોઇએ અને પોતે દેશને માટે પણ કઇ કરી છુટવુ જોઇએ એવી ભાવના કેળવવી જોઇએ.

બીજુ છે વ્હેમરૂપી રાક્ષસને દુર કરવાનુ આજે કેળવાયેલી હોવા છતા પણ ઘણી બ્હેનો વ્હેમના ફદામા ફસાયેલી હોય છે માત્ર હિન્દમાં જ નહિ, પણ સુધરેલા ગણાતા દેશની બ્હેનો વ્હેમી પ્રકૃતિની હોય છે આપણી બ્હેનોએ હૃદયની વિશાળતા લાવવી પડશે સકુચિત માનસ વૃત્તિ આપણે તજી દેવી પડશે આજે અપરિચિત પુરૂષ સાથે વાત કરતી યુવતી પ્રત્યે કઇક અતિશયોક્તિ ભરેલી વાતો સ્ત્રી મડળ કરશે શીલ એ સ્ત્રીનુ પરમભૂષણ છે માટે આપણે વ્હેમી દ્રષ્ટિ ત્યજવી જોઇએ. વળી સ્ત્રીઓથી અમુક કાર્ય તો નજ કરી શકાય એવી માન્યતાને આપણે તિલાજલી આપવી પડશે તે સિવાય અદર અદરના વેરઝેર, અદેખાઇ, ઇર્ષ્યા વગેરે દુર્ગુણોને પણ દુર કરવા પડશે, અને આ બધુ કરવા માટે કેળવાયેલી બ્હેનોએ બીજા બધા પ્રકારના આંદોલનો પડતાં મુકી અને નારી સમાજના ઉન્નતિના કાર્યમા લાગી જવુ પડશે તોજ તે વિશ્વશાંતિના કાર્યમા પોતાનો મહાન ફાળો આપી શકે

આ અંકની આદર્શદર્શી વાર્તા

# મા-ભોમ

લેખિકા
શ્રી કુમુદ ઠાકોર બી એ

એક સુન્દર સરોવર હતુ તેની આજુ-બાજુ તાડ, નારીયેળી અને ગુલમ્હોરના સુન્દર અને મનોરમ વૃક્ષો ઉગેલા હતા સરોવરમા એક નૌકા વિહાર કરી રહી હતી પવન મન્દમન્દ વાઇ રહ્યો હતો હોડીમા એક સ્ત્રી બેઠી હતી તેનું શરીર ફીક્કુ, વાળ ધોળા અને અકાળે ઘડપણને વશ થયા હોય તેમ લાગતુ હતુ એણે શ્વેત વસ્ત્રો પહેર્યો હતાં ને બાળ અરૂણના કિરણો તેની ફીક્કી મુખમુદ્રાને તેજસ્વાન બનાવવા પયત્ન કરતા હતા અનીલ પણ એના શ્વેત વાળ સાથે રમી રહ્યો હતો

સ્ત્રીના પગ પર બે બાળકો માથુ મૂકી સુઇ રહ્યા હતા, બે તેની પાસે બેઠા બેઠા કંઇ વાતો કરતાં હતા

' મા, મોટાભાઇ તો આપણી સાથે રહેવા ના પાડે છે એ કહે છે કે માને તો બધામા ભય દેખાય છે અને વડીલપણુ કર્યા કરવુ છે અમારી ઉમર મોટી થઇ, અમે વિચાર કરી શકીએ તેમ છીએ છતા મા અમને સાંભળવા તૈયાર નથી તો અમે એની સાથે રહેવા માગતા નથી '

'ભલે ભાઇ' તેમને જુદા થઇ સુખી થવા દે'

'પણ મા, એ મોટા રહ્યા તે મોટા ભાગની ફળદ્રુપ વધુ ઉત્પન્નવાળી જમીન એ લઇ લેશે કંઇ નહિ, એમને ક્લેશ કરતા અટકાવવા એજ આપણુ કર્તવ્ય છે શાન્તિથી જ સમસ્ત જગતને લાભ છે '

'પણ મા, એ શાન્ત રહેશે ! એ તો ધારશે કે આપણે ભલા છીએ તો એ વારવાર નવી નવી માગણી કરશે '

'તો વારવાર આપણે નહિ આપીએ. ભલે એને થવાદે જુદો ' '

'પણ મા, એ ગામના લોકોને પૂછ્યુ, એમને મોટાભાઇની સાથે રહેવુ છે કે આપણી સાથે ? ' ત્રીજાએ પ્રશ્ન કર્યો.

' એમાં વળી પૂછવાનુ ? રાજા બદલાય કંઇ પ્રજા થોડી બદલાય છે ? '

' પણ પ્રજાને જ્યા શાન્તિ, આબાદી અને મિલ્કતની સ્વસ્થતા લાગતી હોય ત્યાંજ રહે ને ?

' તે એ પણ એની પ્રજાનુ રક્ષણ કરશેજને ! જેને ત્યા નહિ ગમે તે આપણી સાથે આવીને રહેશે '

' ઠીક, મા ' પણ પ્રજાને તેથી કેટલી મુશ્કેલી ? બેટા એક મુશ્કેલી અનેક મુશ્કેલી ઉભી કરે છે તે હુ જાણુ છુ પણ તેનોયે રસ્તો કાઢવો પડશે (બહાર કેટલાક લોકો દેખાય છે કોઇ કુબડો તો કોઇ ઉભેલો વગેર )

અરે, આ શુ ? મા ' આ તારે દ્વારે ભૂખ્યા ! મનુષ્ય દીન અને દુખી. જ્યા ધાન્યના ઢગ ખડકાતા, જ્યા ગરીબને આશ્રિતોને, નિસહાયને ટોપલે દાણ અપાતા તે સોમના માનવીને અન્ન માટે ટળવળવાનુ ?

'માતા દીન વદને લોકો સામે જોઇ રહે છે વિચાર મગ્ન ઉભી છે ( એક માણસ એક પગે ઉભો રહ્યો છે બીજો પદ્માસન વાળી બેઠો છે ત્રીજો લંગોટીવાળો ભીંતને અઢેલી ઉભો છે તેના પેટમાં ખાડો પડ્યો છે) બાઇ

કાળાબજાર કરનારાઓ અને એમા સાથ આપનારા હાથીઆઓનુ ષડ્યંત્ર છે

[નાનો પુત્ર વિલાસ પ્રવેશ થાય છે અસ્તવ્યસ્ત વાળ, રેશમી સેંથો અને રેશમી સુટ પહેરેલ છે ખભે નેપકિન અને હાથમા પ્રેસ અને ફુલ પેરેડ ચુખ છે ]

વિલાસ મોટાભાઇ, કાળાબજારને પ્રતાપે તો આ સાહ્યબી માણો છો, એ ન ભૂલી જાવ

સુરેશ સાહ્યબી તુ માણે છે, હુ નહિ આ રેશમી વસ્ત્રો, સુગધી તેલ અને અત્તરો, તીખા તમતમતા ને સ્વાદિષ્ટ ભોજનો, નાટક સીનેમા ને જલસાઓનો ભોગ તુ બન્યો છે, હુ નહિ

વિલાસ ભૂલે છે સુરેશ, હું એનો ભોગ નથી થયો પણ ભોગવટો કરુ છુ, પિતાશ્રી તો વાપરવા કરતા સગ્રહ તરફ વધારે ધ્યાન આપે છે, તમને એ ભોગવતા આવડતુ નથી, તો પછી બિચારી લક્ષ્મી મુઝાય ને ?

ધનનદન લક્ષ્મી ચચળ છે, વાપરો બેટા વાપરો

સુરેશ બાપુજી વિલાસની વિલાસિતા આ સ્વપ્નસિદ્ધિ નાશ કરશે એ ન ભૂલતા તમે એને ખોટુ ઉત્તેજન આપી રહ્યા છો

ધનનદન તારી સયમી દ્રષ્ટિ એને વધુ પડતો બેડોળ ચીતરે છે સુરેશ

વિલાસ એમા એની ભૂલ નથી બાપુજી

ધનનદન કેમ કેવી રીતે ?

વિલાસ વગર મહેનતે મળેલી આ લક્ષ્મી વાપરવાની ફક્ત મારે એકલાનેજ છે

ધનનદન કેવી રીતે ?

વિલાસ આપ વેપારમાથી નવરા ન પડો એટલે એનો ઉપયોગ ન કરી શકો, મોટાભાઇ રહ્યા ખાદી ધારી, એટલે એને પણ કશી પડી નથી, એનો ઉપયોગ કરનાર રહ્યો ફક્ત હુ

ધનનંદન એટલે ?

સુરેશ (કપડા પહેરતો પહેરતો) એટલે ત્રણ જણને ખાવાનુ એ એકલો આકરા તીયો થઇને ખાય છે

વિલાસ પણ એ પચાવતા આવડે છે ને !

સુરેશ એના પરિણામનો પાછળથી જણાશે. કાળાબજારનો મૃત્યુ ઘટ વાગે છે, એ સાભળી ચેતી જનાર સુખી થશે.

વિલાસ ભૂલો છો મોટાભાઇ, ભારતવર્ષના નેતાઓમા બધા સરદાર કે નેહરુ નથી

ધનનદન ખરીવાત છે બેટા, પરમેશ્વરે વાસામાંજ હાડકાં ભર્યા છે પેટ તો સાવ પોલુ રાખ્યુ છે,

વિલાસ અને એતો સહુને વળગ્યુ છે તમે ખાદીના ત્રણ કપડે કે પાશેર ખીચડીએ ચલાવી લ્યો છો, પણ નેતાઓ અને અધિકારીઓ દુધ, ચોખા સાકર અને મિષ્ટાનોજ ઉડાવે છે

ધનનદન અરે એમના ઉપવન સમેલનોમાં જઇને જો તો ખરો કોઇ દિવસ !

વિલાસ અને એ સમેલનો યોજનારા પણ કાળા બજારીઆ છેને ?

સુરેશ કમળાવાળા બધે પીળુ જ દેખે છે

ધનનદન અને પીળુ એટલુ સોનુ નથી હોતુ, ખાદી પહેરનારા બધા ખરા હૃદયથી ગાધી ભક્ત નથી હોતા

[ બહારથી રેકર્ડ સભળાય છે 'હુ તમ બગ ૫૫ નવલ્યાન' ]

વિલાસ અરે બધા એવા હોત તો કાપડ અને અનાજની આ તગી ભારતવર્ષને ભોગવવી જ ન પડત.

સુરેશ એ તગીમા આપનો પણ સહકાર છે ને ?

ધનનદન આપણે એકે બધ કર્યે કઇ ઓછુ જ સુધરી જવાનુ છે બધુ !

સુરેશ બધા એમજ કહે છે, કારણકે દરેકને દારૂડીયા જેવી ટેવ પડી ગઇ છે પિતાશ્રી આજના શુભ પ્રસંગે આપની પાસે મારી નમ્ર માગણી છે કે આજથી પ્રતિજ્ઞા લઇ કાળા બજારને ઉત્તેજન આપવાનું બંધ કરો, જેટલુ મળ્યુ છે એમાં સંતોષ માનો

વિલાસ એ નહિ બની શકે

ધનનંદન સુરેશ હુ તારી કોઇ પ્રવૃત્તિમાંથી તને રોકુ છુ ?

સુરેશ મારી પ્રવૃત્તિ મારા કુટુંબને કે દેશને નુકશાન કરતી છે ખરી ?

વિલાસ કેમ નહિ ? પિતાશ્રીને તમો એમના કામમાં મદદ કરતા હો તો વધારે બીઝનેસ થાય કે નહિ ? અને તેથી એટલી આર્થીક ખોટ તો ખરીને !

સુરેશ બાપુ છેલ્લા બે વરસથી આપને કહેતો આવ્યો છુ આજે આપને ફરીથી મારી વિનંતી છે, આપ શું કહો છો કે ના

વિલાસ નહિ તો ?

સુરેશ નહિ તો, આજથી સુરેશ આ ગૃહનો ત્યાગ કરશે અને કાળાબજાર કરનારા સામે ઉઘાડી જેહાદ જગાવશે.

ધનનંદન વિલાસ તારા ભાઇને બોલાવ

સુરેશ એ તો ક્યારના ગયા છે તમારા કાળા કામોની માફી માગવા દેવ મંદિરે, જેને પ્રતાપે આપ હજી ટકી રહ્યા છો.

વિલાસ વાહ હો, ધર્મે તો દીવા કરી નાખ્યા છે

સુરેશ ધર્મની સનાતન ભાવના ઉપર તો ભારતની સંસ્કૃતિ નભી રહી છે

[ રહેમાન દાખલ થાય છે અને વિલાસનું છેલ્લુ વાક્ય સાંભળે છે ]

રહેમાન વિલાસભાઇ, ભારતવર્ષના ધર્મનો અભ્યાસ કર્યા સિવાય આવા આક્ષેપો કરવા એ પણ પાપ છે

વિલાસ જાણુ છુ રહેમાન, અમારા ધર્મનો તમોએ આવીને નાશ કર્યો. અમારી સંસ્કૃતિને દાબી તમારી સંસ્કૃતિના ધ્વારટર માર્યા.

સુરેશ ભૂલે છે વિલાસ, મુસલમાનો ભારતવર્ષની સંસ્કૃતિ ને શિલ્પને ઇસ્લામે સાચવ્યા છે

ધનનંદન મંદિરો ઉપર મસજીદો બાંધીને !

સુરેશ આ શબ્દો તમને કાળા બજારની હરિફાઇ બોલાવે છે રહેમાનનો દાખલો લ્યો એના સગાવ્હાલાંઓ એનો તિરસ્કાર કરે છે છતા એ એની રાષ્ટ્ર ભાવનાને છોડતો નથી.

વિલાસ નહિ તો હવે દીપાઈ જ જાયને

રહેમાન વિલાસ ભાઇ શાન્તિ રાખો, નકામુ લોહી ગરમ કરોમાં

ધનનંદન શાંતિમાં તો પુળો મુકયો છે તમારા પાકિસ્તાનના પૂજારીઓએ

સુરેશ થોડા ખરાબ માણસની ખાતર બધાને દોષિત ન ગણી શકાય બાપુજી

ધનનંદન મને તો કોઇ સારો દેખાતો નથી, આ જુઓને આટલી આટલી વફાદારીની વાતો કરનાર પણ અંદરખાનેથી તો હિંદુસ્થાનને પાકીસ્તાન બનાવવાની જ પેરવી કરી રહ્યા છે

વિલાસ અને કાસમ રઝવી જેવા દિલ્ની પર નીઝામનો વાવટો ફરકાવવાની બડાશો મારતા હતા.

ધનનંદન એ બિચારાની દશા તો જુઓ, વલ્લભકાકાની જયા આંખ ફરી કે એને કોઇ સંઘરનાર ન રહ્યું

[ રહેમાનના પિતા આમદ આવે છે ને પ્રવેશ કરતા ]

આમદ સાચુ કહ્યું શેઠ, અને એવા પાપ જ્યારે નાશ પામશે ત્યારેજ આ દેશના આસમાનમાં શાંતિનો આફતાબ ઉગશે.

ધનનંદન આવો આવો આમદ શેઠ આ છોકરાઓને સમજાવો કંઈક.

આમદ, શેઠ, હવે તો છોકરાઓ આપણને સમજાવવા બહાર પડયા છે

વિલાસ અને એના સમજાવ્યા તમે સમજી ગયા કે નહિ, આમદ ચાચા ?

આમદ હું તો સમજી ગયો છું અને તારા બાપાને એજ કહેવા આવ્યો છું

વિલાસ કે તમે બધું છોડી દયો એટલે હું એકલો પાછળ બારણે મારૂ કામ કર્યા કરૂ એમજ ને ?

સુરેશ વિલાસ, બધી બાબતમા કાળુ જોનારી તારી દ્રષ્ટિને વધુ દોષિત ન બનાવ

ધનનંદન બેસો, બેસો, આમદભાઇ વિલાસ હમણા હમણા જરા વધારે બોલકણો થઇ ગયો છે

વિલાસ આટલાજ તમો ભોળા છો, બાપુજી

સુરેશ પ્રકાશ આવતા અંધારૂ દુર થાય છે એ સત્ય તું હજી સમજ્યો નથી, વિલાસ

વિલાસ એ પ્રકાશ આગીયાનો છે મોટા ભાઇ

આમદ ખોટો વિવાદ મુકી દયો બેટાઓ !

રહેમાન અમારે વાદ વિવાદ કરવોજ નથી, અમે તો આ ચાલ્યા અમારે માર્ગે, ચાલ સુરેશ, બ્યુગલ વાગ્યુ

સુરેશ બાપુજી જાઉ છું, હું આવુ ત્યા સુધી આપ વિચાર કરી જો જો મારી પ્રતિજ્ઞાનો પહેલો પ્રયોગ હું આપની સામે અજમાવીશ આપની હા થી મને આનંદ થશે, ના થી સુરેશ આ ઘરના ચોગાનમા ઉપવાસ પર ઉતરશે

( વિલાસ ખડખડાટ હસી પડે છે )

વિલાસ બાપુજીનો પડછાયો

રહેમાન, બાપુજીના પડછાયા થવાનુ અમારા નસીબમા હોય તોયે ગનીમત છે

સુરેશ : એ પગલે પગલે ચાલીને ભારત વર્ષની અગ્નિ ઝાળમા અમારા દેહને હોમી એ અગ્નિને શાંત કરવાની અમારી પ્રતિજ્ઞા છે

રહેમાન ભારતવર્ષને નડતા કોઇપણ અનિષ્ટને પડકાર કરી મુસ્લીમો પોતાની જાતને કુરબાન કરતા અચકાશે નહિ

સુરેશ વિશ્વપ્રેમ, એ જેમની સતત ઝંખના હતી, એવા મહાન આત્માને અનુસારનાર ગોળીઓની ઝડીઓ વચ્ચે પણ પોતાનુ કાર્ય કરી શકે છે

ધનનંદન આ હજાર વર્ષમા જે બન્યુ નથી તે બનશે ખરૂ આમદભાઇ ?

આમદ ખુદાની મહેરબાની અને આપણી નેક દીલની બંદગીથી જરૂર બનશે, અને શેઠ મે તો આજે કસમ લીધા છે કે પંદરમી ઓગસ્ટથી કાળાબજારમાંથી કંઇ લેવુ નહિ તેમ વેચવુ પણ નહિ.

વિલાસ કેટલા દિવસ ટકશે આ કસમ, આમદ ચાચા ?

આમદ જીંદગી ખતમ થતા સુધી,

[ દુર દુર પોકારો સંભળાય છે સ્વયં સેવકોની ટુકડી કુચગાન ગાતી ગાતી જતી સંભળાય છે ]

ઉઠ જાગ બીરાદર વાગી નોબત, આવી આઝાદી

આગે કદમ આગે કદમ આગે કદમ

સુરેશ - બાપુજી વિચાર કરજો,

[ સુરેશ તથા રહેમાન લાઠી લઇ ચાલવા માંડે છે ચાલતા ચાલતા આગળ વધે છે ]

ધનનંદન સુરેશ, રહેમાન ઉભા રહો, સાંભળતા જાવ.

( બન્ને ઉભા રહે છે )

"આજથી ઇશ્વરની સાક્ષીએ હું પ્રતિજ્ઞા લઉ છુ કે કાળાબજારમા ખરડેલા મારા હાથ હું આજથી ધોઇ નાખુ છું, અને હવે ફરીથી નહિ ખરડવા દઉં."

આમદ આમીન આમીન.

[ વિલાસ ઝપાટાબંધ ઘરમા ચાલ્યો જાય છે, સુરેશ તથા રહેમાન હર્ષના પુકાર સાથે એક બીજાનો હાથ પકડી જય હિંદ બોલતા ગૌરવ ભર્યા ડગ ભરતા જાય છે ]

પડદો પડે છે.

# સૌંદર્ય ધામ કાશ્મીર

લેખક પંડિત જવાહરલાલ નહેરુ

[ હિંદીસંઘ સાથે જોડાએલા કાશ્મીરની રમણીય ધરતીપર પડેલા પાકીસ્તાની ગુંડાઓના પગલાંએ એ ધરતીના બાળોનું જીવન છિન્નભિન્ન કરી નાખ્યું છે છતાં એ પ્રદેશનું અદ્ભુત સૌંદર્ય માનવીને મુગ્ધ કરી નાખે છે. એ કુદરતી સૌંદર્યને લૂંટ કરવાની કોનામાં તાકાત છે? જેવું અદ્ભુત એ પ્રદેશનું સૌંદર્ય છે, એવું જ અદ્ભુત એ પ્રદેશના માનવીઓનું જીવન છે. એનામાં પડકારની તાકાત અને જુસ્સો છે, સંયમ અને સ્વાસ્થ્ય છે. આપણા વડા પ્રધાન પંડિત નહેરુએ હમણાંજ એ પ્રદેશનો પ્રવાસ ખેડયો હતો પરંતુ એ પહેલાં આજથી નવ વર્ષ પર જ્યારે ૧૯૪૦ માં તેમણે એ પ્રદેશની મુલાકાત લીધી ત્યારે સ્વપ્નમાં દેખાતી અને જાગતાં જ લુપ્ત થઇ જતી પ્રિયાની મુખાકૃતિ જેવા એ પ્રદેશના તેમના અનુભવો સંસ્મરણો અમે અહીં આપીએ છીએ.—સંપાદક ]

“આ પ્રદેશની રમણીયતાએ મને વશ કર્યો અને મારી આસપાસ મોહજાળ પાથરી. જાણે સૌન્દર્યનો આવેશ ભરાયો હોય અથવા સૌંદર્ય પીને તર બન્યો હોઉં તેમ હું આમતેમ રખડ્યો અને એના નશાએ મારા મનને ભરી દીધું.

સરિતાઓ અને બાગો, સરોવરો અને ફલિત વૃક્ષોની સુંદર શોભાથી વ્યાપ્ત બનેલું કાશ્મીર, અવ્યક્તિનિષ્ઠ અને માનવ વાસનાથી પર એવા લોકોત્તર સૌન્દર્યવાળી રમણી જેવું લાગ્યું, ત્યાં તો વળી આ નાજુક સૌન્દર્યનો નવોજ પ્રકાર નજરે પડ્યો—કઠોર પર્વતો, પ્રપાતો, હિમાચ્છાદિત શિખરો ને હિમસરણીઓ અને નીચેની ખીણ તરફ ધસ્યા જતા ક્રૂર ભીષણ જળપ્રવાહોથી રચાએલું પૌરુષ સૌન્દર્ય દેખાયું. ક્વચિત હસતા, ક્વચિત ખિન્ન, ક્વચિત શોકપૂર્ણ એવા ક્ષણે ક્ષણે નવીનતા પામતા સેંકડો ચહેરા અને અગણિત દર્શનો એમાં હતા. કોઇવાર ડાલ સરોવરમાંથી ધુમ્મસ ઉપર ચડે અને પારદર્શક પડદાની પેઠે પોતાની પાછળ શું છે તેની ઝાંખી કરાવે; વાદળાં પર્વતના શિખરોને ભેટવા માટે પોતાનો હાથ પ્રસારે અથવા સંતાકૂકડી રમતા નાના બાળકોની માફક છાનામાના નીચા વળી જાય. હું આ સતત બદલાતી જતી દૃશ્યાવલિનું અવલોકન કરતો હતો અને કોઇકવાર એની નિતાન્ત રમણીયતાના વશીકરણથી ભાન ભૂલી જતો. હું એ નિહાળતો ગયો તેમ તેમ આપણા હૃદયને ભરી દેતી છતાં ક્વચિતજ સિદ્ધ થતી આશા-તૃષ્ણા સમું સ્વપ્નવત અને અવાસ્તવિક એ જણાયું. સ્વપ્નમાં જોયાની અને જાગતાંની સાથે જ લુપ્ત થઇ જતી પ્રિયાની મુખાકૃતિ જેવું એ હતું.

## કળા કારીગરી

જ્યારે હું ચીન ગયો હતો ત્યારે ચીનના લોકોની ઉત્કૃષ્ટ કારીગરીવાળું કલાવિધાન જોઇને મને ઘણું વિસ્મય થયું હતું. પોતાના કારીગરો અને કલાકોવિદો માટે હિંદ ઘણા લાંબા વખતથી પ્રખ્યાત છે પણ આ બાબતમાં ચીન ચોક્કસ ચઢિયાતું છે એમ મને લાગ્યું હતું. કાશ્મીરમાં મને એવો અનુભવ થયો કે અહીં એવું કંઇક છે, જે ચીનની બરોબરી કરી શકે. કાશ્મીરી કારીગરોના કુશળ હસ્તે બનાવેલી ચીજો કેવી સૌન્દર્યપૂર્ણ હોય છે! એમને જોતાંવેંત આનંદ થાય. એમને સ્પર્શ કરતાં હર્ષ વ્યાપે.

શાન માટે કાશ્મીરે સેંકડો વર્ષ થયા પ્રખ્યાતિ મેળવી છે, આવી પ્રખ્યાતિ છતા શાલ વણવાનો ધધો મદ પડતો ગયો અને પશ્ચિમના દેશોના કારખાનામા બનેલી ધાબળા જેવી ચીજોએ તેમનુ સ્થાન લીધુ કાશ્મીરની પણ એજ દશા થઇ કાશ્મીર આવતા પ્રવાસીઓ પૂરતો વ્યાપાર મર્યાદિત પ્રમાણમા રહ્યો, પણ એકદરે હિદના ધનવાન માણસો કાશ્મીરમા બનેલી સુદર અને કલામય ચીજો કરતા વિદેશી માલને વધારે પસદ કરવા લાગ્યા.

## ઔદ્યોગિક પુનરુજ્જીવન

વીસ વરસ પહેલા હિદની રાષ્ટ્રીય પ્રવૃત્તિએ નવીન વલણ લીધુ હતુ અને અનેક કાર્યક્ષેત્રોમાં તેના ફુરગામી પરિણામો જણાયા. હાથબનાવટની ચીજો માટે આપણે આગ્રહ રાખ્યો તેથી આ ચીજોને નવુ આયુષ્ય પ્રાપ્ત થયુ અને ઘણા મરણોન્મુખ ઉદ્યોગો સજીવન થયા. કાશ્મીરને પણ આ પુનરુજ્જીવનની અસર પહોચી અને ધીમે ધીમે કાશ્મીરી ચીજોનુ એક નવુ જ બજાર હિદમાં ઉઘડયુ અખિલ હિદ ચરખા સઘે (ઓલ ઇન્ડિયા સ્પિનર્સ એસોસીએશન) આમા અગ્રભાગ ભજવ્યો અને તેની કાશ્મીરી શાખાએ હિદભરમા વેચાણ મથકોને માલ પૂરો પાડવાનુ કામ કર્યું, પણ આ ગતિ હજી ધીમી છે એ ગતિ વધારે શીઘ્ર હોવી જોઇતી હતી, કારીગરીનો આ વિકાસ અનેક કુશળ છતા બેકાર કારીગરોનો વ્યવસાયદાતા અને સમૃદ્ધિનો માર્ગદર્શક બન્યો છે

## કાશ્મીરના લોકો

કાશ્મીરના સૌન્દર્યના સુખમય ચિન્તનમા લીન બનવા છતા કાશ્મીરના લોકોનુ ભયાનક દારિદ્રય નજરે પડતા જ કુ કઠોર ધરતી પર પછડાતો અને આઘાત પામતો જયા વસુન્ધરાએ છૂટે હાથે બક્ષીશ વેરી હોય ત્યા આ લોકો આવા દુખી અને ગરીબ કેમ રહે એની ગને નવાઇ લાગની મને કાશ્મીરની ખનિજ સપત્તિ અથવા બીજી કુદરતી સપત્તિ વિષે ખબર નથી પણ મારો એવો ખ્યાલ છે કે એ પ્રદેશ એવી સપત્તિથી ખુબ સમૃદ્ધ છે મને તેમ હોય પણ હવે જે પગલા પ્રથમ લેવાના છે તેમા આ પ્રકારના વિસ્તૃત અને સપૂર્ણ નિરીક્ષણનો પણ સમાવેશ કરવો પડશે સપત્તિના નવીન પ્રાપ્તિસ્થાનો જડે નહિ તો પણ, જે મહત્વન અને યોજના પૂર્વક આયોજન કરીને આટલા છે તેટલા પ્રાપ્તિસ્થાનોનો પણ ઉપયોગ કરવામા આવે તો તે, આ લોકોના જીવનધોરણને ઠીક ઠીક પ્રમાણમા ઉચુ આણવા માટે પૂરતા થઇ પડે એમ છે સસ્તી યત્રશક્તિ મળી શકશે અને તેથી ઘણા નાના મોટા ઉદ્યોગો શરૂ કરી શકાશે, ગ્રામોદ્યોગો અને હાથકારીગરીની ખીલવણી માટે વિશાળ ક્ષેત્ર પડ્યુ છે

## લોકજાગૃત્તિનો જુવાળ

કાશ્મીરમા જાગૃતિ આવી છે અને જનતાએ પ્રવૃત્તિ શરૂ કરી દીધી છે એમ મને સમજાઇ ગયુ છેલ્લા વીસ વર્ષ દરમ્યાન હિદમાના ઘણા પ્રદેશોમા મારો આ સાધારણ અનુભવ હતો પણ એક રાજસ્થાનમા આટલા પ્રમાણમા પ્રવૃત્તિ દીઠી એ અસાધારણ અનુભવ હતો લોકોમા ખૂબ પ્રસરેલી જાગૃતિ વિષે અને વધતી જતી સ્વાશ્રયની અને સ્વબળની ભાવના વિષે શકા ન હતી. આ બાબતમા અમુક અશે કાશ્મીર બીજા કરતા આગળ વધેલુ જણાયુ હતુ આ નવા બળની સાથે સાથે જે શિસ્ત અને જાતે જ ધારણ કરેલો આ આત્મસયમ જળવાયો હતો તે નિર્ણય કરવો મુશ્કેલ હતુ મને લાગે છે કે અમુક પ્રમાણમા શિસ્ત પણ જળવાઇ હતી જો કે રાજકીય દૃષ્ટિએ વધાર વિકાસ પામેલા હિદના બીજા જેટલુ જ નહિ આ પ્રવૃત્તિનુ ટુકુ આયુષ્ય જોતા એની વ્યાપકતા અને પ્રબળતાથી મને આશ્ચર્ય થયુ હતુ, જો કે મે તો એ પ્રવૃત્તિનુ શાન્તિકાળ દરમ્યાન જ અવલોકન કર્યું હતુ સદભાગ્યે એને નેતા પણ સાચા મળ્યો હતો, કારણ કે શેખ અબ્દુલ્લા લોકોના ખરેખર નેતા છે લોકપ્રિય છે અને તેમની પૂર્વદર્શી દૃષ્ટિ તાત્કાલિન ક્ષુદ્ર કલહોમા અટવાઇ જતી નથી

પ્રજા ઉપરના કરવેરા માફ કરાવવા નગ્ન દેહે શહેરમાં ફરવાની પતિની ક્રૂર ને શરમ ભરેલી શરત પુરી કરનાર પ્રાચીન ઈંગ્લાંડની સાધ્વી સન્નારી

# લેડી ગોડીના


લેખક
ડૉ. અમૃતલાલ ઘ. પરેલ
પી એમ ડી.


અગીયારમી સદીનો સમય હતો ઇંગ્લેંડના પર્સીયા પરગણાનો ઉમરાવ લીઓફ્રીક હતો આ માણસ બહાદુર, ઉદાર અને તરંગી હતો. પર્સીયા પરગણામા કોવેન્ટ્રી નામનુ ગામ આવેલ છે આ ગામના લોકો બહુજ ગરીબ હતા ઉમરાવની જમીનદારીના કરતા હજારો પાઉન્ડનુ દેવુ કોવેન્ટ્રીની પ્રજા પર હતુ, ઉપરાંત વેઠ એ બીજા લાગાઓ–વેરા પણ આ લોકોને ઉમરાવને ભરવા પડતા હતા. કરવેરાના અસહ્ય ભારથી ગામની પ્રજા કચડાઇ રહી હતી. ઉમરાવ લીઓફ્રીક કર ઉઘરાવવાની બાબતમા ઘણોજ સખત અને હૃદયહીન હતો છતા તેના અંતરમા ઉદારતાની ભાવના છુપાઇ રહી હતી. આ ભાવનાને કોઈ સજીવન કરે નહિ ત્યા સુધી ગામના લોકો ઉપરનુ દેવુ માફ થઇ શકે તેમ હતુ નહિ ગામના લોકોએ ઉમરાવને એક વખત યાચના કરી, પણ નિરર્થક ગઈ આખરે કોઇએ ઉપાય સુચવ્યો કે ઉમરાવની રાણી લેડી ગોડીના બહુજ ઉદાર એ લાગણી પ્રધાન છે તેને પ્રજાના પ્રતિનીધીઓએ જઇને મળવુ લેડી ગોડીના ઘણીજ સુંદર, સુશીલ, દયાળુ અને લાગણીવાળી હતી. લોકોના આ દુખની કહાણી તેણે દુખી હૃદયે સાંભળી અને તેમનુ દેવુ માફ કરાવવાનુ અને શહેર પરના કરવેરા અને વેઠ તદન કાઢી નાખવાનુ તેણે પ્રજાના પ્રતિનીધિઓને વચન આપ્યુ લેડી ગોડીનાએ ઉમરાવ લીઓફ્રીક આગળ આ બાબત વિનંતી કરી. લીઓફ્રીક સ્વભાવે ઉતાવળો એ કંજુસ હોવાથી પહેલા તો તેણે લેડી ગોડીનાની આ વિનંતીનો અસ્વીકાર કર્યો. રાણી ફરીને કરગરી, ઉમરાવને એક તુક્કો સુઝ્યો. આ તુક્કો બીજો કાંઇ નહિ



પણ લેડી ગોડીનાની ક્રૂર અને નિર્લજ મશ્કરી હતી. લેડી ગોડીનાને તેણે નીચે મુજબ કહ્યું

" વ્હાલી ગોડીના, તુ તારા વસ્ત્રોનો ત્યાગ કરી નગ્ન થઈ એક સફેદ ઘોડા ઉપર સ્વારી કર અને ખરે બપોરે કોવેન્ટ્રી ગામની ભર બજારે એક છેડાથી બીજા છેડે ઘોડા ઉપર જા, આમ કરીને તુ પાછી આવે એટલે તારી માગણી હુ કબુલ કરીશ. "

કેવી સખત, ક્રુર અને શરમ ભરેલી શરત ! લેડી ગોડીના મુંઝાઇ ગઇ શુ કરવુ તે તેને સુઝ્યુ નહિ તેના હૃદયમા અવનવુ મંથન જાગ્યુ એક બાજુ પ્રજા તરફની લાગણી, તેમને આપેલુ વચન અને બીજુ બાજુ પોતાની અપકીર્તી, જાહેરમાં બારેમાં ભારે અપમાન, જે સ્રીમા પવિત્રતા, સતીત્વ, સુંદરતા ને શરમ હોય છે તે પોતાની સુંદરતાનુ પ્રદર્શન કરતી નથી. પોતાના સુંદર શરીરને તે વધારે પડતુ કપડાથી ઢાંકે છે, રસ્તા પર નીચી દ્રષ્ટિ કરીને ચાલે છે આવી સ્રીને ખરે બપોરે ભર બજારમા ઘોડા ઉપર બેસી, વસ્રો ત્યાગ કરીને જવુ તે કેટલુ ભેંકર અને મુશ્કેલ લાગે ! આવુ કૃત્ય કરવા કરતા તે મૃત્યુને વધારે પસંદ કરે ! લેડી ગોડીના સાધ્વી અને સતિ હતી પોતાની સુંદરતાનુ આમ પ્રદર્શન ? કેવી

રીતે કરી શકે ? પરંતુ તેના હૃદયની અંદરની દયા ને પરોપકારની લાગણીએ તેને પરવશ કરી નાખી હતી તેણે મનમા વિચાર્યું કે મારી સુંદરતા લોકો જોઇ જશે તેમા મને શું નુકશાન છે ? જ્યા સુધી મારૂ મન પવિત્ર છે, મારા પતિ સિવાય અન્યને હું ભાઇ સમાન ગણુ છુ અને મારા પતિ પર અનન્ય પ્રેમ છે ત્યા સુધી હું નગ્ન થઈને સારા જગતમા ફરૂ તો પણ મારી પવિત્રતા અને સતિત્વને આંચ આવવાની નથી વળી આવું કૃત્ય હું લોકોના ભલા ખાતર જ કરૂ છુ, આ પણ મારી એક કસોટી છે આ મહાન અને બહાદુરીભર્યું કૃત્ય કરવામા તેણે ઇશ્વરની સહાય માગી બીજે દીવસે તેણે ઉમરાવને જણાવ્યુ કે તેમણે કરવા ધારલી કસોટીમાથી પોતે પસાર થવા તૈયાર છે ગામના લોકોમા હોહા થઇ રહી. લોકો તો દીગમુઢ થઇ ગયા. તેમણે લેડી ગોડીનાને વિનતી કરી કે એક સતિ, સાધ્વી સ્ત્રીની કીર્તિને ઝાંખપ લાવવા કરતા તેઓ પોતાના દુખ સહન કરી લેશે અને દેવુ-કરવેરાઓ મહેનત કરી ભરી દેશે લેડી ગોડીનાએ તેમની આ વિનતીનો અસ્વીકાર કર્યો, તેના હૃદયમા તો સેવા કરી મરી ફીટવાનીજ તમન્ના જાગી હતી. બીજે દિવસે લેડી ગોડીનાનો સફેદ ઘોડા ઉપર સ્વારી નીકળી, ગોડીનાને કુદરતે આપેલા લાંબા વાળે તેનુ સુંદર શરીર ઢાંકવામા થોડી ઘણી મદદ કરી લોકોએ સ્વેચ્છાથી પોતાના ઘરના બારી બારણા બંધ કરી દીધા, દુકાનો બંધ થઇ ગઇ, રસ્તા ઉપર એક પણ માણસ ફરકતુ દેખાયું નહિ લેડી ગોડીનાના હૃદયમા તો સુખ અને દુખ બન્નેની ઉર્મિઓ ઉછળી રહી હતી દુખ એટલા માટે કે સતિત્વ અને પવિત્રતાના સિધ્ધાંતની વિરુદ્ધ તેને પોતાની સુંદરતા જગતને દેખાડવી પડી સુખ એટલા માટે કે અપકીર્તિનો કલશ સ્વીકારી લેવા છતા લોકોની ખરી સેવા તે બજાવતી હતી લેડી ગોડીનાના આ નગ્ન પ્રયાણ દરમ્યાન એક અદ્ભુત બનાવ બન્યો લેડી ગોડીનાનો ટોમ નામનો ઘોડાવાળો બધા લોકોની જેમ ઘરમા સંતાઈ ગયો હતો, પરંતુ તેને પોતાની શેઠાણીના શરીરની સુંદરતા જોવાનો અભરખો થઇ આવ્યો. પોતાના ઘરની બારીને જરાક ઉઘાડી રાખી તેમાથી તે પોતાની શેઠાણીની અદ્ભુત સુંદરતા જોવા યત્ન કરી રહ્યો હતો, આખરે તો ઘોડાવાળો જ ને ! તેના કમનસીબે તેનો તીન દ્રષ્ટિવાળો ઘોડો કે જેના ઉપર લેડી ગોડીના સ્વારી કરી રહી હતી તેણે બારીની ફાટમાથી ઘોડાવાળા ટોમને જોયો અને પોતે હણહણ્યો ! લેડી ગોડીનાની દ્રષ્ટિ તે ઘર ઉપર અને બારી ઉપર પડી તેણે ટોમને તેવું નીચ કૃત્ય કરતા જોયો સતિની ઇચ્છા ન હોવા છતા ઇશ્વરે ચમત્કાર બતાવ્યો, ઘોડાવાળો ટોમ તરતજ આંધળો થઇ ગયો ! લેડી ગોડીના પોતાનુ કાર્ય પુરૂ કરી ઉમરાવ પાસે ગઇ ઉમરાવ તેની આ સેવાભાવના, ત્યાગ વૃત્તિ અને સાહસથી ખુશ થઇ ગયો અને કોવેન્ટ્રીના ગામના લોકોના બધા કર અને દેવુ માફ કર્યા લેડી ગોડીનાની કીર્તિને યશના બધે વખાણ થયા પેલા ઘોડાવાળા ટોમને આવેલા અંધાપાથી લોકોને લેડી ગોડીનાના સતિત્વની ખાત્રી થઇ અને આજપર્યંત તે ગામના લોકો આ સાધ્વી સ્ત્રીને એક મહાન સતિ તરીકે યાદ કરે છે ઉમરાવ લીઓફ્રીકને પણ પોતાની પત્ની પ્રત્યેના આ ક્રુર અને દયાહીન કાર્યથી ઘણો જ પસ્તાવો થયો અને તેના હૃદયનો પણ પલટો થયો.

મહાન અંગ્રેજ ચિત્રકાર સર એડવીન લેન્ડસીયરે લેડી ગોડીનાનુ, નગ્ન શરીરે ઘોડા પરની સ્વારીનુ ચિત્ર બનાવી લેડી ગોડીનાની અદ્ભુત કહાણીને અમર કરી છે આ સુંદર ચિત્ર નેશનલ હીસ્ટોરીક સોસાયટીના આર્ટ ગેલેરીમા હજારો મનુષ્યો દર વરસે જુએ છે આ ચિત્રની નીચે નીચે મુજબ શબ્દો લખેલા છે

" પવિત્રતા રૂપીવસ્ત્રો ધારણ કરી, પછી તેણીએ ઘોડા ઉપર સ્વારી કરી "

# અગર બેટો ન હોત તો?

મુળલેખક શૌકતઅલી થાનવી
અનુવાદક શ્રી દનુ શાહ

હું કોઇ તત્ત્વ ચારનો અભ્યાસી નહોતો, એની ઘરવાળી પણ એ દર્શનથી પરીચિત ન હતી, પણ ભગવાનની મહેરબાનીથી છોકરાએ જન્મથી જ હોશીયારી કેળવી હતી. કોઇ કોઇ વખત એની (છોકરાની) બુદ્ધિથી અમારૂ મગજ ભમી જાય છે. વાત પુછે છે, વાતનું મૂળ પુછે છે, વાતની શાખા પુછે છે, અહીંની વાતથી દુનિયા સુધીનું બધુ જ પુછી નાખે છે. હવે એને કોણ સમજાવે કે તારો બાપ થોડુ ઘણુ જ ભણ્યો છે, તે થોડી વિદ્યાના વાદ વિવાદને શું સમજે? જેને હું ઓળખવા ઇચ્છુ છું અને ન ચાહે છોકરાના પ્રશ્નનો આડો અવળો જવાબ નથી આપી શકતા તો પછી બાપ શા માટે થયા છો? પછી આ પણ ઓછી શરમની વાત છે કે પિતા થઈને પુત્રના પ્રશ્નો માટે ગલ્લાં તલ્લાં કરૂં? એ પણ દેખીતુ છે કે વિવશ થઈને મારે લાચાર થવુ પડે. છોકરો પ્રશ્નો પર પ્રશ્નો કરે છે અને મારે તેના જવાબ આપવા પડે છે. આજે મેં એને કહ્યું, 'ચાલ બેટા કાલ બકરી ઈદ છે માટે તારા વાળ કપાવી દઈએ.'

કહેવા લાગ્યો, 'પિતાજી! શું કાલ બકરીઈદ છે?'

હવે મને ખબર પડી ગઈ કે બકરી ઈદનો છોકરાનો વાદ વિવાદ લાંબુ પહોળુ રૂપ પકડશે, કે જેનો અંત દાવ તો શું પણ આવતા વર્ષની બકરી ઈદ સુધી ના યે જ આવે. પછી મેં વાત ટાળવાના ઇરાદાથી કહ્યું 'પહેલાં જઈને વાળ કપાવી લે, એ બાદ તને બકરી ઈદ શું છે તે કહીશ.'

તો પણ કહેવા લાગ્યો, 'જી નહી! મને તો સમજાવો જ કહો.'

મેં એનું કાંડુ પકડીને કહ્યું, 'તું વાળ કપાવતો જઈશ અને હું કહેતો જઈશ.'

તે અક્કડ થઈને કહેવા લાગ્યો, 'પહેલાં પહેલાં કહેશો તો જ હું વાળ કપાવીશ.'

મારે આવતી કાલની બકરી ઈદને લગતું ઘણું જ કામ હતું, એથી છોકરાના આ ચાળા મને રહેજ ખરાબ લાગતા હતા. તમે પણ જાણી શકો છો કે હું આ વખતે બકરી ઈદ શું છે તે સમજાવવા બેઠો હોત તો શું થાત? વળી તે રહ્યા સહ્યા પ્રશ્નો પણ કરત કે જેને મારે સમજાવવા પડત, એ વિના બીજું શું થતે? ન તો મારા વાળ કપાત, ન એના, ન તો હું બકરૂ ખરીદવા જઈ શકત કે ન તો કોઈના માટે કોઇ કસાઈનો પ્રબંધ કરી શકત, પણ મારે આ પ્રશ્નોનો ઉત્તર આપવામાં મારો વખત પુરો કરી દેવો પડત.

મેં જરા બાપ બની કહ્યું, 'ચાલ પહેલા વાળ કપાવી લે.'

તે વળી પાછો સત્યાગ્રહ કરતો હોય તેમ અક્કડ થઈને બોલ્યો 'મને પહેલાં કહી દો.'

સંભવીત હતું કે દનુ જેવા—જરા નાના—છોકરાની આ ઉદ્ધતાઈ મને ત્યાં સુધી ઉશ્કેરી મુકત કે હું લાઠી 'ચાર્જ' જો એ નહી તો 'હાથચાર્જ'—ચાંપાજીની શરૂઆત કરી દેત.

પણ આ રસાક્સીના બરાબર મોકા પરજ તેની મા આવી પહોંચી. અને મારી પકડ કુદ'તી રીતેજ ઢીલી થઇ ગઇ નહી તો બકરી ઇદ શુ છે, ની સાથે સાથે મારે છોકરા પર આ પ્રકારની સખતાઇ કરવી ઉચીત છે કે નહી તેને જવાબ શોધવો પડત પણ આ વાતની પર જરા પણ વિચાર ન થાત કે છોકરાએ તેના ગરીબ બાપની સાથે રસાકસી કરવી ઉચીત છે કે નહી? તેને આવતાની સાથે કહેવા માંડયુ, 'શુ છે?'

છોકરાએ અપરાધીની માફક બહાનુ કરયુ અને દર્દભય ચહેરો બનાવી રડવાનુ શરૂ કર્યુ' અને મે પણ એક ગુનેગારની માફક તે પર ડાઇ ગયો હોય તેમ મારો જવાબ આપતા કહેવા માંડયુ, 'શુ હોય? કઇ નહી' તને ખબર છે કે આજે કેટલુ કામ કરવાનુ છે હુ ઇચ્છતો હતો કે એના અને મારા વાળ કપાવીને મુક્ત થાઉ, પણ કેમે કરીને તે ચાલતોજ નથી, અક્કડ થઇને ઉભો રહ્યો છે'

મારી જુબાની પુરી થઇ નહતી ત્યાંતો એ ચાલાક છોકરાએ મારી જુબાનીને કાપતા એની જુબાની આપવાની શરૂઆત કરી

'જી, નહી' મે તો પિતાને પુછ્યુ કે બકરી ઇદ શુ છે? એ બતાવતા નથી અને મને પકડીને ઘસડી જાય છે'

હુ તો પુરી રીતે નિર્દોષ હતો. એ વિચારથી બોલી ઉઠ્યો, 'હુ કહી રહ્યો છુ કે ચાલ વાળ કપાવવા, તુ વાળ કપાવતો જાઇશ ને હુ કહેતો જઇશ કે બકરી ઇદ શુ છે'

બેગમ સાહેબે અમારા બન્નેની જુબાની સાંભળી ફેસલો આપી દીધો 'ભગવાન' તોબાહ! તમે પણ (હુ) છોકરાની માફક હુડ કરો છો, જો એ પુછતો હતો કે બકરીઇદ શુ છે, તો તમે એને કહી દીધુ હોત તો વાત પતી જાત, પણ તમે જ જીદ્દી છો'"

તમે જોયુ કે માએ મમતાના લીધે કેવો એક તરફનો ફેસલો કર્યો છે અને આ જીદ્દી છોકરાને મા તરફથી જે પ્રોત્સાહન મળ્યુ તેને પણ સાથે સાથે ધ્યાન કરજો કે કદમા છોકરો ફરીથી અક્કડ થઇ ગયો ને હુ શરમાઇ ગયો આ પ્રમાણે બેગમ સાહેબે ફરીથી કહ્યુ, 'તો આને કહી દોને કે બકરી ઇદ શુ છે?'

હુ પણ ગુસ્સામા બેસીને બકરી ઇદનો આખોય ઇતિહાસ કહેવાને તૈયાર થયો. કહેવા માંડયુ. 'બકરી ઇદ એક તહેવાર છે'

છોકરાએ પુછ્યુ, 'એ તહેવાર કેમ છે?'

મે કહ્યુ, 'અમારા મુસલમાનોના એક પયગમ્બર હતા, હજરત ઇબ્રાહીમઅલિ અલિહસ્સલામ, એમના સમયથી આ બકરીઇદ શરૂ થઇ'

મારા એ છોકરાની માએ કહ્યુ, 'જી નહી બોટુ છે, એને આવી વાત ના કહેશો. નહી તો એ અત્યારથી અવળે માર્ગે-નીતિભ્રષ્ટ થઇ જશે એને ત્યાથી બતાવો કે જે વખતથી દુનિયા ઉત્પન્ન થઇ ત્યાથી કુરબાનીની શરૂઆત થઇ અર્થાત્ હજરત ઇબ્રાહીમઅલિ અલિહસ્સલામના બે છોકરાએ કુરબાની કરી હતી, અને એમાથી એકની કબુલ થઇ હતી અને એકની નહી.'

હવે એ તો ઠીક હતુ કે એ વખતે બીજો કોઇ માણસ હાજર નહતો, પણ નિર્દોષ છોકરાએ એની માની સરખામણીમા મને મુર્ખ નહી તો બીજો શુ કલ્પ્યો હશે? તો પણ હુ તો સાહસ કરી મારી યોગ્યતાનો માલો બેસાડીને કહેવા લાગ્યો, 'સારૂ, એમ માનો કે એ હજરત આદમના બે બેટાએ

મે કહ્યુ, 'હવે તને શુ ફીકર છે, એ તો વાત પોતે સમાપ્ત થઈ ગઈ છે।

એણે ભયાતુર વદને કહ્યું, 'જી નહી, હુ તમારી સાથે નહી આવુ '

મે કટાણાને પુછ્યુ, ' કેમ ? '

કહેવા લાગ્યો, ' તમને ખબર છે કે મેંઢો નથી મળ્યો એથી તમે મને આ બહાનાથી બલિદાન આપવા માટે લઈ જઈ રહ્યા છો '

મેં જોરથી હસીને કહ્યું, ' નહી બેટા તુ ઊંધુ સમજ્યો હવે એવુ નહી થાય પણ જો હજરત ઇબ્રાહીમને મેંઢો ન મળ્યો હોત તો એમ થાત, પણ એના હોવા છતા પણ તારા બલિદાનનો પ્રસગ ન આવે એટલા માટે પહેલા હુ કુરબાન થઇ જાઉ છુ '

એણે ડરીને કહ્યુ, ' તમે તો મને કુરબાન કરશો '

એમને સમજાવતા કહ્યુ, ' તમને યાદ નથી કે ગઈ સાલ મેંઢો કુરબાન થયો હતો-જો તમારે કુરબાન થવુ હોત તો આજ સુધી કુરબાન થઇ શકતે '

એને મને કસાઈ સમજીને હાથ છોડાવી કહ્યુ, ' ગયે વરસે મેંઢો મળી ગયો હતો તો એ કુરબાન થઈ ગયો હતો, હવે નહી મળે તો હુ કુરબાન થઇ જઇશ '

હવે વાતાવરણ એવુ થયુ હતુ કે ગુસ્સો અથવા જબરજસ્તીથી કામ લઇ શકાય તેમ નહતુ ખુશામત અને નમ્રતાથી કામ લેવાની કોશીષ થઇ રહી હતી પણ એ છોકરાના મનમા શકા રહી ગઇ હતી કે મને સમજાવીને બલિદાન આપવાની કોશીષ થઈ રહી છે એને જેટલો વધારે સમજાવવામા આવતો તેટલો તે વધારે ભડકતો હતો.. અહીંથી જરા આગળ સમજાવવાની કોશીષ કરી તો તે ડુ ખપૂર્ણ આ પ્રણાલીકા પર એટલો બધો રોયો કે અમારે પણ છોકરાની લીધે આસુ સારવા પડયા પણ જયારે તે શાત થયો અને મે એનો ભય દૂર કરવાની ઇચ્છા કરી તો એણે ફરીથી પુછ્યુ કે, ' જો મેંઢો ન હોત તો ! '

મે પહેલેથી છેવટ સુધી આખી ઘટના ફરીથી સમજાવી અને એનો અર્થ અને કર્તવ્ય સમજાવ્યુ, પણ જયારે હુ સમજાવી રહ્યો કે તરતજ એણે કહ્યુ કે, ' જો મેંઢો ન હોત તો ? '

લાચાર થઇને અમારે નિશ્ચય કરવો પડયો કે એના વાળ ન કપાવવા. જયાર તે કાને ખુદ એની આખોથી મેંઢાને કુરબાન થતાં જોશે ત્યારેજ એનો આ ભય એ રીતે દુર થશે

હજુ પણ તે આજે કહી રહ્યો છે કે, ' તમને મેંઢો મળી ગયો, એથી તમે એની કુરબાની કરી દીધી, પણ જો અગર મેંઢો ન હોત તો ? '

હવે બતાવો કે હુ શુ જવાબ આપુ ?



હ / હજાર વર્ષ પહેલાની વાત છે એ
સ ભગવાન બુદ્ધનો જમાનો હતો ભગવાન
બુદ્ધ પોતાના ઉપદેશથી સમાજને સદ્માર્ગે
વાળવા તનતોડ મહેનત કરવા લાગ્યા હતા

વીસ વસતો નીહાળી છે, એવા એક
બ્રહ્મચારીના ગો પર ભવ્ય તેજ ઝળહળી
રહ્યુ હતુ તે બુદ્ધિમાન તેમજ વિદ્વાન હતો
'મારી પ્રશસા સર્વજ્ઞ થાય' એજ હેતુથી
તે અનેક શાસ્ત્રોનો અભ્યાસ કરવા તત્પર
બ યો વિદ્યા પ્રાપ્તિ મા' અનેક વિદ્યાપીઠોમા
તેણે અભ્યાસ કર્યો શાસ્ત્રજ્ઞ બન્યો. દરેક
નવીન કળા તે હસ્તગત કરવા મથતો. તેની
જ્ઞાન પીપાસા વધતી ગઈ।

તીર બનાવનાર જોયો અને તીર બનાવતા
શીખ્યો બીજા પાસે ધનુર્વિદ્યા શીખ્યો,
પરદેશમા જઈ વહાણ બનાવતા શીખ્યો,
સ્થાપત્ય કળા પણ હસ્તગત કરી. મલ્લવિદ્યા,
સગીતકળા, તત્ત્વજ્ઞાનકળા, લેખનકળા, ચિત્ર
કળા, વિ મા તે નીપુણ બન્યો હવે તે
સ્વદેશમા આવ્યો

"મારા જેવો વિદ્વાન અને સર્વ કળાને
જાણનાર કોઈ માણસ આ વિશ્વમા છે ?'
તે પ્રશ્ન પૂછતો

ભગવાન બુદ્ધની નજરમા આ યુવાન
આવ્યો. "તેના ગર્વનુ ખડન થવુ જોઈએ
તેના અહભાવ નષ્ટ થવોજ જોઈએ" તેમણે
વિચાર કર્યો. આ માટે તે જાણે છે તે કરતા
પણ વધુ મુલ્યવાન તત્ત્વોનુ જ્ઞાન તેને કરાવવુ
જોઈએ બસ નિશ્ચય થઈ ગયો, વૃદ્ધ સ ન્યા
સીનુ રૂપ લઈ લીધુ એક હાથમા કમડળ
અને બીજા હાથમા ભીક્ષાપાત્ર લઈ તેઓ
યુવાન સામે ઉભા રહ્યા

"આપ કોણ છો ?' યુવાને પ્રશ્ન કર્યો

'હુ, હુ આત્મસયમી છુ—મારા પોતાના
પર કાબુ ધરાવુ છુ" જવાબ મળ્યો,

"એટલે ?" યુવાનને કઈ સમજ ન પડી

"તીર બનાવનાર તીર બનાવે છે, ધનુર્ધારી
તે વાપરે ને ચિત્રકાર મોહક ચિત્રો નિર્મી
શકે છે પ્રતિભાશાળી કવિરાજ હૃદયગમ અને
યુગો સુધી અમર રહે તેવા કાવ્યો રચે છે
વિદ્વાન વાદવિવાદ કરે છે, પણ જ્ઞાની તો
આત્મવિજય મેળવે છે' સ ન્યાસીએ
જવાબ આપ્યો

"સન્યાસીજી, જ્ઞાની આત્મવિજય કેવી
રીતે મેળવે છે ?" યુવાનની જીજ્ઞાસા વધી

"જનતા પ્રશસાનાં પુષ્પો વેરે કે નિંદાની
વર્ષા વરસાવે તેની સાથે આત્મ-સયમીને
કાઈ સબધ નથી તે હમેશા શાંત રહે છે
તેની શાતિમા કોઈ ખરેખ પહોચાડી શકતુ
નથી તે હમેશા સચેતજ રહે છે'

વૃદ્ધ યતિની મધુર વાણી આગળ વધી

"તેનુ મન શાત રહે છે કારણ તે હમેશા
સદ્વર્તન, દેશસેવા, સમાજસેવા વિ કાર્યો-
માજ મગ્ન રહે છે'

બ્રહ્મચારી સાભળી રહ્યો, વિદ્વત્તાનુ
અભિમાન તો ક્યાય જતુ રહ્યુ તેનો અહ
કાર નષ્ટ થયો જ્ઞાનનુ સ્પષ્ટ સ્વરૂપ હવે તેને
સમજાયુ—દેખાયુ તેણે માથુ નમાવી દીધુ
શ્રદ્ધાથી-ભક્તિભાવથી તે ભગવાન બુદ્ધ
ચરણોમા ઢળી પડયો.

"બેટા, તારા જ્ઞાનનો પ્રારભ આજ
જ થાય છે **નમ્રતા એજ જ્ઞાનનો પ્રાર**
**-જ્ઞાનનુ પ્રથમ સોપાન**" ભગવાન
યુવાનને ઉપદેશ આપ્યો

યુવાનની આંખમા આસુ આવ્યા
ફરીથી ચરણો પકડી લીધા ભગવાન
આશિષ આપી વિદાય થયા.

[ શ્રી બાલબધુની વાર્તા પરથી

# 'ડુંગરા ડોલે'

રાગ

ડુંગરા ડોલે રે લોલ —ટેક

ડુંગરા ડોલે કે મોરલા બોલે રે લોલ,

ડુંગરા..

છાયો ઘનઘોર ઊંચા ઊંચા આકાશમાં,
વીજળડી ચમકે છે વ્યોમના વિતાનમાં,
અંધારા અંચળા ઓઢે,
કે ડુંગરા૦
ડુંગરા

વનમાં વનરાઇ હીલોળે આનંદમાં,
સૃષ્ટિ અમૃત જાણે ઝીલે ઉમંગમાં
માનવના મન ફૂલ તોલે,
કે ડુંગરા૦
ડુંગરા

દૂર દૂર આકાશે ચડતા વંટોળિયા,
દુંદુભી જેમ ઊંચે ગાજે મેહુલિયા,
અવની અંતરપટ ખોલે,
કે ડુંગરા૦
ડુંગરા..

ધરતીની કાયામાં દીસે નવિનતા,
મારું મનડું ય નાંક ત્યાગે મલિનતા,
હૈયું હરખલેર ઝોલે,
કે ડુંગરા૦
ડુંગરા...

સુન્દરમ્

# દર્દો અને દવાઓ

પિત્તાશયથી થતા છાતીના દરદો માટે અર્જુનવૃક્ષની આતરછાળ તોલો ૦। લઇ સવાર સાંજ પાંચ તોલા લીમડાના પાન સાથે લેવાથી ઘણો ફાયદો થશે.

×

કાનનું દરદ દૂર કરવું હોય તો વાસના ०॥ ઔંસ તાજા રસમાં ०॥ ઔંસ મધ મેળવી દિવસમાં બે વાર લેવાથી સારો ફાયદો થશે અને જો કાનમાં રસી થતી હોય તો આકડાનું પાન ગરમ કરી તેનો રસ કાઢી તેના ચાર ટીપાં સુખડના તેલના ત્રણ ટીપાં સાથે મેળવી રોજ રાત્રે સુતી વખતે કાનમાં નાખવાથી રસી બંધ થઇ જશે

×

કબજીયાત એ ઘણા રોગોનો જનક છે આ કબજીયાત કાયમ માટે નિર્મુળ કરવી હોય તો ૪૫ દિવસ સુધી સવાર સાંજ ०। શેર ગરમ દુધમાં ૨॥ તોલા ગરમ ઘી નાખી પી જવું ને પેટ પર સવાર સાંજ ૩૦ મીનીટ ગરમ પાણીથી શેક કરવાથી કબજીયાતનું દર્દ નાબુદ થશે

×

સુવાવડમાં ગર્ભાશય નબળું પડે છે ત્યારે છાતીમાં ગોળો ઉપડી ઘણીવાર ગભરામણ અને ઉલટી થાય છે કાનમાં અને છાતીમાં અવાજો થાય છે. આવા પ્રસંગે પીપળીમુળ ०। તોલો, ઉપટ કમળ ।। તોલો અજમો ०। તોલો, લોદર ०। તોલો, જાયફળ ०। તોલો, કુવાર ०॥ તોલો અને પાણી ૧૦ તોલા લઈ બધું સાથે ઉકાળી પાય તોલા જેટલું પાણી બાકી રહે ત્યારે તેને ગાળી તેમાંથી બે ભાગ કરી સવાર સાંજ લેવાથી બેએક માસમાં આ દરદ દૂર થશે

આ ચોપડીઓના થોડા, ખોખા પડારા વગેરેની વચ્ચેનો " ખાલી ભાગ ' કદીયે ખાલી નથી દેખાતો. કાગળીયાના કાપલા, વેરણેની ચોપડીઓ, કાતર, છરી, ગુંદર, એક પથારી તે ન ગણાવી શકાય તેવી જાતજાતની વસ્તુઓ અગડબગડ પડેલી હોય છે વ્રુના ગ્રન્થોનો આ અખાડો છે

ઘણુ ખરૂ આ બધી મોટા ઉપરની ચોપડીઓના કાતરિયાની વચમા ખડકલા ચાલેલા હોય છે અને તે પાછી ગોઠવેલી હોય ત્યારે પણ એ સ્થળ અવર્ણનીય અવ્યવસ્થાનુ સાદુ દષ્ટાંત પૂરૂ પાડતુ રહે છે

જ્યારે જોઇએ ત્યાર કાતરિયુ ગેપ લાગે—સાવ ગેપ, અને એ બધા માયા વિસ્તારની વચમા પચરગી તાપણી ભેગી જેવા એમના પુસ્તક ભડાર વચ્ચે, ઊનનુ સ્વેટર, પાતળી કાયા, ઘુ ઘરાયેલા દહોડ દહોડ વેત લાગાવાળ ધુન ભરી આખો, અડુકડી બેઠક તથા નિત્ય સગાથી છીકણીની દાબડી અને ચાના પ્યાલા સહિત બિરાજમાન એ મૂર્તિ અનેક પ્રકારે કાર્ય કરતી, પુસ્તકો કાગળિયા પૂઠા કાતર, ગુંદર ઈ સાથે વાત્ચીતપણે મસ્તમજ્ઞાક કર્યા જ કરતી હોય છે એને નથી એનો થાક, નથી એનો કટાળો, એમા જ એ મન છે એ કાતરિયામા એ નગભાગે અને લગભગ અહેર્નિશ ભળી ભળી જાય છે કનારાના કનારા સુધી, રાતના બબ્બે વાગતા સુધી એ મૂર્તિ પુસ્તકાલી ઉથલ પાથલ, સજાવટ, સુવ્યવસ્થા, ગોઠવણ, સાદસૂચી, ઉથાનાસ, ઉતારા ટાચણ નોંધ ઈ કર્યા જ કરે છે, રજીસ્ટરોની ગ્રાદી ધુટીઓ રચે છે, ઉખેળે છે રદ કરે છે, નવી રચે છે, વળી રદ કરે છે, વળી રચે છે

કોઇ કહેશે કે ' આ નગ્નનનુ અને માનવીનુ, એ બે કાતરિયામાથી વધારે ગેપ કયુ હશે!

એ વ્યક્તિનુ નામ આપવાની જરૂર છે

ચોપડીઓ એટલે રમણિકભાઇ, એમ કદાચ ન કહી શકાય, પણ રમણિકલાઈ એટલે ચોપડીઓ, એ સાવ સાચી હકીકત છે પુસ્તકોમાં એ ઓતપ્રોત છે એના માતા પિતા, બંધુ, સખા, વિદ્યા, દ્રવ્ય ગ્યાર, એનુ સર્વ કે પુસ્તકો જ છે એમના સ્ત્રી સતાન પણ પુસ્તકોના થોયા જ છે, બીજા છે જ નહિ

એ " વિદ્વાન " નથી, પણ એમની ગરજ ગુજરાતના જેટલા વિદ્વાનોને પડે છે તેટલી એ લોકોને બીજા કોઇ "અવિદ્વાન"ની પડતી હોવાનુ મારા જાણવામા નથી.

એ 'લેખક' નથી, પણ આપણા લેખકોમાના કેટલા બધા જેને ઘણા મોટા અને સમર્થ કહેવાય એવા કવિઓ તથા લેખકો, એમની પાછળ એમની મદદ માટે લાગેલા રહે છે ।

એને " લખતા આવડતુ નથી, " છતા કેટલા કેટલા વિદ્વાના તથા માહિતીથી તરબતર ભરેલા પુસ્તકો માટે એમના ઋણી છે ! રમણિકભાઇ પાસેથી મેળવેલી મદદનો જો દરેક મદદ લેનાર લેખક નિખાલસપણે સ્વીકાર કરવા પૂરતુ મોઢુ મન રાખવે તો છેલ્લા ૧૫–૨૦ વરસમા પ્રકટ થયેલા ઉત્તમ ગ્રન્થો રમણિકભાઇનુ નામ માન ભર્યું આભાર દર્શન રાખવે, પણ લેખકો પોતે જ લખે કે તે બધુ પોતાનું જ છે એવ બતાવવા કર વાનો લોભ ગખતા હરે સામા મત જાણીતા છે, અને રમણિકભાઇને એવા આભાર દર્શનની પડીયે નથી એમનો તો એ વ્યાસગ છે, ધૂન છે શોખ છે

આ પ્રામુખના મસુગમાં આવનાર ભાગ્યેજ કોઇ હશે કે જે એમની પૂઠ પાછળ અને કેટલીવાર એમને મોઢે પણ, એમને

"વિચિત્ર" કહેતા ન હોય, અને ખૂબી તો એ છે, કે ગોળગોળ કે કલ્પિતપણે પણ પોતાનું એવું વર્ણન સાંભળીને રમણિકભાઈનું મુખ મોં મલકી ઊઠે છે, એ સોએ ટકા એ પીને છે ! ઘણા તો એમ પણ કહે છે કે રમણિક ભાઈ એટલે વિચિત્રતા, અને વિચિત્રતા એટલે રમણિકભાઈ એ ખરૂં છે, ને ખોટું પણ છે

રમણિકભાઈ પુસ્તકોમાં-જૂના પુસ્તકોમાં એવા તદ્રૂપ રહે છે, કે સહવાસી જેવો ચહેરો અને સ્વભાવ થઈ જવાના કીટ ભ્રમરને નામે ઓળખાતા જાણીતા ન્યાય અનુસારજ આ ભાઈનો પણ વિકાસ થયો લાગે છે ! પોતાના પરિવારની વચમાં, એમની સાથે ખેલતા, રમતા, એમને રમાડતા, મારતા, પીટતા, પંપાળતા, પોંખતા, પોખતા એ ભાઈ એમનાજ જૂના થોથાં જેવા લાગે છે જાણે છીતનું જૂનું પુસ્તક, વીંખાએલું ને થોડું ચૂંથાએલું, પણ કાળજીથી સાચવેલું પુસ્તક પણ એ બહાર સક્યુલેશનમાં નીકળે, ત્યારે ઉપર સુન્દર સ્વચ્છ પૂઠું ચડાવેલું ! એવા એ પુસ્તકકાર છે

શિયાળા ચોમાસામાં લાંબો બંધ ગળાનો કાળો ગરમકોટ, ને ઉનાળામાં એવોજ સફેદ કોટ, ચારે છેડે શેઠિયાશાઈ ઢબે પહેરેલું ઝીણું ધોતીયું, માથે કાળી ભાળી ટોપી, અને ટ્રેન ગરમ સ્વેટર પગમાં સ્લીપર, ખીસામાં તપ કીરની ડબી, ને વિવમાં આઠમી અરાડ ચાના પ્યાલાનો સહાર-ઘણાં વરસો થયા, ત્રીસ પાત્રીસ વરસ થયા એ ઠાઠ એના એ દીઠા છે એજ અચળ ઠઠ છે ને એ બન્યો રહે !

પાત્રીસ વર્ષ થયા આ સજાવટમાં ફેરફાર નથી દીઠો હા, માત્ર થોડો સમય ટોપીનો રંગ સફેદ થઈ ગયો હતો, પણ ઝટ દઈને પાછું અસલ રૂપ આવી ગયું હતું

અને જૂના, દુષ્પ્રાપ્ય-અપ્રાપ્ય ગ્રન્થોના સંગ્રહ તથા પરિશીલનનો એમની હાવની ટેવ ર્ટ થયે પણ ટીસેક વાતો થવાંજ હશે

૧૯૧૫-૧૬થી માંડીને, જ્યારે કાલેજમાં માંડ બે ત્રણ સાઈકલો દેખાતી ત્યારે પણ રમણિકભાઈની સાઈકલ તેમાં હતીજ, અને ત્યારથી એમનો સાઈકલનો-એક ધારો સંગ હજી પણ ચાલુ છે

જીવન ચરિત્ર? આ ગૃહસ્થનું જીવન ચરિત્ર લખવામાં આવે તો એ રસપ્રદ જરૂર થાય, એના સમયને પલટાવનારા, મોટી ઉથલપાથલો કરનારા, માનવીઓને હચમચાવનારા પ્રસંગોને લીધે નહિ, પરંતુ એની 'વિચિત્રતાઓ'ના સેંકડો ઉદાહરણો માટે તો જરૂર !

કહેવું એ પૂતળું છે કોઈને પણ ઉપયોગી થઈ પડવું એ એકજ એ ભાઈનો વ્યવસાય છે રાજતંત્રમાં કોઈને લાગવગ લગાડવી હોય, કોઈપણ બાબતનો પત્તો મેળવવો હોય, કશું પણ કામ કરાવવું હોય ને કોઈનાથી ન બનતું હોય, ત્યાં રમણિકભાઈ બેસી !

એમના નાટક અને સિનેમાની દુનિયાના જ્ઞાન તથા માહિતી વિસ્મયકારક છે માલિકો અને મેનેજરોથી માંડીને કંપનીઓના ઇતિહાસનું એમનું જ્ઞાન અપાર છે એમાં પણ એ ઓતપ્રોત છે એમેચ્યોર રંજન કાર્યક્રમોમાં એમનો ડંકો વાગતોજ હોય છે

ચારણ, નાટકકાર અનાકાર, લેખક, કવિ વડોદરામાં આવનારા કોઈપણ વિશિષ્ટ કામગીરીવાળા માણસને આ સજ્જનની જરૂર ન પડે એવું ભાગ્યેજ બને છે, અને દરેકનું કામ એ સાચેજ તન, મન અને ધનથી પાર પાડે છે

લેખોને જોઈતી સામગ્રી એ અખૂટ ધીરજથી, પોતાને યોગ્ય લાગતી પદ્ધતિ

પુરુસર અને પારસગરનો પરિશ્રમ લઈને પૂરી પાડતાજ રહે છે, અને તે પણ એવી સામગ્રી કે જે બીજે મળી શકે નહિ બાકી વિશે, મીરાબોનાપદ્ વગેરેમા એ ભાઇ પૂરા પાવરધા છે અને છતા —

— એ ભાગ્યેજ કોઇ નાટકનો ખેલ કે સીનેમા ફિલ્મ જુએ છે

—એમનુ નામ ભાગ્યેજ ન્યાય પ્રસિદ્ધિમા હોય છે

— એમની સજ્જનતા ઉપર વધારે પડતો કે અયોગ્ય મદાર બાંધવા જનારને એમની છબનો ચમચમતો અનુભવ થાય છે

મ્યાણીકભાઇની વાણી તથા એમનુ વર્તન, બન્ને અવળા તો ખરા' એ બાબ્તને "ગૃહસ્થ ' કહેનારને કદાચ એવુ સાભળવાનો પણ પ્રસગ આવે ખરો, કે "મિસ્ટર ' ગૃહસ્થ," ગૃહસ્થ ' કોને કહો છો !"

એમની પ્રેમળતા અને ઉપયોગીતાની સાથે સાથે એમના પરિચયમા આવનારાઓને એમનો આડાઇનો પણ અનુભવ ખાસો હોય છે ! ' રમણિક તો આડો છે " એ કથન એકવાર નહિ પણ હજારવાર બોલાયુ હશે એ ટેવને લીધે એમના અમુક અમુક મિત્રો એમને "રમણિક " પણ નહિ, એ તો બે ચાર મિત્રોનો જ પ્રિવિલેજ છે જાહેર માટ નથી બીજા એમ કહે, તો એ સાખે પણ નહિ

ન્નત ! મિજાજ, માપનુ હોય તો બધુ સાખે પણ નહિ તો જરાયે નહિ કોઇની તમા નહિ, છતા ટામ ટમ્મેનુ કરી છૂટે અંદરથી લાગણીભર્યા, પણ બહારથી ખૂબ અક્કડ અને તોરી ગમાર એવી રીતે શ્રી રમણીભાઇ વિલક્ષણ મૂર્તિ છે રગીલા, મોજીલા, અન્ની ખોર છતા આખા, તેમજ આના

એમનો ગ્રન્થમગ્રહ પણ તેવોજ વિલક્ષણ છે ધુન એમનુ બીજુ નામ છે સગીતનો વિષય હાથ આવ્યો, તો છ મહિનામા સગીતને લગતા લગભગ બધા પુસ્તકો ભેગા કરી નાખ્યા હોય મોટા મોટા સગીતજ્ઞોને પણ ખબર નહિ હોય એવા એવા અલભ્ય પુસ્તકો એકણે અમે, ત્યાથી, અમે તેમ કરીને મેળવી લીધા હોય, નાટકોની ધૂન લાગી તો હજારેક નાટકના ગાયનોની ચોપડીઓ એવી તો યુક્તિપ્રયુક્તિથી ભેગી કરે કે સાધારણ રીતે કોઇના માન્યામા ન આવે ગુજરાતી નાટકોનો ઇતિહાસ તથા વિકાસ અને રગભૂમિની એકસો વરસની ઝીણામાં ઝીણી હકીકતો, કપનીઓના ઉત્થારત તેમજ એ ધધાની જાણીતી વ્યક્તિઓ વગેરેની એમની પાસે જે માહીતી સામગ્રી છે, તે જેટલી વિશાળ છે, તેટલી વૈવિધ્ય ભરી છે

એ પોતે હમેશા કહે છે કે "હુ પુસ્તકો ભેગા કરુ છુ, પણ તેની અદર શુ છે તેની મને લેશ પણ ખબર નથી હોતી" પણ એમની પાસેના સેકડો નોંધ યોગ્ય ગ્રન્થોમા એવા થોડાકજ હશે કે જેનુ રહસ્ય એ સારી રીતે જાણતા ન હોય, અને જરૂર પડતા તુરત જેનુ રેફરન્સ એ આપી શકતા ન હોય

સગીત એટલે કે ગાવા બજાવવા સાથે એમને કશી નિસ્બત નથી, પણ ગાયકો, આર્ગેનિસ્ટ, વગેરે સાથેનો એમનો પરિચય તથા એ લોકોની એ ભાઈ પ્રત્યેની માનવૃત્તિ આશ્ચર્ય ઉપજાવે તેવી છે

શ્રી રમણિકભાઈ કશોજ ધધો નથી કરતા, વ્યવસાય વગરના છે એમને પરિ નથી, ત્યા બાળકોની વાતજ શી ? અને તેમ છતા એમને ઘડીનીયે ફુરસદ નથી હોતી. ને એ ખૂબજ કુટુબવત્સલ વળી છે-કોઇના

મફત સગવડ મળે છે પણ મુસાફરી ખર્ચ તો તેઓ પોતે આપે છે

કેળવણી વિભાગ અને સહકાર માટેનુ સાથી રાષ્ટ્રોનુ મડળ આ કાર્યમા મદદ રૂપ નીવડે છે આ વખતે આ મડળ તરફથી ૭૫ શિબિરોને આતરરાષ્ટ્રિય વિષયોને લગતા જુદી જુદી ભાષાઓના ૮૦ પુસ્તકો ધરાવતા ગ્રથાલયોની સગવડ પુરી પાડવામા આવશે તે ઉપરાત સ્વયસેવકોના કાર્યમા સહાયરૂપ બનવા માટે આ મડળ તરફથી પ્રતિનિધિઓ ૩૫ શિબિરોની મુલાકાત લેશે

આ બધાં કાર્યોથી દુનિયાભરના યુવાનોમા સમભાવ અને સહકારની લાગણી સુદૃઢ અને સગીન બને છે

## વિદ્યાપીઠની મહિલાઓનો આતરરાષ્ટ્રિય મેળાવડો

વિદ્યાપીઠની મહિલાઓ માટેના બ્રિટનના મડળની લીડઝ ખાતે જુલાઈની ૨૧ થી ૨૫ સુધી યોજાએલી વાર્ષિક બેઠકમા સર અતુલ ચન્દ્ર ચેટરજીના (બ્રિટનમા જન્મેલા) વિદુષી પત્નિ શ્રીમતી ચેટરજી, જેઓ વૈજ્ઞાનિક, બેરિસ્ટર અને હિન્દી કેળવણી મડળના માજી સભ્ય છે, તેઓ પણ હાજર હતા સાથે સાથે મડળની આ ૪૦ મી વર્ષગાંઠ પણ હતી

આ બેઠકમા ઝેકોસ્લોવેકિઆ, ફ્રાન્સ, અમેરિકા અને કેનડાની સ્ત્રી પ્રતિનિધિઓએ પણ ભાગ લીધો હતો તા ૨૩ મીએ માનનીય મહેમાન તરીકે કેનેડાના સુપ્રસિદ્ધ મગરોળ શાસ્ત્રી શ્રીમતી એચ ડગ્લાસ, ખાણા વખતે હાજર હતા તેઓ વિદ્યાપીઠની મહિલાઓ માટેના આતરાષ્ટ્રિય મડળના પ્રમુખ છે

બ્રિટનના આ મડળના ઉદ્દેશો વિદ્યાપીઠની મહિલાઓના પ્રતિનિધિત્વને રજુ કરે તેવી સસ્થાની રચના કરવા, દુનિયાભરની વિદ્યાપીઠની મહિલાઓમા તદ્રિતાની ભાવનાને દૃઢ બનાવવા, વિદ્યાપીઠની મહિલાઓ સ્વતત્ર રીતે સશોધન કરી શકે તે માટે ઉત્તેજન આપવા અને સુવરાઈ તથા જાહેર સેવા ક્ષેત્રોમા આવી મહેનો વધુ રસ ધરાવતી થાય એ વગેરે છે

## બ્રિટન અને બીજા દેશો વચ્ચે સ્ત્રી-આરોગ્ય કાર્યકર્તાઓનો પરસ્પર સપર્ક

બ્રીટન અને બીજા દેશો વચ્ચે જાહેર આરોગ્ય કાર્ય માટે પરિચારિકાઓના પરસ્પર સપર્ક માટેની યોજના અનુસાર અમેરિકા તરફથી મિસ રૂથ ડિસકાન બ્રિટનમા એક વર્ષ ગાળી તાજેતરમા અમેરિકા પાછી ફરી છે આ સમય દરમિયાન તેણીએ નર્સિંગકામમા એક અઠવાડયુ, સેનીમગાંગમા ૧૦ દિવસ તેમજ ટોટેનહામમા રહેલા દવાખાનાઓની તેમજ શાળાઓની મુલાકાત લઈ કામ કર્યું હતુ તેણીએ પેટહેમ આરોગ્ય કેન્દ્ર, સધીવા માટેનુ ચાર્ટર હાઉસ દવાખાનુ અને લડનની બીજી સસ્થાઓની પણ મુલાકાત લીધી હતી જ્યારે આ યોજના હેઠળ બ્રિટન તરફથી આરોગ્ય નિરીક્ષકોના ડેપ્યુટી સુપ્રિટેન્ડન્ટ (ટોટનહેમ) મિસ એન. એ લેનન હતી આ બન્ને મહિલાઓ ન્યુયોર્કમા ભેગી થઈ હતી અને એક બીજાના દેશમાં જાહેર આરોગ્ય કાર્યોની જુદી જુદી પદ્ધતિની યોજના અગે વિચાર વિનિમય કરી શક્યા હતા

## યુરોપની ધારાસભામા સ્ત્રી સભ્ય

સ્ટ્રાસબુગ ખાતે આ મહિને મળેલી યુરોપની ધારાસભાની સલાહકાર સમિતિની પહેલી બેઠકમાં ભાગ લઈ રહેલા બ્રિટનના પ્રતિનિધિ મડળમા માત્ર એક સ્ત્રી સભ્ય છે

સમાવેશ થાય છે અને તે છે મિસ માગારેટ હર્લિસન તેમનો જન્મ સ ૧૯ ૭ મા થયો હતો તેમણે ડાઇક હેડ પબ્લીક સ્કુલ (શોટસ) અને ગ્લાસ્ગો વિદ્યાપીઠની ગ્લેસમિથ એકેડેમી ખાતે કેળવણી લીધી હતી તેઓએ ગ્લાસ્ગોની શાળાઓમા અંગ્રેજી અને ઈતિહાસની શિક્ષિકા તરીકે પણ કામ કર્યું હતુ હાલ તેઓ પાર્લામેન્ટના સભ્ય છે

## રાજકુમારી ઈલીઝાબેથની શિષ્યવૃત્તિઓ

રાજકુમારી ઇલિઝાબેથ તરફથી પર્યટણ માટે શિષ્યવૃત્તિ આપવાની યોજના સ ૧૯૪૭ થી શરૂ કરવામા આવી છે આ યોજના અનુસાર પ્રતિ વર્ષ બે બ્રિટનવાસીઓને રોડેસિઆ ખાતે અને બે રોડેસિઅનોને બ્રિટન ખાતે પર્યટણ કરવા માટે શિષ્યવૃત્તિ મળે છે આ સાલ તાજેતરમાજ રાજકુમારી ઇલિઝાબેથને બકિંગહામ પેલેસમા માર્ગારેટ નોસર (વય ૧૭ વર્ષ) કેન્ટ, રૂથબેલ (વય ૨૦) મીડલસેક્સ, અને ર રોડેશિઆના ફ્રાન્સિસ બુલર અને જ્યુડિથ કર મળ્યા હતા આમાથી બે બ્રિટનવાસીઓ રોડેશિઆના પ્રવાસે ઉપડી ગયા છે અને બીજા બે રોડેશિઆ ખાતેથી બ્રિટનની મુલાકાતે આવ્યા છે

## આજની નારી સશસ્ત્ર દળમા પણ મોખરે

બ્રિટનમા સ્ત્રીઓ માટેના શાહી લશ્કરી દળમા બાદ ભાર રીતસરના કમીશનપદ માટે તાલીમ લેવાને રો ૫ ૦૦ ૫ રેથી સ્ત્રીઓની ભરતી કરવા માટેની એક યોજના દાખલ કરવામા આવી છે સ ઘ્રુગટ ખાતે આવેલી શાહી લશ્કરી વિદ્યાપીઠમા જેમ પુરૂષો તાલીમ માટે દાખલ થાય છે તેમ સ્ત્રીઓ માટેની આ યોજના છે

## વિજ્ઞાનની કૂચ

કરાચીના વૈજ્ઞાનિક ડૉ. કુબાશે એવો દાવો કર્યો છે કે પૃથ્વી પર ન દેખાય તેવા કિરણો શોધી કાઢ્યા છે અને આ શોધથી તબીબી વિજ્ઞાનમા ભારે ફેરફારો થઇ જશે

ડૉ. કુબાશે જાહેર કર્યું હતુ કે વિજળીક કિરણો, પીચ બ્લેન્ડ, રેડિયમ, યુરેનિયમ, થોરીયમ, મોનોઝાઇટ અથવા બીજા રેડીયો એક્ટીવ પદાર્થોના ઉપયોગ વિના ન દેખાય તેવા કિરણો પેદા કરી શકે તેમ છે

ડૉ કુબાશની આ શોધને લંડનના બીલીન્ટાટન હાઉસે સમર્થન આપેલ છે ' જાહેર અદૃશ્ય કિરણો ' નામના નવા શોધવામા આવેલ સાધનેથી આ કિરણો પેદા કરવામા આવ્યા છે

આ અદૃશ્ય કિરણો વિશ્વના કોઇપણ પદાર્થમાથી મેળવવામા સફળ થયાનો ડૉ. કુબાશે દાવો કર્યો છે

## જાણો છો ?

૧૯૪૫ ના ઓગસ્ટની પાચમીએ હીરોશીમા પર ફેંકાયેલા બોમ્બથી ૭૪૦૦૦ જાપાનીઓ મૃત્યુ પામ્યા છે

મુબઇમા ૮૦ લાખ ઉંદરો છે ને એક ઉંદર ૧૦ નુ નુકશાન પહોંચાડે છે આ સામે જેહાદ જગાવવા મુબઇ ' ઉંદર સપ્તાહ ' ઉજવનાર છે

અત્યાર સુધી અમદાવાદ અને વડોદરાથી સયુક્ત રીતે ચાલતુ રેડિયો ઘર ૪ થી સપ્ટેમ્બરથી છુટુ પડે છે

આઝાદ હિન્દનુ બંધારણ ઘડવાનો અત્યાર સુધીનો ખર્ચનો આંકડો રૂા બે કરોડ થયો છે એમ કહેવાય છે

દરેક ઘરમાં વસાવવા યોગ્ય પુસ્તકો

**શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ ભાગ ૧-૨**
લેખક — શ્રી ચીમનલાલ મ. ડોક્ટર — કિંમત રૂ ૩-૧૧-૬

**શ્રીમદ્ગુરુ હાચાર્યજી**
લેખક — શ્રી મહેન્દ્રકુમાર મો. દેસાઈ — કિંમત રૂ ૨-૫-૦

**માગર જીવન અને કવન**
લેખક — શ્રી યોગીન્દ્ર જ. ત્રિપાઠી — કિંમત રૂ ૨-૪-૦

**આધ્યોદ્ધારક સાહજાન દજી**
લેખક — શ્રી. ચન્દ્રકાન્ત મહેતા — કિંમત રૂ. ૦-૮-૦

**હજરત મોહમ્મદ પેગંબર સાહેબ**
લેખક — શ્રી. રમુભાઈ ન વહેરા — કિંમત રૂ. ૦-૮-૦

**નૂતન માનસવિજ્ઞાન**
લેખક — શ્રી ચંદુભાઈ દા ભ — કિંમત રૂ. ૧-૬-૬

**ભારતીય તર્કશાસ્ત્ર પ્રવેશ**
લેખક — દેસાઈ કુમુદકુમાર શિવરામ — કિંમત રૂ ૧-૧૨-૦

[ દરેકનું પોસ્ટેજ જુદું ]

**હિંદુસ્તાનના જાણીતા શહેરો**

વડોદરાની સામાન્ય માહિતી
આપતું પુસ્તક
**વડોદરા**
લેખક
શ્રી ચંદ્રશંકર મ ભટ્ટ
કિંમત રૂ ૦-૮-૦

●

સૂરતના શોખીન લોકોના
રસિક જીવનનો અનુભવ
કરાવનાર મન પસંદ
પુસ્તક
**સૂરત**
ભાગ ૧-૨
લેખક
શ્રી મંગેશરાવ જ પાઠક
કિંમત રૂ ૧-૦-૦

●

દ્વારકા જતા પ્રવાસીઓને
સાચી માહિતી પૂરી પાડતું
અનેક પુસ્તક
**દ્વારકા**
લેખક
શ્રી કલ્યાણરાય ન જોશી
કિંમત રૂ ૧-૧-૦

— હમણા જ પ્રગટ થયેલા પુસ્તકો —

| | | |
|---|---|---|
| ભ્રમણ - | લે શ્રી રમેશનાથ રંગનાથ ગૌતમ | કિંમત ૧-૭-૦ |
| રાજપુત્રોનું શિક્ષણ | લે. શ્રી બાપુભાઈ જાદવરાય વૈષ્ણવ | કિંમત ૦-૧૦-૦ |

**આ પુસ્તકો તમે વસાવ્યા ન હોય તો આજે જ લખો**

**મેસર્સ નટુભાઈ ઠક્કર એન્ડ કુ. ચિપાપુરા : પો બો ન ૮૫ : વડોદરા**

આ માસિક વડોદરા-ચિપાપુરામાં શ્રી ગુર્જરમિત્ર પ્રિ. પ્રેસમાં આ બાલાલ નટુભાઈ ઠક્કરે
પોતાને માટે છાપી અને તેજ ઠેકાણેથી પ્રસિદ્ધ કર્યું તા. ૧-૬-૪૫

Regd No 1776

નર્તનના મધુર હાસ્ય સાથે રૂમઝુમ પગલે
ચાલી આવતી દિપોત્સવીને સત્કારવા



## ગુણસુન્દરી

તૈયાર કરે છે

# દિપોત્સવી અંક





ગાગ યના નમા પરમ, મા હતા પ્રમાદકરી
અનતાગ્રા રૂ રીપે, મા ત્યની મર ઈ ર્ યતના

# ગુણસુન્દરી

## અને સ્ત્રીહિતોપદેશ

૨૦૦૬

દીપોત્સવી અંક

# દીપોત્સવી ૨૦૦૬

## આ અંકમા



### આભાર !

નૂતન વર્ષના આ મગળ પ્રભાતે ગુણસુદરીના આ નાનકડો દીપોત્સવી અક આપની સમક્ષ ધરતા અમે હર્ષ અનુભવીએ છીએ એકાદ માનવ હૈયામાય એ પોતાની તેજ રેખા વહી જશે તોય બસ છ એ દષ્ટિએ આ નાનકડા અકનુ આ નાનકડા દીપકનુ મહત્વ અમારે મન ઘણુયે છે

નૂતન વર્ષ સર્વને મગળમય બનો એ શુભેચ્છા સાથે અમારા આ નાનકડા પ્રયત્નમા જે જે લેખક ભાઈ–બહેનોએ સહકાર આપ્યો છે એ સર્વનો આભાર માનીએ છીએ હવે પછી અમારો અક ૧ ડિસેમ્બર ૧૯૪૯ના રોજ પ્રસિદ્ધ થશે

સપાદક ' ગુણસુન્દરી '


માલિક અને વ્યવસ્થાપક : શ્રી નટુભાઈ ઠક્કર
વાર્ષિક લવાજમ દેશમા રૂા ૫–૮ પરદેશ શીલીંગ બાર
આ અકની છુટક કિમત દોઢ રૂપિયો
[illegible] કાર્યાલય, (ટે નં. ૨૦૫[illegible]) શિયાપુરા પો બો ન ૮૫, વડોદરા.



# દીપોત્સવી અને નવા વર્ષનાં અભિનંદન



ઘુમી હતી મહા ત્રાસની એકદા જે,
પ્રકાશવતી ભારત-ભારતી તણી,
પ્રગતી ઉઠી કરી સકળ ઉષામાં
મંગળ નવ વર્ષ, મુક્ત ભારત

મૌક્તિક

# દીપમાળ

જલતી આ દીપમાળ અનેરી,
પ્રકાશ પ્રગટે શેરી શેરી,
જલતી આ દીપમાળ અનેરી

ઝનઝન રજની ગીતો ગાતી,
મલયાનિલની ધસી વાતી,
તારક ભાત ન આભ સમાતી,
ધરતીની શી ધબકે છાતી!
રજની આંખો શી મદઘેરી,
જલતી આ દીપમાળ અનેરી

રૂમઝુમ નૂપુર નાદ સુણાવી,
અંતર આશા પૂર વહાવી,
નવી ભાવનાને લહેરાવી,
આજ રહી જીવન અજવાળી
સરતી રજની કાજળ કેરી,
જલતી આ દીપમાળ અનેરી

આંગણું આંગણ પૂરી રંગોળી,
આભ ઉડાયે રંગો ઘોળી
કરથી એની છોળ ઉછાળી,
ક્ષિતિજની છલકાવી ક્યારી
પ્રભાત પગટ્યુ રમ્ય સુનેરી,
જલતી આ દીપમાળ અનેરી

શ્રી રમણલાલ વ્યાસ






# સૂર્યની જ્યોત સદાય જલો

**□ દીપોત્સવી !**

તેજ અને પ્રકાશની માનવીની આદિ અમર અભિલાષા, કાળક્રમે વિકસીત થતી, શતાબ્દિઓ થયા પ્રતિવર્ષ પ્રકાશ અને અંધકારની ઘટમાળમા માર્ગ કરતી આવે છે ને સંવત્સરની એ સંધ્યાએ દીપમાળનો મહોત્સવ રચતા સૌ માનવીઓ ઘડીભર આનંદોલ્લાસમા તરબોળ બને છે સુખની અપ્રતિમ લાલસામા મહાલક્ષ્મીની વંદના-પૂજા કરતા સૌએ નૂતનવર્ષને આશાયેશ ભરી મીટ આવકારી રહે છે પરંતુ એ આનંદ, આશા અને જીવનસુખનું સ્વપ્ન સ્વાર્થાંધ જગતના હરાન બંધનો અને યાતનાઓ વચ્ચે દુઃસ્વપ્ન બની રહ્યું છે

પ્રકાશની માનવ તિતિક્ષાના પ્રતિક સમી દીપાવલી ભલે આવી ! નાનકડો પ્રકાશનો સંદેશો ગેરીને અભિસારિકા શી રૂમઝુમ પગલે એ ચાલી જશે ને આપણા જીવનને પોતાના સ્વભાવગત્ મધુર આહ્લાદથી ભરી આવતી કાલની નૂતન વર્ષની ઉષા ઉગશે

**□ આવતી કાલ !**

પરંતુ આવતી કાલ ! ભાવીના અંધકાર ગર્ભમા છુપાયેલ એ આવતી કાલ કેવી હશે ! આવતી કાલે શું થશે ? તો મહા પ્રશ્ન આજ સમસ્ત માનવ જગતના મન-પ્રાણમા ઘોળાઈ રહ્યો છે એક બાજુ ધર્મ, કામ અને પ્રગતિના નામે આતંક યુદ્ધની ખેલાયેલી રક્તરંગી હોળી હજુ ગાંડ તાની જ, રાષ્ટ્રવાદને નામે ખેલાયેલા યુદ્ધની મહાકત્લેઆમ હજુ તો માંડ થભી છે, ત્યા તો લાંચ, રુશ્વત, કાળાબજારો, સંગ્રહખોરી અને વાદ વાદની વિનાશક આંધી ઉડી છે ને એ આંધીમા માનવ જીવન ભરખાઈ રહ્યું છે કોણ જાણે એનું શું યે પરિણામ આવશે ! બીજી બાજુ સંહારના શમેલા એ મહાઘોર યુદ્ધ પછીએ શાંતિ અને સલામતીના નામે જગતના સ્વયં મહારથીઓ વિજ્ઞાન શોધિત અણુશક્તિના જોર પર ત્રીજા વિનાશક વિશ્વયુદ્ધની ઘોર ખોદી રહ્યા છે

સાચેજ જો આ ભય સત્ય નીવડશે તો એ ત્રીજા વિશ્વયુદ્ધમા ને પુરાણોમા વર્ણવેલા એ પ્રલયમા બહુ ફરક નહિ હોય ! જાણે એ પ્રલય ઝડપથી આવી રહ્યો છે કારણકે—

"વૃષ્ટિનો ક્રમ બદલી ચૂક્યો છે મોસમ બદલી ગઈ છે નક્ષત્રો પોતાનો માર્ગ-પરિભ્રમણ બદલી ચૂક્યા છે જીવ પોતાની પ્રકૃતિ બદલી ચૂક્યો છે પ્રકૃતિ પોતાની સમગ્ર પુરાતન મર્યાદાઓ બદલી ચૂકી છે મનુષ્ય પોતાની રક્ષા કરવામા નિતાંત અસમર્થ છે પ્રલય ઝડપથી આવી રહ્યો છે"

જગત અને માનવ જાતના ભાવીના આ શબ્દો છે સુવિખ્યાત અંગ્રેજ સાહિત્યકાર મિ એચ જી વેલ્સના શુદ્ધ વૈજ્ઞાનિક તર્કના આધારે એણે આ પ્રલયભય વ્યક્ત કર્યો છે એની વિચારસરણીમાથી ઝરતી અનેક ભવિષ્યવાણીઓ વિજ્ઞાનના ક્ષેત્રમા સાચી

નીવડી છે આ સાચે જ વિજ્ઞાનની મહાન સિદ્ધિરૂપ ગણાતી અણુશક્તિની શોધ અને આજના વિશ્વના બનાવો મા તી દ્વારા માનવ સંહારના-પ્રલય ભયનું સમર્થન કરે છે

પરંતુ એટલા માટે ભયભીત થઈને કોઈએ હતોત્સાહ થવાનું નથી. કારણકે વિશ્વની આ પ્રલયકારી અનાવશ્યક દશામા હંમેશા બન્યું છે તેમ માનવતાની આશાનું મહાકિરણ આજે ભારતમા નવસર્જનની રુચિર રેખે પ્રજ્વળતી ચમકી રહ્યું છે અને તે અવશ્ય વિશ્વભરના માનવ જાતને આ પ્રલયકારી આફતમાથી શાંતિ અને પ્રગતિના પથે દોરશે જ

**◘ શાંતિ અને પ્રગતિ મહા પ્રશ્ન ?**

શાંતિ અને પ્રગતિ ' આજના વિશ્વનો માનવ જીવનનો મોટામા મોટો પ્રશ્ન છે અવશ્ય માનવ જીવન આજે પ્રગતિશીલ બન્યુ છે, દરેક દિશામા-દરેક ક્ષેત્રમા, સાહિત્ય શું વિજ્ઞાન શું ? વિસગ શું ? એ અસીમ ક્ષેત્રમા કદીએ નહિ એવી આજના માનવીએ પ્રગતિ કરી છે ને એ પ્રગતિના પ્રતાપે પવન, પાણી અને સૂર જ નહિ પણ સૃષ્ટિના વાતાવરણના અણુએ અણુ માનવીય જ્ઞાન વિજ્ઞાનની શોધમા બધાઈને આજે માનવ સેવા (!) ઉઠાવી રહેલ છે અને બીજી બાજુ એજ પ્રગતિના પ્રતાપે કરોડો માનવો કદીએ નહિ એવા ભૂખ, દુખ અને અંધકારના ત્રાસમા રીબાઈ રહ્યા છે, તરફડી રહ્યા છે મૃત્યુના કરાળ જડબામા હોમાઈ રહ્યા છે

ભારે તાજુબી અને વ્યથા સાથે માનવ અંતરે એક જ મહાપ્રશ્ન આવરી રહે છે શું સાચે જ માનવી પ્રગતિ કરી રહ્યો છે ? આ વર્તમાન મહાપ્રશ્નનો જવાબ શો હોઈ શકે ? માનવ અંતરમા ઉલ્લાસ ને ઉત્સાહ ભરી દેતી આશા અતિ વરસાદની જેમ નિરાશાના ગાઢ વાદળમા ફેરવાઈ જાય છે ને પ્રકાશ વધુ ઉષ્ણ બનીને જાણે સમગ્ર જગતને બાળતો ને માનવ ચક્ષુઓને આંજી નાખતો એના જીવન માર્ગમાં અંધકાર પાથરી રહ્યો છે ત્યારે વિજ્ઞાનની આ માનવ વિનાશક પ્રગતિને ' પ્રગતિ ' કહેવાનો સમય આવી લાગ્યો છે

**◘ ક્યા છે એ જ્યોત ?**

જ્ઞાન અને વિજ્ઞાનના દિશામા અપ્રતિમ આગેકૂચ પછી અનુભવાન્તે ભારતે એકદા-એક કાળે ધર્મ અને વિજ્ઞાનને લગ્ન સંબંધમા બદ્ધ કરીને આ પ્રશ્નને ઉકેલી સમગ્ર વિશ્વને સ્ફુર્તિ, ગર્ભિત શાંતિ અને પ્રગતિના પ્રવાહમા આત્માની જ્યોત વડે પ્રકાશમાન ને પ્લાવીત કર્યું હતું અને એ ભારતીય સંસ્કૃતિ-સભ્યતાની ચેતનાએ વિરાટ બ્રહ્મને ભેદી એનાથી પર અદૃશ્ય ચેતના સત્તાનો સાક્ષાત્કાર કરી જગતને અમરતાનો સંદેશો આપ્યો હતો. ને અંતરની જલતી ચિરાગ વડે પ્રકૃતિ શક્તિના ગુઢ રહસ્યો પર પ્રકાશ નાખી વિશ્વમા સનાતન સત્યની રૂપરેખા પ્રબોધીત કરી હતી ક્યા છે એ હૃદય દીપ ! ક્યા છે એ આત્માની જ્યોત !

**◘ અંધકારનું એ ક્રંદન**

ચોમેર આજ અંધકાર છે શહેરોમા બાહ્ય ચળકાર છતાયે ભીતરમા અંધકાર છે અને ગામડાઓ ભારતના સાત લાખ ગામડાઓ જુઓ ઝુંપડીઓમા અંધકાર છે, હૃદયમા અંધકાર છે, જીવનમા અંધકાર છે નાડીમા રક્ત નથી, સ્નાયુઓમાં સ્પંદન નથી હૃદયમા ભાવના નથી, આત્મામાં બળ નથી બુદ્ધિમા પ્રેરણા નથી ને જગત અને જીવનમા પેટ ભરવા સિવાય કોઈ રસ નથી જ્યા જુઓ ત્યા તેજ વિના, અન્ન-વસ્ત્ર વિના તરફડતા ક્રંદન કરતા કંકાલોના ટોળાઓ છે જાણે ભારતના એ લાખો નરનારીઓ દ્વારા પતિત પાવની મા ભારતી કરુણ ને રુદ ક્રંદન કરી રહી છે મહાલક્ષ્મીની વંદના પૂજાથી શું એ ક્રંદન શમવાનું છે ! એને અટકાવવાની તાકાત શું પેલા દીપાવલીના દીપકોમા છે ?

**◘ કાર્યની જ્યોતે કૂચ કરો !**

એ મહાક્રંદન તો ત્યારેજ અટકશે જ્યારે આપણો બુઝાયેલો હૃદય દીપ પેટશે, ત્યારે આપણે અખંડ પુરુષાર્થે કાર્યની જ્યોત પેટાવી મુક્ત મા ભારતી દ્વારા સૃષ્ટિ શુભની મંગલમય દિશામા એકતા માનવતા અને શાંતિનો ઝંડો લઈ વિરાટ કૂચ આદરીશું

ઉઠો, નૂતન વર્ષના કદમે કદમે હૃદયના બુઝાયેલા દીપક પેટાવી કામે વળગો કાર્યની જ્યોત સદાય જલતી કરો '

# સાગર અને સરિતા

## સંગીત રૂપક

—શ્રી મુળજીભાઇ પી. શાહ—

ડુંગર કેરી દુહિતા જાતી, વિંધી વનની વાટ,
સાગર રાણો ક્યારે મળશે ? અંતર એજ ઉચાર ડુંગર

વગડા વીંધ્યા, કોતર વીંધ્યા, વેઠયા દુખ અપાર,
પ્રેમની પ્યાસી પિયુને મળવા, ઘૂમી રહી સંસાર... ડુંગર

મંજુલ રવથી પિયુ ગીત ગાતી, જપતી ઉર પીયુ નામ,
અધીરા લોચન દર્શન કાજે, મુંઝવણ થાતી સમાય.... ડુંગર

શ્રદ્ધા દીપક હૈયે સળગે, અલબેલી અભિલાશ,
રસને રમણે – પિયુને રમસ્ણે મનમાં મિલન આશ . ડુંગર

દુર દુરના કૈં દેશો જોયા, ઘૂમતી બની અધીર,
પશુ પંખીને માનવ સૌને, પાતી પ્રેમળ નીર .. ડુંગર

સાખી

સરિતા સંકટ વેઠતી, આવી સાગર પાસ,
દુખ વિલોચન દર્શને, પ્રગટયો ઉર ઉલ્લાસ
બોલી એ અનુરાગથી, નમને ભાવ અનન્ય,
દેવ તમારે દર્શને, હું તો થઇ છુ ધન્ય

શાને સરિતા આવી અહિંયા, મુજ પાસે નવ કૈં સુખ,
પ્રીતની આશા વ્યર્થ જશે સૌ, મળશે તુજને દુ:ખ.

ઝુલવાને હેતને હિંડોળ,
દીધા તા પ્રીતીના કોલ.

સાગર દેવ ! આજ તમે ભૂલ્યા શું ભાવના ?
હો ભૂલ્યા શું ભાવના ?

જુગ જુગની કૈં પ્યાસ છે
અંતર અભિલાષ છે
પ્રીત શ્રદ્ધા ને આશ છે
સ્વીકારો વિનતીના બોલ

સાગર દેવ ! આજ તમે ભૂલ્યા શું ભાવના ?

લાંબો પ્રવાસ કરી આવી અલબેલડી,
સાગર તુજ સ્નેહમાં સરિતા રસઘેલડી
કરી એ ઉમંગથી હિલ્લોલ

સાગર દેવ ! આજ તમે ભૂલ્યા શું ભાવના ?
, હો ભૂલ્યા શું ભાવના ?

સરિતા મીઠી, સાગર ખારો, મેળ મળે શી રીત ?
કેમ મરીને ઉછાળતાપૂી એ, જાળી રહે ઉર પ્રીત ?

કવિને જેવી અનેક કવિતા
તમારે સાગર ! અનેક સરિતા,
આવી હું મળવા ડુંગર દુહિતા,
નથી શું ગમતી વિયોગી વનિતા ?

એવું ન બોલો
હૈયા ને ખોલો

સાગર દેવ ! આજ તમે ભૂલ્યા શું ભાવના ?

સુણાવો પ્રીતિના ગીત
ઉર આણી કે પ્રીત,

સાગર દેવ ! આજ તમે ભૂલ્યા શું ભાવના ?
હો ભૂલ્યા શું ભાવના ?

સરિતા પાછી જા કહે, મૂકી સાગર આશ,
'પ્રીત કરે દુખ ઉપજે' અંતે મળે નિરાશ

એવું મા બોલશો, હો દેવ ! એવું મા બોલશો
ના મુજને તરછોડશો, હો દેવ ! એવું મા બોલશો

ઉરના અનુરાગ ભૂલી, નગુણા શું થાવ તમે ?
રસની એ રીત નથી, ચંચળ કયાં ચીત્ત ભમે ?

કહેવાય છે સાગર ગંભીર
હો એવું મા બોલશો, ઓ દેવ ! એવું મા બોલશો.

સરિતા સમાઈ જશે, સાગરના સ્નેહમાં,
દુઃખને એ સુખ ગણે, નાથ તણા નેહમાં,
છો મનના મહેરામણ અમીર,
હો એવું મા બોલશો, ઓ દેવ ! એવું મા બોલશો

( સાખી )

કરી કસોટી આજ મે, સાચી છે તુજ પ્રીત,
ધન્ય સરિતા સુંદરી, આજ થઈ તુજ જીત

સાગર મિલનથી શી હરખાતી,
સરિતા હૈયે ધન્ય બની જાતી

નૃત્ય કરતી ઉર ઉમંગે
રમતી રૂમઝુમ સાગર સંગે

( સાખી )

સાચા પ્રેમ પ્રવાસીના, જીવન બને છે ધન્ય,
સ્વર્ગ ઉતારે સ્નેહથી, પ્રીત ભાવ અનન્ય

## “ શક્તિત્રયી ”

અરી ! ઓ ! પૃથ્વી પગથાર પરે લીધો અવતાર
અમે લીધો અવતાર

લીધો અવતાર ધરી માનવ શણગાર,
અમે પૃથ્વી પગથાર પરે લીધો અવતાર

ખપ્પરમાં ઝીલતી શોણિતની ધાર,
દૈત્યો ને દુષ્ટોનો કરતી સંહાર,
ચડી મહાકાલીની શક્તિ અપાર,
અમે પૃથ્વી પગથાર પરે લીધો અવતાર—

નાચે મયૂર કરી મીઠો ટહુકાર,
શારદાની વીણાનો મંજુલ રણકાર,
સદ્‌ગુણ ને શીલ તણો શોભે ભંડાર,
અમે પૃથ્વી પગથાર પરે લીધો અવતાર—

ચમકતી ચાંદ, રૂપરૂપનો અંબાર,
માનવની મોહની ને દેવાનો હાર,
લક્ષ્મીના લાડ તણી જીવન–આધાર,
અમે પૃથ્વી પગથાર પરે લીધો અવતાર—

દાનવનો ગેજ રોજ ઉતારી ભાર,
માનવના હૈયામાં સિંચી સંસ્કાર,
જીવનના મોંઘેરા દીધા શણગાર
અમે પૃથ્વી પગથાર પરે લીધો અવતાર—

પ્રો. ધીરજલાલ પરીખ, એમ. એ.

* ( ૧ ) મહા કાલી ( ૨ ) મહા સરસ્વતી, ( ૩ ) મહાલક્ષ્મી

## દરદની કળી

ઝીણી ઝીણી દરદની કલી
ફૂલી ફૂલી દરદની કલી,
વીણી વીણી લઉ છાબડી ભરી–ઝીણી

તીણી તીણી ફરી ના ગ્હી છરી !
કાપતી મરમને ધીરી ધીરી–ઝીણી

આંખ સ્નેહજ બનતી બહાવરી,
કિંતુ બિંદુ ઝરતુ નહી જરી–ઝીણી

ઝીણી ઝીણી દરદની કલી,
વલ્લીજાળ અતિ ઘિંગી ભીતરી,
ના દીસે પ્રગટ આંખથી નરી,
રોમ રોમ ગઇ ગંધ પીગળી–ઝીણી

સાંજ પડી, નાંચી શર્વરી,
ના ઊડી હજી નીંજ અંકુરી
ધૂપની મનદિશા અરે, ફરી
કોની યાદ અણુચિ તણી સ્ફુરી !–ઝીણી

આંહમાં દર્દ ન આવતું અરી !
મીઠી મીઠી ઝીણી માણ એટલી–ઝીણી

શ્રી. ઉસનસ

## દિ વા ળી

આવી આવી દીવાળી રૂડી આવી, સંદેશા નવલા લાવી,
હર્ષાનંદ જગાવી માનવ ઉર ઉરમાં,
ઘર ઘર પ્રગટ્યાં દીવડા લાખો વેરે દિવ્ય-પ્રકાશ,
ગૃહિણી શોભે, દીવડીયા મુકતી ગોખે, ગીતો કંઇ ગાતી મુખે,
શણગારો સોળ સજન્તી, કંઇ ઉમંગ રંગમાં આવી

પૂજન અર્ચન કરતી નિત્યે ઉઠી પ્રાતઃકાળ,
સ્વસ્તિક શોભે, રંગોળી દીનકું સોહે, આંગણીયું એથી દીપે,
તોરણીયા ઝુલે બારણે, હરિયાળા રંગમા આવી.

હૈયે સહુને વસતા નવલાં કંઇ કંઇ ઉરમાં ભાવ,
પૂજન થાતા, શ્રી શારદા પૂજાતા, વ્હેપારી ઉર હરખાતા
કડવાશો દૂર કરીને, ફરતા સંપે સંગમા આવી



શ્રી કનકબાળા ઓઝા



# મારાં નારી પાત્રો

શ્રી. રમણલાલ વ. દેસાઈ

જીવનમાં-પુરુષ જીવનમાં ખાસ-નારી જીવનનું પરમ મહત્વ છે માતા તરીકે તે જીવન આપે છે અને જીવનનું સંવર્ધન કરે છે પત્ની તરીકે તે જીવનને કલ્પના, પ્રેરણા અને રસ આપે છે, સાહસ અને સૌખ્ય આપે છે, અને પુરુષ અને સ્ત્રી વચ્ચે કેમ કરી પરસ્પર પૂર્ણતા કરવી તેનું એક દર્શન પણ બનાવે છે બહેન તરીકે નારી એક અજબ સ્વાર્થરહિત સંબંધ ઉપજાવે છે, જેમાંથી જીવનની સરળતા પ્રગટ થાય છે પુત્રી તરીકે તે પરમવાત્સલ્યનું કેન્દ્ર બને છે અને સખી તરીકે-ખાસ કરીને નવા જીવનમાં પત્ની અને બહેન એ બંનેથી પર રહીને કોઈ અનુપમ ભાવ મિશ્રણ સમર્પે છે

આ સંબંધ સગપણમાં માનવ જીવનના અનેકાનેક નારી સંબંધો સમાઈ જાય

સાહિત્ય એ જીવનનું પ્રતિબિંબ છે અને જીવનની પ્રેરણા પણ છે સાહિત્યનું નારી પાત્ર એટલે લેખકની નારી જીવનનો સ્વીકાર અને નારી જીવનને અર્પાતી અંજલી.

નારી જીવનને સમાજે-કહો કે કુદરતે એક કરુણ કથા Tragedy-બનાવી દીધું છે એને નારી સહી લે છે, ઉદારતાપૂર્વક ચલાવી લે છે, વાત્સલ્યથી તેને પોષે છે પ્રેરણામૂર્તિ અગર પૂજનીય મૂર્તિ બની તેને નવું ઘડતર પણ આપે છે અને જરૂર પડયે જીવન સામે બળવો કરી તેને તોડી ફોડી પણ નાખે છે

મેં પણ એક નમ્ર, નાના લેખક તરીકે પાત્ર સર્જન કરી નારી તત્ત્વને અંજલી આપી છે

કોકિલાનું પાત્ર સર્જી સહચરી પત્નીને મેં પ્રણામ કર્યાં છે

મંજરી અને કમળા જેવાં પાત્રો રચી ઉદાર ચરિત માતાને ઓળખવા યત્ન કર્યું છે

શોભના અને મીનાક્ષી રચીને નારી જીવનમાં રહેલી ઉદાત્ત ભાવનાનાં મેં દર્શન કર્યાં છે

સ્ત્રી જીવનમાં શોખ મોજ, યૌવન અને તેજસ્વીતા પારખવા માટે મેં રોહિણી, રંજન, વીજળી જેવાં પાત્રો રચ્યાં છે

સંયોગોથી અસંતુષ્ટ, જીવન સાથે લડતી, જીવન સાથે સંવાદ કરતી, જીવનનો ભોગ બનતી નારીનું દર્શન મેં વિજયાલક્ષ્મીમાં તારામાં ઉજ્જવલીમાં અને સુરનીમાં કર્યું છે

સમાજે ઊભા કરેલા પિંજરમાંથી છૂટવા મથતી સફળ કે અસફળ નારીનું ચિત્રણ મેં રાજેશ્વરીમાં મણીમાં અને કુસુમમાં કર્યું છે

પુરુષ રખે ભૂલે કે સ્ત્રી પુરુષની સમોવડી માત્ર જ નહિ પણ તેનાથી પણ આગળ ઊડવા અને દોડવા માગે છે, અને તેનામાં એવી શક્તિ નથી એમ રખે કોઈ પુરુષ માની લે એવી સત્તાણી કે ક્ષત્રાણીને મેં, ઉરપીમાં, સખામાં અને નંદિનીમાં વર્ણન કર્યાં છે

આમ નારી પાત્રો સર્જી મેં જગતના નારીપાત્રોને મારી શક્તિ અનુસાર માનાંજલી અર્પી છે

# જીવનમાં ધર્મનું સ્થાન



લેખિકા
શ્રી જયવતીબહેન અશોક કાજી
બી એ (ઓનર્સ)

આજના વૈજ્ઞાનિક યુગમા જીવનમા ધર્મનુ સ્થાન શુ હોવુ જોઇએ એ અત્યત ચર્ચાસ્પદ થઇ ગયુ છે સૂર્યોદય અને સૂર્યાસ્ત, શીતળ ચાદની, વિવિધ ઋતુઓ, વિવિધરંગી પુષ્પો, સમુદ્રની લહેરો, જીવન અને મૃત્યુ જેવા કુદરતી પ્રસગોનુ અસ્તિત્વ આજે વર્ષો પહેલા આપણે ઇશ્વરાધિત છે એમ માનતા હતા પરતુ વિજ્ઞાનની શોધોથી વિશ્વમા પેદા થએલ તત્વમા આપણને શ્રદ્ધા રહી નથી જે સિદ્ધાતોનુ પ્રતિપાદન થતુ નથી, તેનો સ્વીકાર કરવા આપણે તૈયાર હોતા નથી જીવનમા આજે બુદ્ધિને અગ્રસ્થાન આપવામા આવ્યુ છે આ જ કારણથી આપણે મન અને હૃદય કરતા શારિરીક સગવડને વધુ પ્રાધાન્ય આપીએ છીએ એક તરફ અમેરિકા અને રશિયાનો નાસ્તિકવાદ આગળ વધી રહ્યો છે ત્યારે હિંદુસ્તાન અને બીજા ઘણા દેશોમા ધાર્મિક વિભિન્નતાને કારણે આતર વિગ્રહ ચાલી રહ્યા છે

માણસ અને પશુમા મુખ્ય ફેર એ છે કે માણસને ફક્ત શરીરની સ્થુલ સગવડો મળતા એને સતોષ થતો નથી એનામા રહેલો આત્મા મન બુદ્ધિ અને ક્રિયામા ઊંચે નહિ જવા મથે તો તે હારી ગયો હોય છે આ રીતે ધર્મ વગર માણસને ચાલતુ નથી ધર્મ એ માનવ સંસ્કૃતિનુ પ્રતીક છે ધાર્મિક ભાવનામા સમયાનુસાર પરિવર્તન થતુ હોય છે આજે ગંગા યમુનાના પવિત્ર જળમા સ્નાન કરવામા, મૂર્તિપૂજા કરવામા કે માળાઓ ફેરવવામા ધર્મનો સમાવેશ કદી પણ થતો નથી એક વ્યક્તિ તરીકે, સમાજના એક અંગ તરીકે અને માનવી તરીકેનુ જીવન જે ઉન્નત બનાવે અને સાચા કર્તવ્યનુ માર્ગદર્શન કરાવે તેજ સાચો ધર્મ અગ્નિ ઉપર રાખ વળતા જેમ એમા રહેલી ઉષ્મા અને જ્યોતિ ઝાંખી પડે છે, તેવીજ રીતે સાચા ધર્મ ઉપર વહેમ અને ખોટી પ્રણાલિકાઓની રાખ ચડતા તેમા રહેલુ સત્યનુ તત્વ ઝાંખુ પડી જાય છે થોડે થોડે સમયે ધર્મ ઉપર આ રીતે આચ્છાદાન આવી જાય છે આવે સમયે સાચા ધર્મનુ ભાન કરાવવા માટે યુગપુરૂષ અવતરે છે, અને પથચ્યુત થતી માનવજાતને માર્ગદર્શન કરાવે છે શ્રીમદ્ ભગવદ્‌ગીતામા પણ શ્રી કૃષ્ણએ કહ્યુ છે કે—

यदा यदा हि धर्मस्य
ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानम धर्मस्य तदाऽऽत्मानम
सृजाम्यहम ॥

ધર્મને નામે પરાપૂર્વથી અનેક માનવીઓના રૂધિર રેડાયા છે ધર્મને લીધે પુણ્યને નામે ઘણા ઘોર કૃત્યો થયા છે આમા કોઇ પણ ધર્મનો દોષ હોતો નથી. માનવી ધર્મને વિકૃત સ્વરૂપ આપે છે તેનુ જ એ પરિણામ હોય . દરેક ધર્મમાં પરમેશ્વરને જુદે જુદે નામે ઓળખ્યા છે, પરતુ દરેકનુ ધ્યેય તો માનવીનો આધ્યાત્મિક ઉત્કર્ષ જ છે દરેક ધર્મના સનાતન સિદ્ધાંતો–દાખલા તરીકે અસત્ય ન બોલવુ, ચોરી ન કરવી, વિગેરે દરેક પ્રથા માટે, દરેક યુગમા આચરણમાં મૂકવા માટે જ હોય છે

આમ, ગીતામા વર્ણવેલુ અર્જુનનુ મનોમંથન ફક્ત અર્જુનને જ લાગુ પડતુ નથી, દરેક માનવીને જીવનમા અનેક વખત મનોમંથન અનુભવવુ પડે છે હૃદય અને મન વચ્ચે હમેશા દ્વન્દ્વ યુદ્ધ ચાલ્યા કરે છે અંતરાત્મા દરેક ખોટુ કૃત્ય કરતા આપણને હમેશા અટકાવે છે, આપણે આપણા આત્માના અવાજને સાભળવા છતા એની અવગણના કરીએ છીએ લોભ મોહ, ક્રોધ એ માનવજાતીના અનાદિકાળના શત્રુ છે એના પર વિજય મેળવવા એને સતત પ્રયત્ન કરવો પડે છે

જીવન એટલે જ સત્ય અને અસત્ય તથા સ્વાર્પણ અને સ્વાર્થ વચ્ચે ચાલી રહેલુ યુદ્ધ માનવીના અંતરમાં જ્યારે અમાવાસ્યાની કાળરાત્રીનુ ઘોર તિમિર છાઇ રહે, અનેક પ્રલોભનો સામે એને લડવાનુ હોય ત્યારે ધર્મ અથવા એની પરમેશ્વર પરની અચળ શ્રદ્ધા એનામાં આંતર જ્યોતિ પ્રગટાવે છે શરીરની વૃદ્ધિ અને પોષણ માટે જેમ ખોરાકની જરૂર છે તેવીજ રીતે આત્માના ઉત્કર્ષ માટે ધર્મની જરૂર છે સર રાધાકૃષ્ણને એક સ્થળે લખ્યુ છે —

" ધર્મ એ છેક શરૂઆતથી માનવ સંસ્કૃતિનુ વાહન બનેલો છે મનુષ્યના ઊંડામા ઊંડા અનુભવની એ સર્વોત્તમ સિદ્ધિ છે તે ઊંડામાં ઊંડા પ્રકારનુ જીવન છે અને તેમા માનવ જીવનના વિવિધ અટપટાં ને પરસ્પર વિરોધી અંગોનુ પ્રતિબિંબ પડે છે કરોડો મનુષ્યોના વિચારો અને સ્વપ્નો મળીને કોઇ પણ ધર્મ રચાય છે જગતના મોટા ભાગને તેનુ ધાર્મિક શિક્ષણ ભારતવર્ષ પાસેથી મળ્યુ હતુ વહેમ અને તાત્વિક વાદવિવાદની સામે ભારતવર્ષને નિરંતર લડાઇ ચલાવવી પડી છે છતા તે સેંકડો વર્ષ થયા, આત્માના આદર્શોને દૃઢતાપૂર્વક વળગી રહ્યુ છે "

શ્રી રવિન્દ્રનાથ ટાગોરે પણ એક સ્થળે લખ્યુ છે કે 'પશ્ચિમની સંસ્કૃતિ શહેરની સંસ્કૃતિ છે જ્યારે ભારતીય સંસ્કૃતિનુ ઉદ્ભવ સ્થાન તપોવન છે ' જીવનમા ધર્મનુ ઘણુ અગત્યનુ સ્થાન છે એનો અર્થ એ નથી કે આપણે આપણા ઐહિક જીવન તરફ બેદરકાર થવુ—આપણી સ્થિતિ સુધારવા પ્રયત્ન ન કરવો નિષ્ક્રિયવાદનુ કોઇ પણ ધર્મમા સમર્થન થયુ જ નથી, શ્રી કૃષ્ણ પોતે એક મહાન કર્મયોગી હતા એમનુ જીવન સર્વાંગી હતુ. એટલુ જ નહી પણ બાળક તરીકે, પ્રેમી નાગરિક રાજ્યકર્તા તરીકે અને છેવટે ગીતાના ઉપદેશક તરીકે આપણે જોઇ શકીએ છીએ કે જીવનની પ્રત્યેક સ્થિતિમાં તેઓ સંપૂર્ણ જ હતા સંસારમા રહી આપણુ કર્તવ્ય કરીને જ આપણે જીવનમુક્ત થઇ પરમેશ્વરને પ્રાપ્ત કરી શકીએ

આજે જગતમા અનેક પ્રકારના વિગ્રહો ચાલી રહ્યા છે એક દેશને બીજા દેશ સાથે, એક પ્રજાને બીજી પ્રજા સાથે, એક વર્ગને બીજા વર્ગ સાથે અને એક સંસ્કૃતિને બીજી સંસ્કૃતિ સાથે ઘર્ષણ ચાલી રહ્યુ છે ' માનવીની બુદ્ધિએ ઘણીજ પ્રગતિ કરી છે કુદરત ઉપર તેણે પ્રભુત્વ પ્રાપ્ત કર્યુ છે, છતા પણ જગતમા આજે શાન્તિ કે બંધુત્વની ભાવના નથી વિજ્ઞાન માનવીના ઉદ્ધાર માટેનુ નહી પણ એના વિનાશનુ સાધન બની રહ્યુ છે આવી દુઃખદ પરિસ્થિતિનુ એક અગત્યનુ કારણ એ છે કે આપણે પ્રત્યેક માનવીમા રહેલા દૈવી અંશને સ્વીકારતા નથી આત્મવત્ સર્વભૂતેષુ નો મહામંત્ર આપણે વીસરી ગયા છીએ માનવી જ્યારે પોતાનામાં રહેલા દૈવી અંશને ઓળખશે અને બીજામા પણ પ્રભુના આ અંશના દર્શન કરશે ત્યારે જગતમાથી ઘણા દુઃખો દૂર થશે એ નિઃસંશય છે જગતને સેંકડો પૂર્વે આધ્યાત્મિક જ્ઞાન આપનાર હિંદ જગતને આજે આ અંધાધુંધીમાથી બચાવી શકે એજ અભ્યર્થના '

—નારી જીવનની સુંદર છબી—

# કહાં જનમ લિયા

લેખિકા શ્રી કુમુદ શુક્લ

મ્હારા એ નાનકડા ફ્લેટમા તદ્દન નવી આવેલી છેલ્લી ઢબની અમેરિકન આરામ ખુરશી પર આરામથી હુ બેઠી હતી કોણુ જાણે મન શુ યે વિચારતુ હશે, ત્યા એકાએક રેડિઓની સ્વિચ ચાલુ કરી તો પેલી સરસ રેકર્ડ વાગતી હતી

' કહા જનમ લિના, કહા તપે ઔર કહા સમાઇ ધૂની ' મ્હને આ રેકર્ડ ખૂબ ગમે છે આખી સાંભળીને એ ધ્યાનપણામાં જ સ્વિચ બધ કરી દીધી કડી કેટલી યોગ્ય છે! શુ મ્હારા પોતાના જીવનને એ બરાબર લાગુ નથી પડતી ? અને મન એ આખાયે ભૂતકાળ પર ભમવા લાગ્યુ Ultra Modern (ખૂબ આધુનિક)

આજ હુ મારી જાતને modern કહી શકુ એમ હુ નથી માનતી નાત જાતના ભેદને ને સ્ત્રી પુરૂષ વચ્ચેના ઉચ્ચ નીચના ભેદને પણુ પણુ જન્મી હતી તો સર્વ શ્રેષ્ઠ બ્રાહ્મણુ જ્ઞાતિમાં, અને ત્યાર તો મનેય અભિમાન હતુ કે માનવી માત્રનો જે ઉદ્ધાર કરી શકે છે એવી ઉચ્ચ જ્ઞાતિમા નદુરામ કાશીરામ જેવા બ્રાહ્મણુ શ્રેષ્ટના કુટુબમા જન્મી છુ તે વખતે અને તેમ અમારા ગામમા અને અમારા ઘરમા ' છોડી 'ની જાતને ભણુવાનુ હોય એ પ્રશ્ન જ નહોતો' ઉભો થતો કે મ્હને ન ભણુાવી એમ મ્હારે કહેવાનુ હોય. શહેરની કલ્પના સ્વપ્ન સમી હતી, ત્યાં જવાય એવો કોઇ સીધો રસ્તો અમારા ગામથી ન હતો અમે જેને શહેર માનતા તે ' એક તાલુકાનુ ' ગામ હતુ ને એય રેલ્વે સ્ટેશનથી સહેજે પાચ સાત માઇલ દૂર હશે, તો પછી અમારા ગામની તો વાત જ કયા ? પણુ નદુરામ કાશીરામ તો જ્ઞાતિમા કરતા કારવતા અને પૈસાદાર ગણુાતા. એમનો એક પુત્ર–એટલે કે મારા કાકા, પેલા–અમે જેને શહેર માનતા–ગામમા રહેતા એમની પુત્રીના લગ્નમા હુ ત્યા ગઇ ત્યારે મને ખબર પડી કે કોઇ છોકરી ફાઇનલ સુધી તો કોઈ બે ચોપડી સુધી પણુ ભણુતી ખરી ત્યારે જ મ્હને એમ થયુ ' હુ નદુરામ કાશીરામના કુળની ને મ્હારા ગામની બીજી છોકરીથી જરાયે ચઢીયાતી નહિ ? ' મ્હે બાપુજીને કહ્યું, " આ કપિ બ્હેન તો ભણી ને મને કેમ ન ભણુાવી" બાપુજી બોલ્યા " એ તો શહેર કહેવાય, ત્યાં તો બધુ ચાલે આપણુા ગામમા એવુ ન ચાલે " મ્હે એમને બહુ સમજાવ્યા છેવટે કાકા વચ્ચે પડયા અને બે ચોપડી ભણુવાની મ્હને છૂટ મળી એમ કાકા અને કાકીની મહેરબાનીથી બીજી જેટલુ ભણી ' થયુ હવે તો બહુ ભણ્યા ' કહી બાપુજીએ તેડાવી લીધી મ્હારૂ મન હવે વાચવામા બહુ રહેતુ, પડિકાનો એક કાગળ પણુ વાચ્યા વિના હુ નાખી નહોતી દેતી એવામા મ્હારા કાકાને સાચા શહેરમાં જવાનુ થયુ ત્યા કાકીને એકલાને ન ફાવ્યુ એટલે એમણે મ્હને તેડાવી, બાને તો એ જરાયે ન ગમ્યુ થોડાજ

વખત પર કપિલ્બ્હેન ગુજરી ગઈ હતી ને એવા દુખી દિવસમા ના કહે તો ખરાબ લાગે એટલે મોકલવી પડી અહીં જ મ્હારા જીવન વિકાસ આડે આવતો પરદો જાણે ચોરો હરી ગયો અમને અમારા ઘરનુ નંદુરામ કાશીરામના નામનુ બહુ અભિમાન ! અમારા કુટુંબને લાયક કોઈ વહેવાઈ મળ્યો નહિ, હુ બાર વર્ષની થઈ ગઈ ! હવે તો બાને ફીકર થઈ પણ નીચા કુળમા છોકરી આપવી ન હતી, એ બાબતમા આખુ ઘર મક્કમ હતુ વળી કાકા સાથે શહેરમા આવી ચડી હતી. કેટલીક કાકલુદી પછી કાકીએ ફાઈનલ થવા છૂટ આપી ! અને બેજ વર્ષમા હુ સરસ રીતે પાસ થઈ ગઈ

કમનસીબે કાકાને શહેર છોડવાનુ આવ્યુ, તે રાતે હુ ખૂબ રડી પણ કોઈ ઉપાય ન જડે. મ્હારે એ મ્હારા ગામડા ગામમા જવુ જ ન હતુ, આમે મ્હારો સબંધ થતો ન હતો એટલે બા તો મ્હારા પર ચિડાયેલીજ રહેતી હવે ત્યાં હમેશ જોશે એટલે કુટુંબ અને કુળની વાત ઉંચી મૂકીને મ્હને ક્યાંક પરણાવી દેશે. પણ કોઈ ઉપાય ન હતો, બીજે દિવસે અમે ઉપડવા આખે રસ્તે મુંજીની જેમ હુ બેસી રહી ક્યાંય ચેન ન પડે. કાકાએ ખૂબ સમજાવીને છેવટે એમને ગામ એમની પાસે રાખશે એમ કહ્યું ત્યારે કાંઈક વિષાદ ઓછો થયો પણ ઇશ્વરે મ્હારી સામે જોયુ ટ્રેનમાંજ કાકીના ભાઈનો દીકરો મળ્યો, એ અમારી જ્ઞાતિમા શહેરમા જઈને ભણી આવેલા ચાર પાંચમાંનો એક હતો, એ અમારી સાથે જ થયો. અમે કાકાને ત્યા જે થોડા દિવસ સાથે રહ્યા તેના સંસ્મરણો હજી મન આનંદિત કરી મૂકે છે મનમાં ને મનમા હજારવાર એમનો ઉપકાર માનુ છુ એમના વિના મને ભણવાની અનુકૂળતા ન જ મળત એમને અમે રામુભાઈ કહેતા એમનુ મુળ નામ તો રામપ્રસાદભાઈ હતુ પણ શહેરમા જઈને એમણે રામપ્રસાદનુ રમેશ કરી દીધુ હતુ રામુભાઈ મ્હને અંગ્રેજી શીખવાનુ કહે, કોઈ કોઈ શબ્દો એમણે શીખવ્યા પણ ખરાં ! પણ ત્યા તો એમની કોલેજ ઉઘડી ગઈ ને એ એ ચાલ્યા ગયા ! બીજે દિવસે જાણે ઘર ખાલી ખાલી લાગે, મ્હે તો કહ્યુ પણ ખરૂ ' આજ તો કાંઈ ગમતુ જ નથી. '

કાકાએ બાપુજીને મ્હારો વિવાહ રામુભાઈ સાથે કરવા માટે લખ્યુ અને બીજો પત્ર એ સબંધમા રામુભાઈને લખ્યો રામુભાઈને સગામા મ્હારા કાકી સિવાય કોઈ નહિ એટલે એવાને પોતાની પુત્રી આપવા બા રાજી ન હતી તથી કાકાના કાગળનો જવાબ ન દેતા ' બા માંદી છે, એમ લખી મ્હને ઘેર બોલાવવાને પત્ર લખ્યો. હુ સમજી ગઈ એ બાબતનો મ્હને બહુ વાંધો પણ ન હતો. ગામડા ગામમાં ઉછરી હતી છતા પરણવા સબંધી મ્હને જરા પણ ઉતાવળ ન હતી આ બાજુ રામુભાઈને લાગ્યુ કે પોતે નહિ કરે તો કોઈને-મ્હારાં કાકીને-દુખ થશે અને એકવાર એમાંથી છૂટયા પછી ફરી એજ ભૂલ કરવા એ તૈયાર ન હતા, એટલે એ તો જાતેજ બે દિવસ માટે આવી પહોંચ્યા સવારના હુ કચરા કાઢતી હતી, ગામડામા એમ કામ માટે નોકર નથી હોતા. અમે મોટા કુટુંબના એટલે નદી તળાવ કપડા ધોવા નહોતા જતા, એ માટે પાણી વાળી રાખેલી, બાકી ઘરમા બેસીને બધુ જ કામ જાતે કરતાં હતા એકદમ બારણુ ઉઘાડતાં સામે જ રામુભાઈને જોઈને હુ તો ખુશ થઈ ગઈ ને બોલી ઉઠી "કાકી, રામુભાઈ આવ્યા ! " રામુભાઈ મ્હારી તરફ એક દયા-ભરી દૃષ્ટિ નાખી ચાલ્યા ગયા. હવેજ મ્હને ખ્યાલ આવ્યો કે મ્હે ભૂલ પાડી એ સારૂ

ન કર્યું. કાકીએ રામુભાઈના ઓવારણાં લીધાં, પણ કાકીનું મો તદ્દન ગંભીર હતું. મ્હેં પાણીનો લોટો ને પતાસું વાળીને મૂક્યાં ને હું બાજુના ઓરડામાં જતી રહી. પાણી પીતા પીતા રામુભાઈએ કહ્યું "કાકી, ત્હમે માઠું ન લગાડશો. પણ મ્હને ઈશ્વરે એમાંથી છોડાવ્યો છે તો હવે મ્હને જાતેજ મ્હારે લાયક પત્ની શોધી લેવા દો. આવી બાબતમાં ત્હમે મ્હને શરમાવશો નહિ." (રામુભાઈ બાળપણમાં પરણેલા. છ સાત વર્ષ પહેલાંજ એમની પત્ની ગુજરી ગઈ હતી.) કાકીએ છુટકારાનો દમ ખેંચ્યો. એમને હતું કે રામુભાઈ હા કહેવા આવ્યા છે ને હવે પોતે શી રીતે ના કહેશે. એમણે કહ્યું "ના, ના, ત્હારી ઈચ્છા હોય તો જ. કોઈ ત્હને પરાણે નહિ પરણાવે. પણ હવે ત્હારે ક્યાંક તો ગોઠવાવું જોઈએ ને?"

"પણ કાકી, ત્હમારું ખરાબ તો નહિ લાગે ને? એ લોકો ત્હમને કાંઈ કહેશે તો નહિ ને?"

"એ બીકે ત્હારે પરણવાની જરૂર નથી. તું જ તે હડાડે નહિ તો કહેતો કે ના ફાવે તો હવે મુસલમાનની જેમ આપણા લોકો પણ છૂટા થાય છે. તો પરાણે પરણાવીનેય શું ફાયદો!"

"કાકી, ત્હમે તો શહેરમાં રહેતા છો. ત્હમે નથી સમજતા કે આપણા દરેકે કેમ ગીનાતી શકે એવી પત્ની સાથે જ ત્યાં તો ફાવે! ત્હમે આટલું સમજો છો, તોય આ શારદાને ભણાવતા કેમ નથી?"

"ભાઈ એ કાંઈ મ્હારી છોકરી થોડીજ છે કે મ્હને ફાવે એમ એને રાખી શકું." (કાકીને દયિતાબ્હેન મરી ગઈ તેનું દુઃખ આ વખતે યાદ આવ્યું.) "ત્હમે કહો તો ગઢુભાઈ-બાઈ—મ્હારા બાપુજી—જરૂર માને."

કાકી બોલ્યા "માને કદાચ, પણ ભાભીજીને એ ગમતું નથી. છોકરાની જાત હોય તો સઉ સાંભળે, છોકરીની જાતને માટે કોઈ ન માને."

રામુભાઈને ઘણું કહેવું હોય એમ લાગતું હતું, પણ એ ચૂપજ રહ્યા. જે સમાજમાં એમના કાકી કહેતાં હતાં ત્યાં એવું જ હતું તે એ સમજતા હતા.

કાકીએ મને ખુબ મારી રામુભાઈ માટે ચ્હા બનાવી લાવવાનું કહ્યું. કાકી સાથે શહેરમાં જઈને ચ્હા બનાવતાં શીખી લાવી હતી. ચ્હા લઈને હું આવી ત્યારે રામુભાઈએ પૂછ્યું "શારદા, ત્હને ભણવું નથી ગમતું?" મ્હેં માથું નીચું ઢાળ્યું. રામુભાઈ બોલ્યા, "આજ છે અહીં, કોઈ બરાબર બોલે જ નહીં. શહેરમાં બ્હેનો જોઈ હોય તો પોતેજ પોતાનું ભાવી ઘડે, અને ત્હમે લોકો માથું નીચું કરવાથી ને લાજ કાઢવાથી આગળ કાંઈજ વધારે નથી કરી શકતા!"

શહેર અને ત્યાંના લોકો વિષે એટલું બધું સાંભળ્યું હતું કે મ્હને થતું કે "કંઈક કરી બતાવું" પણ હું એક ગામડાની તદ્દન અસહાય શું કરી શકું? મ્હેં કહ્યું "ભણવું ઘણુંયે હોય, પણ અમે કાંઈ પુરુષ જાતી થોડાજ છીએ કે એમ નીકળી પડી શકીએ?"

"કેમ, શહેરમાં તો ઘણી છોકરીઓ હોય છે, કેમ ન નીકળાય? ત્યાં તો બધીજ ભણે છે."

"એ લોકો તો હોશીયાર હોય, એમને બધું આવડે."

"અને ત્હમને કેમ ન આવડે? તે દિવસ મેં તને થોડું અંગ્રેજી શીખવ્યું તે આવડ્યુંજ હતું ને?"

તે વખતે કાકી આવ્યા, વાત બદલાઈ. પણ મને આ શહેરની છોકરીઓને ટપી જવાય એવા થવાનું મન થયું. મારું મન એજ વિચાર કર્યા કરતું, પણ જેમ શહેરની

કઇ ગતાગમ નથી એ શુ વિચાર કરી શકે? તે દિવસે હુ ખુબ રડી, ભૂખી ને ભૂખી સૂઈ ગઈ કાકીએ બહુ સમજાવ્યુ ને સમ ઘાલ્યા ત્યારે ન રહેવાયુ બધી મનની વાત કહી દીધી સાથે કાકી પણ રડયા એમનુ મારી બા આગળ શુ ચાલે? તે રાત્રે એમણે કાકાને વાત કરી કાકાએ કહ્યુ "શારદા, આખુ ગામ વાત કરશે, મોટાભાઇ મારવા લેશે. આ તે શુ બાળકના ખેલ છે? એવી ગાંડી જીદ તે કરાય?" હુ કશુ ન બોલી, મે ફક્ત રડયાજ કર્યુ પણ કાકાએ એ તો અમસ્તુજ કહ્યુ હતુ એમને હૈયે રામ વસ્યા હતા

કાકાને એમના માસીએ દત્તક લીધા હતા તેને અંગે તેમને શહેરમા જવા આવવાનુ થતુ વળી હવે તે ગુજરી ગયા હતા ને થોડીશી મીલકત પણ આવી હતી એટલે કાકા નોકરી છોડીને એ મીલકતને આધારે મને ભણાવવા શહેરમા આવવા તૈયાર થયા એમણે કહ્યુ 'હુ આજ મોટાભાઇ પાસે જાઉ છુ એમને સમજાવીશ નહિ સમજે તો સામો થઈશ પણ શારદાને ભણાવીશ"

કાકા ગમે તેમ કરી મને એમની સાથે રાખવાની મંજુરી મેળવી શક્યા. જો કે તદ્દન ખોટુ કહીને કે કાકીની તબીયત સારી નથી માટે મને સાથે લઇને શહેરમા રહેવુ પણ બહુશા કે રખડવા બહાર નહિ જ જવાદે કાકાએ મને હિંમત આપી. અમે જોઇતી ઘર વખરી લઇ જાણે કાયમને માટે ગામ છોડયુ ' અમદાવાદ આવી રામુભાઇએ અમને રહેવા કરી આપેલી સગવડ પ્રમાણે અમે રહેવા લાગ્યા અને મ્હારૂ ભણતર શરૂ થયુ આમ હુ ચૌદ વર્ષે અંગ્રેજી પહેલા ધોરણમા બેઠી. નાની બાળાઓ સાથે ભણતા ખૂબ શરમ લાગે, પણ કાકા કાકી અને રામુભાઇની હિંમતથી મ્હે પાંચજ વર્ષમાં મેટ્રીક સુધીનો અભ્યાસ પુરો કર્યો એ દરમિયાન એક દુખદ પ્રસંગ બની ગયો

એક રાતે કાકીએ મ્હને ઉઠાડી, 'શારદા, થોડુ ગરમ પાણી કરી આપતો મ્હને પેટમાં ખૂબ દુખે છે" હુ ઉઠી એમને બે કલાક શેક કર્યો પણ મટવાને બદલે એમનુ દુખ વધતુ જ ગયુ, સવારે રામુભાઇને બોલાવ્યા. એમણે કાકીને દવાખાને લઇ જવા તૈયારી કરવા માંડી. ગામડામા દવાખાના માટે સારો અભિપ્રાય નથી હોતો તેમા અમારી જ્ઞાતિની એક બાઇ કોઇ દવાખાનામા સારવારને અભાવે જ મરી ગયેલી, એટલે કાકીએ ના કહી. કાકાને પણ મન હતુ પણ કાકીનુ દુખ તો વધતુ જ ગયુ પાછળથી તો કાકી જેવા શાન્ત માણસ પણ દુખ ન સહન થવાથી બૂમ પાડી બેસતા. છેવટે એમને દવાખાને લઇ ગયા પણ બીજે આખો દિવસ પીડાઇ કાકી સ્વર્ગવાસ પામ્યા રામુભાઇ કાકાને સાન્તન દેવા લાગ્યા, પણ હુ તો કાકાને શુ કહુ? મારાથી જ નહોતુ રહેવાતુ ત્યે' મ્હારી શાળાની બેનપણીઓ તે દિવસે મારી પાસે બેસી રહી, રાત્રે રામભાઇએ ચા કરી આપી મને ને કાકાને ખૂબ આગ્રહ કરી પાઇ તે દિવસે આજના લોકોનુ 'અમૃત મ્હે પહેલ વહેલુ ચાખ્યુ '

પછી અમે સૌ કાકાને ગામ ગયા ત્યા બા બાપુજી પણ આવ્યાં હવે આ વખતે નક્કી મ્હેને લઇ જવાના એ વિચારે મ્હને ખૂબજ દુખ થતુ કાકીની પાછળ બધી ક્રિયા પતી ગઇ સૌ વિખરાતા હતા ત્યારે બાએ કાકાને કહ્યુ કે ' શારદાનું વેવિશાળ નક્કી થાય એમ છે ' મ્હે ના કહી ત્યારે બા ચીડાઇ ગઇ અને ખૂબ વઢી ' ત્હારો બાપો નાદુરસ્ત છે એટલેજ ચૌદ વર્ષની હતીએ છીએ બાકી તુ અઢાર ઓગણીસ વર્ષની

છુ " એમ પણ કહ્યુ બીજુ પણ ઘણુ કહ્યુ હુ ગતથી મક્કમ હતી એટલે ચૂપ જ રહી કાકા કહેવા લાગ્યા ખરા, પણ હુ જોઈ શકતી હતી કે કાકીના મરણ પછી એમની હિમત ભાગી ગઈ હતી. તે સાજે બા રસોડામાં કામ કરતી હતી. ઘરમા હવે અમે ઘરના અને રામુભાઈ જ રહ્યા હતા. રામુભાઈ દાદાને લઈ તળાવે ફરવા ગયા હતા, તે તેજ વખતે આવ્યા, કાકા બાપુજી પાસે બહાર બેઠા અને રામુભાઈ જોડા કાઢવા ઘરમા આવ્યા મે કહ્યુ " મારે તો બા સાથે અમારે ગામ જવુ પડશે." "કેમ ભણવાનુ માંડી વાળ્યુ ? કોઈને તો તમને ભણાવવાનુ બહુ મન હતુ " મે કહ્યુ " એ હતા ત્યા સુધી ઠીક હુ હવે શુ કરૂ ?" રામુભાઈ બોલ્યા ' બસ આટલીજ હિમત ! હવેજ હિમત બતાવવાની છે ગમે તે સહન કરીને પણ ભણવુ જોઈએ એમ નથી લાગતુ તમને ?' " લાગે તો ખરૂ, સ્તો. પણ જેને કોઈનો સહારો નથી ને પોતાને રસ્તો સુઝતો નથી તે શુ કરી શકે !"

ત્યાં તો બા બહાર આવીને મને વાત કરતી જોઈને ચીડાઈ ગઈ અને મને અદર લઈ ગઈ રસોડામા જઈને ગામ ઉપાડે માથે પુરુષ સાથે વાત કરવા માટે મને ખૂબ કહ્યુ જેમાનુ કેટલુક તો આજેય યાદ છે' પણ આજ ચીડ નથી ચડતી આપણી એ અજ્ઞાન બહેનો માટે દયા આવે છે' થતુ હતુ એટલે મે ન માન્યુ ને કહ્યુ "ના, મારે તો ભણવુ છે" બા બોલી, "જો હુ કાંઈ તારી કાકી નથી કે એમ રહેજ રહીશ કે ત્રાગુ કરીશ એટલે માની જઈશ " મે કહ્યુ "પણ હવે તો હુ યે હિમતવાળી થઈ છુ, એમ રડીને નહિ કહુ." બાએ પાણી પીવા લીધેલુ પવાલુ જોરથી મારી તરફ ફેંક્યુ ને રડવા માડ્યુ બાપુજી તથા કાકા ત્યા આવ્યા દાદાએ ખાસ રસ ન લીધો, બાપુજી ચીડાયા, મને વઢ્યા ને ત્યાંજ ઓરડામા મને રાખી અદરથી બારણુ બધ કરી ચાલ્યા ગયા. મને તો સુગમ થઈ પડ્યુ

સવારે ચાર વાગે પડોશી મોહીરગાસી ઉઠીને નદીએ ગયા એટલે છજાનુ બારણુ બધ કરી હુ મારી સાડીની મદદ લઈ નીચે ઉતરી ગઈ દાદાને ખ્યાલ આવી ગયો હોવા જોઈએ, મને એ રસ્તામા મળ્યા પાંચ રૂપીઆ ને કાકીના આભૂષણ મને આપી એમણે મને આશીર્વાદ આપ્યા ને કહ્યુ " ભણીને સુખી થજે બ્હેન, તારી કાકીની ઈચ્છા એના ઘરેણા વેચીને પણ તને ભણાવવાની હતી તે આપવા આવ્યો છુ લે હવ મારી જવાબદારી પુરી થઈ! "

એ આભૂષણ વેચીને હુ ભણી છુ આજ તો મારી પાસે કાકીનુ પ્યાર મગળ સૂત્ર માત્ર છે જે એ મને મારા લગ્ન પ્રસગે

ફુલછાબ

અઠવાડીયુ

## સાલ મુબારક

### પં. જવાહર...

આજે પરદેશમાં આપણી શાન વધારી રહ્યા છે—કોઇ પ્રજાજન ફરજ યા શાન ભુલી એવુ કાર્ય ન કરે જેથી આપણી શાન પર કલંક લાગે

★



## રાજકમલનુ

યશસ્વી સર્જન



સંદેશો આપે છે

બે કલામય રંગીન નૃત્યોથી

ઝળહળતું

# અપના દેશ

દરરોજ ૨ ખેલ
**૬॥ - ૯॥**

શની, રવી, બુધ
**૩॥ - ૬॥ - ૯॥**

: ભૂમિકા :

અભિનય સામ્રાજ્ઞી પુષ્પાહંસ, મનોહર કૃષ્ણ, કે. દાતે, ઉમેશ શર્મા.

# પ્રભાત ટોકીઝ

★ ફોન નં ૨૭૧૮

નવા વરસ માટેની નવી સંસ્કાર ભેટ

# કંજુસાઈ ન કરો

પરંતુ

# કરકસર જરૂર કરો

કરકસર કરવાની ખરી રીત ઘરખર્ચના હિસાબ રાખવાની છે

તે માટે

## તમારા ઘરમાં આજેજ

આવતા નવા વરસ માટે એક મત—

## 'સુશીલાની સંસાર પોથી' વસાવી લ્યો

ગમે તે વરસ, માસ યા દિવસથી શરૂ કર્યા બાદ પુરું એક વર્ષ (અધીક માસ સાથે) સુધી ચાલતી સુશીલ નારીની સંસારપોથી

# સુશીલાની સંસારપોથી

( પુષ્કળ ચિત્રો અને ઉપયોગી માહિતી સાથે મહત્વની ઘરખર્ચની પોથી )



## આવો ને !

હું તો ઝંખુ તમારો સાથ,
કે પ્રિતમ, આવો ને !
મારે કહેવી ઘણેરી વાત,
કે વ્હેલા આવો ને !

નથી ઠરી બેઠાનું ઠામ,
કે પ્રિતમ, આવો ને !
જતો દિવસ મારો નકામ,
કે વ્હેલા આવો ને !

દિલ આપતણું દરિયાવ,
કે પ્રિતમ, આવો ને !
આવો, ન તો કરૂં કયા રાવ ?
કે વ્હેલા આવો ને !

નથી સ્થિર રહ્યાનું ભાન,
કે પ્રિતમ, આવો ને !
જરી વાત લેશો મુજ ધ્યાન,
કે વ્હેલા આવો ને !

મારી પ્યાસ છીપાયોને પ્રાણ,
કે પ્રિતમ, આવો ને !
આવો, ફરીએ મિલનની લ્હાણ,
કે વ્હેલા આવો ને !

શ્રી અનુપસિંહ પરમાર 'કોકિલ'

## દીપોત્સવીનો ઉત્સવ

ઉત્સવ કો' રંગભીનો આવ્યો,
હો માણી લો—
હો માણી લો !
આભે ઢળે છે કોઇ આકાશી ધાર શ્વેત,
ને એમાં જો દિવડા મૂકાય,
મરકતા હાસ્યના આછેરા તેજથી
દુનિયાની મોજ શી મણાય ?
હો ..

ક્ષિતિજને બારણે આવે અતિથિ કો',
કેક રંગોના છાંટણાંથી ગાય,
મીઠા એ ગીતની મધુરી સુવાસમાં
દુનિયા શી આજે લહેરાય !
હો

બંસીના સૂરમાં ગાતો – આલાપતો
અતિથિ એ રાસ રમી જાય,
ખેલતો ને કૂદતો, વેળા વિદાયની
આવતાં એ પાછો હસી જાય !
હો

ધીરેથી જાય એ લેતો વિદાય મધુ,
'કાલ વળી પગલાં પનોતાં દેશે',
એવું વચન દઇ ક્ષિતિજની કોરમાં
છૂપે – ને ઊતરે – ડૂબે
હો

શ્રી હર્ષદ મ. ત્રિવેદી

## અલંકાર

વસંતતિલકા

"આદિત્ય ને વિધુ વસે નભમાં છતાંયે,
શાને પસાર વિજળી ઘનની કરતી ?"
રે આમ કો કવિ વિચાર કરે, અને ત્યાં—
રે દામિની દમકતી નિજ નાથ સંગે,
"એ શ્યામ નાથ થકી શું વિજ શોભતી ના ?"

શ્રી કનૈયાલાલ જોષી

 

હવે નિત્યનો આજ ક્રમ હતો, આ શહેરમાં, ક્યાય ભીખ માગવા જતી નહોતી. બસ, અહિં જ ચાલી આવતી, મારા આ રોટલીના પાસે અને રૂપીયા આઠ આના લઈ પાછી વળી જતી હતી '

હુ તેમનાથી ડરતી ન હતી–એ મને ખૂબ પસંદ હતા એમની પાસે મને કોઈની બીક લાગતી ન હતી હુ હવે સારા વસ્ત્રો પહેરતી હતી એ એ ઘરમા એકલા જ હતા એથી આખી રાત્રી, ત્યા હુ રહેતી અને સવારમા ચાલી જતી

વસતની મદભરી ચાંદનીમા, અમે બન્ને એક ફુવારા પાસે ઉભા હતા જલ કણો પર ચંદ્રબિંબ પડવાથી ઈંદ્ર ધનુષ્ય રચાતુ જોઈ રહ્યા હતા, વાયુ સતાઈને મારા ગરમી વસ્ત્રોમા પ્રવેશ કરી મારા અગોમા કાઈક કરી રહ્યો હતો

'સુષમા, તુ કેટલી સુદર છે ' વિધાતાએ તને ભીખારીને ઘેર જન્મ આપી તારી સાથે અન્યાય કર્યો છે "

એમણે મારૂં નામ સુષમા રાખ્યુ હતુ હુ કોઈ વખત તેમનુ નામ દઈ બોલાવતી. 'પ્રમોદ' ' ત્યારે મને ખૂબ લજ્જા આવતી.

મે કહ્યું 'તમે મારા નાવના નાવિક થવા છો, નહી તો મને કોણ પૂછત ? " કહેતા મારૂ હૃદય ભરાઈ આવ્યુ મે એમના વક્ષ સ્થળમા મારૂ મસ્તક છુપાવી દીધુ, એ કહેવા લાગ્યા સુષમા, તુ મને પ્રાણથી પણ પ્યારી છે, તો મેળવી મારા સુના જીવનમા રસ ભરાયો છે જીવનભર આપણે સાથે રહીશુ, મારી પ્રિયતમે ! "

અને એમણે મને પોતા બાહુ બધનમા જકડી લીધી

હુ ગર્ભવતી બની, દિવસો વિતવા લાગ્યા, મારા મનમા આશા અને આશકાનુ ઘમસાણ થવા લાગ્યુ હવે પ્રમોદનો મારા પર પ્રેમ ઓછો જણાયો, હવે તેની વાતોમા મને મધુરતા લાગતી ન હતી, હવે રાત જાગરણમા જતી ન હતી.

એક દિવસ સધ્યા સમયે મારી માએ ખૂબ મારી મને ઘર બ્હાર કાઢી મુકી, ત્યારે મારે તેમની પાસે ખુલ્લી રીતે આશ્રય માગવો પડયો

' પરતુ સુષમા, એ કેમ બની શકે ! દિવસે આવવા જવા વાળા તને જોઇ શુ કહેશે ? '

કહી દેવુ કે એ મારી વિવાહિતા પત્ની છે, ત્રિવાહમા બાકી પણ શુ રહ્યુ છે ? "

'જેના કુળ અને જાતનુ ઠેકાણુ નથી એની સાથે વિવાહ કરીને સમાજમા હુ કેવી રીતે રહી શકુ ? '

'તો તમને મારા કરતા સમાજ વધુ પ્રિય છે ? "

" નહિ સુષમા ' પરતુ સમાજનો રોષ નાહક શા માટે માથા પર લઉ ! "

ઘૃણા અને અપમાનથી મારૂ અતર સળગી રહ્યુ મે જે પુરુષને સર્વ કાઈ મારૂ હતુ તે અર્પણ કર્યુ હતુ એની આ રૂક્ષતા જોઈ મારા શરીરમા આગ લાગી હુ બોલી " તમે મારો હાથ પકડયો છે, મારૂ સર્વસ્વ છીનવી લીધુ છે, મારા સતિત્વનો સર્વનાશ કર્યો છે, અને વચન આપ્યું છે કે જીવનભર મને સાથે રાખશો, તમે મને: " !

" અહિંથી દુર થા, મારી સામેથી ચાલી જા, કલકિની ' ભીખારણ થઈ સતિત્વનો ગર્વ કરે છે નીકળ અહિંથી ' નહિ તો હડો મારી ગળુ ફેંકી નાખીશ. "

હુ પગમા આગ ભરીને ત્યાથી હુ ચાલી નીકળી

ક્ષણભર, ડુબી મરવાનો વિચાર થયો પરતુ ભવિષ્યની મમતાએ મને રોકી લીધી માતૃત્વના લોભે મરણનુ દ્વાર બધ થયુ કેટલાક દિવસ બાદ નદીના કિનારે એક કમાન ઝુપડીમા મને બાળક થયુ ગોરૂ, સ્વસ્થ અને ચદ્ર જેવુ સુદર '

પરતુ ત્રીજા દિવસે સખત ઠડી પડવાનાં કારણે એને છીનવી લીધુ, મારી ગોદમાથી ને સ્વર્ગે માર્ગે ચાલી ગયુ '

પરતુ હુ જીવી રહી છુ એકલી–દુનિયાની આખોથી દુર, ભીખારણથી પણ બદતર !

અને જ્યારે હુ શહેરના ઊંચા મકાનોને જોઉ છુ, અમીરોના વિલાસ હુ જોઉ છુ, ત્વરિત ગતિએ દોડતી મોટરોને જોઉ છુ, તો વરનો અગ્નિ પ્રજ્વલિત થાય છે કે મારી પથ્થકારી નિઃશ્વાસનાથી આખી દુનિયાને બાળી નાખે ! !

# ઝેબુન્નિસા

લેખક શ્રી રવિશંકર નરોતમદાસ પાઠક

[ શાહજાદી ઝેબુન્નિસા મોગલ શહેનશાહ ઔરંગઝેબની પુત્રી હતી એ હકીકત જાણીતી છે પરન્તુ એ એક ઉચ્ચ પ્રકારની કવયિત્રી હતી એની ઘણાને ખબર નહિ હોય. ફારસીભાષામાં ઝેબુન્નિસાએ પોતાની કાવ્ય કલા બતાવી છે એ મનોહર કાવ્યમાલાના પરિચયમાં જે કોઈ સહૃદયી આવે એ શાહજાદી ઝેબુન્નિસાની ઉંચા શબ્દોમાં તારીફ કર્યા સિવાય રહી શકે જ નહિ. ઝેબુન્નિસા સરળ, સુંદર અને પવિત્ર હતી એના પિતાની નીતી એને ગમતી નહિ, એથી બાપ-દીકરી વચ્ચે અણબનાવ હતો પોતાના દુશ્મનોને ઝેબુન્નિસા મદદ કરે છે એવા વહેમથી દોરાઇ ઔરંગઝેબે ઝેબુન્નિસાને કારાગૃહમાં રાખી હતી સાલ [illegible] એનું અવસાન થયું હતું. એ આજીવન કુંવારી રહી હતી —લેખક ]

ઔરંગઝેબ કેરી, ગુણ રૂપમાં અનેરી
બેટી તું ઓ અન્ઝેરી, લ્હેરી ઝેબુન્નિસા !

સૌન્દર્ય જેમ તારું સૌથી હતું નિરાળું,
તેવું હતું રૂપાળું હૈયું ઝેબુન્નિસા !

વેરી હતો કલાનો, ના કોઈના ભલામાં,
તારો પિતા છતાયે રૂડી ઝેબુન્નિસા !

તું તો હતી સદાની સૌન્દર્ય ને કલાની,
પીતી સપ્રેમ પ્યાલી રસની ઝેબુન્નિસા !

ગોરી ! સરસ્વતીની તે સાધના સ્વીકારી,
ને માનીતી બની તું એની ઝેબુન્નિસા !

તારી મીઠી મઝાની કવિતા સુણી સુણીને,
દિલ કૈંકના ધરાયાં, સુણ ઓ ઝેબુન્નિસા !

વળી કૈક ચાપરોળી ઉગતી અને કુસાની
અનુરાગથી પરીક્ષા લીધી જેબુનિસા !

જે આવતા નમાવા, તે જાય સૌ નમીને,
સુણ્યુ આપ તેમ રાજે દિલથી જેબુનિસા !

સાદેલી પ્રકૃતિની જાણે ન હોય તુ તો,
ત્યમ મસ્ત રે' સદા તુ એથી જેબુનિસા !

બુધ્ધબુધ અને તુ ગુનની વાતો સુણી-સુણાવે,
ધનરાજ કામિનીની, સુંદર જેબુનિસા !

પ્રેમી તણા હૃદયમા, કેવી વ્યથા ઉઠે છે !
થાતા વિજેતા એ પણ જાણ્યુ જેબુનિસા !

જ્યા પ્રેમ ત્યા પૂજા છે, જ્યા પ્રેમ ત્યા સમર્પણ,
છે પ્રેમને જ અર્પણ બધુયે જેબુનિસા !

એવો ધ્વનિ ઉઠે છે તુજ કાવ્ય વાચવાથી,
તારુ હૃદય બતાવે છે એ જેબુનિસા !

આ જન્મ તુ કુવારી રહી, એ ન શુ બતાવે ?
કે પ્રેમને સમર્પણ જીવન જેબુનિસા !

જે નૌજવાન તારા ઉરમાં વસી ગયો'તો,
જે પ્રેમથી હૃદયમા તુજને જ પૂજતો'તો.

કૈવાર ગુપ્ત રીતે મળી ગોઠડી કરી'તી,
કૈવાર મુક્ત મનથી પિયુ સાથ તુ ફરી'તી.

એ તાતના સમયની પડેલા પ્રપંચથી કો,
માર્યો ગયો અને તે પ્રેમી જેબુનિસા !

નિશ્ચય કર્યો'ન્હ વરવુ, ને ટેકથી રહી તુ,
દુખિયારી પણ બની તુ મનથી જેબુનિસા

સુદર પરી સમી તુ, રહેતી ત્યાગથી તુ,
શુ હોય કે કમી કે ? તુજને જેબુનિસા !

પણ ભગ્ન હૃદય થાતા, સૌ ભોગને ત્યજીને,
સીધી ફકીરી જાણે તેં તો જેબુનિસા !

ઓ શાહજાદી ! તારુ કિસ્મત હતુ નઠારુ,
જીવન બધુ વિતાવ્યુ દુખમા જેબુનિસા !

નિશ્વાસ આસુ સગે દિવસો ! વિતાવતી તુ,
જગ બ્હાર હોય જાણે તુ તો જેબુન્નિસા !

બે બોલ કોઇ મીઠા સંભળાવનાર તુજને,
તેવે સમે હતુ ના, દીન ઓ જેબુન્નિસા !

સતાપની વરસની હરદમ ઝડી મહી તે,
ચુપચાપ દિવસ ગાળ્યા, રે હા, જેબુન્નિસા !

તે સમયનાં ગીતોમા તુજ દર્દ ઠાલવ્યુ તે,
સુણતાં નયન ભરાતાં, જળતી જેબુન્નિસા !

તેમાય તે લખ્યુ કે– ' મારુ નથી જગતમા
કોઇ જ કે જરાપણ જે લાગણી બતાવે.

મારી કબર સદાયે રે'શે દીપક વિનાની,
ફૂલ કોઇ નહી ચડાવે તે પર અહો સદાની -

દુખિયારી હુ અરેરે, મઝારનાર મુજને,
પ્રેમી નથી– નથી કો કે'નાર ' પ્યાર તુજને !

આવા વચન સુણીને, દિલમાહી દર્દ થાતુ,
દીન સાવ શુ બની ગઇ દુખથી જેબુન્નિસા !

પણ જો તુ કબ્રમાથી ઉઠી એકવાર આવે,
તો જરૂર એ જાણશે તુજને જેબુન્નિસા !

કે તુ નથી ભુલાઇ લગીરે ગઈ અહીથી,
પ્રેમી રસિક કવિ સૌ જો તુ જેબુન્નિસા !

હરદમ તને પ્રસસાના પુષ્પથી વધાવે,
તુજ કાવ્ય ગાન કરતા, રાણી જેબુન્નિસા !

તુજ હૃદય રગ ઉચો કવયિત્રી ! ના ભૂલાનો,
સરખા નહીં ભુલાશે વાણી જેબુન્નિસા !

સંસારમા કવિ ને કવિતાનુ માન રે'શે,
'રતિ' ત્યા સુધી ભૂલાશે નહીં તુ જેબુન્નિસા !

# પાગલ માનવી

શ્રી હરિશ્ચંદ્ર વૈદ્ય

ખલિલ જીબ્રાનના 'The Mad man'માંથી

જ્યારે તમે મને પુછો છો કે હું દિવાનો કેમ બન્યો ? ત્યારે હું કહું છું કે વાત આમ બની

"એક દિવસ ઘણો સમય પહેલાં જ્યારે ઘણા દેવો પણ જન્મ્યા ન હતા, તે પહેલાં હું ગાઢ નિદ્રામાંથી જાગ્રત થયો અને મારા બધા ચહેરાના બુરખા ચોરાઇ ગયેલા માલુમ પડ્યા,—એ સાત બુરખા મેં જાતેજ બનાવેલા અને મેં સાત જન્મોમાં એમને પહેરેલા—તે બુરખા વગર હું ભરચક મહોલ્લાઓ વચ્ચે બુમો પાડતો દોડ્યો, ચોર, ચોર, પાપી ચોર લોકો, "

સ્ત્રીઓ અને પુરુષો મને હસવા લાગ્યા, અને કેટલાક તો ભયના માર્યા તેમના ઘરમાં ભરાઇ ગયા અને જ્યારે હું બજારમાં પહોંચ્યો ત્યારે છાપરા પર ઉંચે ઉભેલા એક નવજવાને બૂમ પાડી, "એ તો ગાંડો છે !" મેં તેને જોવા ઉંચે જોયું, સૂર્યે મારું ખુલ્લું મૂખ પ્રથમ વારજ ચુમ્યું, અને સૂર્ય પ્રત્યેના અનુરાગથી મારો આત્માનો ચિરાગ જ્વલંત બન્યો મારે હવે મારા બુરખા જોઇતા ન હતા, જાણે કે સમાધિમાંથી હું બોલી ઉઠ્યો, " ભલું થજો એ ચોરોનું કે તેઓ મારા બુરખા ચોરી ગયા ! "

આ રીતે હું ગાંડો બન્યો

અને મારા ગાંડપણમાં મને સ્વતંત્રતા અને નિર્ભયતા પ્રાપ્ત થઇ,—એકાન્તનું સ્વાતંત્ર અને કોઇ મને સમજે નહિ તેથી નિર્ભયતા, કારણ જે આપણને સમજે છે તે આપણને થોડા ઘણાને ગુલામ બનાવે છે

પરંતુ હું મારી નિર્ભયતા માટે બહુ મગરૂર નહિ બનું જેલમાં તો ચોર પણ બીજા ચોરથી નિર્ભય છે

*　　*　　*

પ્રાચીન દિવસોમાં જ્યારે મારા હોઠ ઉપર પ્રથમ વારજ વાચા સ્ફુરી ત્યારે હું પવિત્ર ડુંગર ઉપર ચઢ્યો અને ઇશ્વરને સંબોધીને બોલ્યો "માલિક, હું તારો સેવક છું તારી અદ્દશ્ય ઇચ્છા, મારે મન કાયદો છે, અને હું હરહંમેશ તેનું પાલન કરીશ "

પરંતુ ઇશ્વરે કાંઇજ જવાબ વાળ્યો નહિ, અને ભયંકર ઝંઝાવાતના જેવો તે પસાર થઇ ગયો અને પછી ! પછીના હજાર વર્ષે હું ફરી પવિત્ર ડુંગર ઉપર ચઢ્યો, અને ઇશ્વર પ્રત્યે સંબોધન કર્યું

" કર્તા, હું નાની કૃતિ છું માટીમાંથી તેં મને આકાર આપ્યો છે, અને જે મારૂં બધું છે તે તારૂં લેણું છે "

અને ઇશ્વરે કંઇ જ જવાબ ન આપ્યો પરંતુ સત્વર પાંખવાળા પક્ષીની માફક તે પસાર થઇ ગયો

વળી ફરી હજાર વર્ષે હું પવિત્ર ડુંગર પર ચઢ્યો અને ઇશ્વરને ફરીથી સંબોધ્યો, 'પિતા, હું તારો પુત્ર છું દયા અને પ્રેમમાં તેં મને જન્મ આપ્યો છે અને પ્રેમ અને પુજાથી તારા રાજ્યનો વારસ બનીશ પણ ઇશ્વરે તેનોયે કંઇ જવાબ ન આપ્યો અને દૂરની ટેકરીઓને ઢાંકતા ધૂમસ જેવો તે સરી ગયો

વળી પછીનાં હજાર વર્ષે ફરીથી હું તે પવિત્ર ડુંગર ઉપર ચઢ્યો, અને ઇશ્વરને ફરી એકવાર ઉદ્બોધન કર્યું

( જુઓ પાનું ૯૮નું )

# મજૂર

એના જીવનમાં દર્દ હતું છતાંય
એમાંથી માનવતા નીતરતી હતી.

## શ્રી રતિલાલ મોનજી ચાંપાનેરી

મળ્યેલ શ્રી ઉમેશ જોષી

મજૂરની આ દર્દભરી કહાણી સુણ્યે આજ સાત વર્ષ વીતી ગયાં છતાં જાણે કે કાને જ સાંભળી હોય ના, એમ લાગે છે કહાણીનો એક એક શબ્દ સત્યપૂર્ણ ઘટનાનો ખ્યાલ આપે છે તેના ઉપર સમયની અસર બીલકુલ થતી નથી. ખબર છે કે મારી લેખિની તેના હૃદયની વેદનાને તેના અંતરના ઉભરાને બેદરકારીપૂર્વક વ્યક્ત ન કરી શકો હોય તો પણ મેં મારી ફરજ માની, કે તે મજૂરના જીવનની તસ્વીર જરૂર અંકિત થવી જોઈએ. મજૂરની આ કહાણીમાં મને જે કરુણતા, જે ભવ, તથા વીરત્વની જે છાયા મળી તે આજ સુધીમાં કોઈ કહાણીમાં મળ્યા નથી. આ મજૂરના જીવનનું તથ્ય તથા તેનો અનુભવ એ કોઈ કાલ્પનિક વસ્તુ નથી પરન્તુ તેના જ જીવનના ક્રિયાત્મક ક્ષેત્રનો નકશો છે. એ મજૂરના જીવનના તથ્યોમાં એક નૂતન સજીવનતા છે, એવી સજીવનતા કે જે માનવતાના ઇતિહાસના પાને અમર રહેશે. નામ તો તેનું કાંઈ ઓર જ હતું, પણ તે હંમેશાં મજૂરી કરતો આથી સૌ કોઈ તેને 'મજૂર' કહીને જ બોલાવતા. મને પણ તેના મૂળ નામની ખબર નથી.

હું લાહોરના સ્ટેશન પર એકાદ મજૂર માટે આમ તેમ જોઈ રહી હતી, તેવામાં દૂરથી એક વૃદ્ધ મજૂર તીવ્ર પ્રમાણે બૂમ પાડતો મારી નજીક આવતો જણાયો.

"બાઈ સાહેબ! હું તમારો સામાન ઉચકી લઈશ" તે મારા સામાન નજીક પહોંચ્યો પણ નહિ હોય ત્યાં તો બીજા મજૂરો આવી પહોંચ્યા, અને મને પૂછવા લાગ્યા "શું આપશો, બાઈ સાહેબ!" આ વખતે જ વૃદ્ધ મજૂર હાંફતો હાંફતો આવી પહોંચ્યો. મને તે વૃદ્ધ મજૂર પર દયા આવી. મેં મનમાં વિચાર્યું કે આ વૃદ્ધ મજૂર ભારે વજન કેમ ઉપાડશે? મારે સાત આઠ ફર્લાંગ દૂર જવાનું હતું. સ્ટેશન પર તે વખતે કોઈ વાહન પણ ન હતા, જેથી આ સિવાય બીજો કોઈ ઉપાય ન હતો. મેં મનમાં નક્કી કર્યું કે આ વૃદ્ધને આઠ આના ખાવાને માટે આપવા અને સામાન હૃષ્ટપુષ્ટ મજૂર પાસે ઉપડાવી લેવો. મેં મારી મનીબેગમાંથી આઠ આના કાઢીને તે વૃદ્ધને આપવા માંડ્યા પણ તે લેવાનો ઇન્કાર કરતાં તે બોલ્યો—"બાઈ સાહેબ હું કદિ ભીખ માગતો નથી. મહેનત મજૂરી કરીને કમાઈ લઉં છું. મહેનત, એ જ મારી સાચી કમાણી છે. તમારી દયા માટે હું ઘણો જ આભારી છું. અલબત્ત હું ગરીબ છું પણ એટલા હલકા માનસનો નથી કે વગર મહેનતે તમારા ખીસામાંથી પૈસા પડાવવા લલચાઉં. હાલમાં તો મારા હાથ પગ ચાલે છે, શ્વાસ લેવાની શક્તિ છે આથી બાઈ સાહેબ! ભગવાન મને એવું ન બતાવે કે મારે બીજા આગળ હાથ લંબાવવો પડે.

વૃદ્ધ મજૂરની વાત સાંભળીને હું સ્તબ્ધ થઈ ગઈ. મેં વિચાર્યું, કે આ મજૂર કેવો

સ્વાભિમાની છે! ગરીબ હોવાં છતા પણ ઈમાન માટે એ કેટલો મક્કમ છે! ગરીબાઈના મેદાનમા એ જીવન સાથે ઝઝૂમી રહ્યો છે બહાદુરીથી જીવન-માર્ગ પર આગળ ધપતા એ અટકતોજ નથી. ગરીબાઈની છાયામા પણ માણસ ઈમાનદાર અને સચ્ચરીત્ર રહી શકે, એની મને આજ સુધી ખબર નહિ આજસુધી હુ ધનીકોનેજ ઈમાનદાર અને સચ્ચરિત્ર્યવાન સમજતી હતી પણ અમીરોની ઈમાનદારી અને તેમનુ વ્યક્તિત્વ આ ગરીબ મજુરની આગળ કાઈ વિસાતમા નથી તે વૃદ્ધ મજુરે એ અજ્ઞાનતાનો પડદો મારી આંખ આગળથી દૂર કર્યો

આ વખતે તે વૃદ્ધ મજુરને બાજુએ હડસેલતો એક જુવાન મજુર સામાન નજીક આવીને કહેવા લાગ્યો "હુ પહેલો આવ્યો છુ મનેજ સામાન મળવો જોઈએ જે આપશો તે હુ લઈશ."

મે વિચાર્યું કે અત્યાર સુધી તો આ જુવાન મજુર ભાવની રકઝક કરતો દૂર ઉભો હતો અને આ વૃદ્ધને જોઈને હુ જે આપુ તે લેવાનો એકરાર કરતો હવે થોભ-વાની વાત પણ ઉડાવી રહ્યો છે બીજી તરફ વૃદ્ધ પણ સામાન નજીક વધવાનો પ્રયત્ન કરી રહ્યો હતો. આખરે મે તેને કહ્યુ, 'જુઓ તમે ઘણાજ કમજોર દેખાઓ છો સામાન વજનદાર છે તમારાથી તે ઉચકાશે નહિ મારી વાત માની જાઓ, હુ તમને ભીખ આપતી નથી પણ પોતાનાજ સમજો"

વૃદ્ધ કેરા ઠીક કરતાં વચ્ચે બોલ્યા, "હુ દેખાવમા કમજોર, છુ પણ હુ શક્તિવાન છુ સામાન હુ જ ઉચકી લઈશ. કાઈ એક દિવ-સની વાત નથી કે બીજાને ઉચકયા વિના ચાલે. અહી તો સવારથી ઉઠીને આમજ ચાલ્યા કરે છે આજ તમો મારા પર દયા કરીને પૈસા આપો ખરા, પણ આથી મને આગળ આદત પડશે હુ એવુ કદી નહિ કરૂ આત્માને છેતરીને એવુ કામ કરવુ એ પાપ છે"

વૃદ્ધની વાત સાંભળીને આખરે લાચાર થઈ મે તેના માથા પર સામાન ચડાવ્યો, તે હોસભેર આગળ ચાલવા લાગ્યો

મે રસ્તામા તેને કહ્યુ, "જો થાક લાગે તો સામાન નીચે ઉતારીશુ થોડો થાક ઉતારીને પછી આગળ જશુ '

વૃદ્ધ મારી વાત સાંભળીને હસ્યો, તે કહેવા લાગ્યો "ચાલો, ચાલો, બાઈ સાહેબ, આરામ લેવો એ માનવનુ કામ નથી તેનુ કામ છે ફક્ત આગળ વધવાનુ ચાલવુ એ જીવન છે અને થોભવુ એ મૃત્યુ બોજાથી ડરી જઈ તમારા મુકામે પહોચ્યા વિના હુ થોભી શક્તો નથી હુ મરદ છુ, કાયર નહિ હુ બોજથી ગભરાવુ એ મરદનુ કામ નથી. પણ ધીમે ધીમે પોતાની શક્તિથી મુકાબલો કરવો એમાજ સાચી મરદાઈ છે

વૃદ્ધની જ્ઞાનભરી વાતો સાંભળીને હુ છક થઈ ગઈ મને લાગ્યુ કે આ વૃદ્ધ કેટલો સાહસિક છે! એનામા કેટલુ પુરૂષાતન ભર્યું છે મજુરના સ્વરૂપમા કેટલો મહાન આત્મા છુપાયો છે, ઈન્સાનની ફરજથી પણ તે વાકેફદાર છે, પણ તેનુ ભાગ્ય ફુટેલુ છે તથાપી તે કમનસીબીને સાથે લઈ માનવ જીવનના કપરા માર્ગ પર બેધડક આગળ ધપ્યેજ જાય છે દુનિયાની કોઈ વસ્તુ એને પોતાના ધ્યેયથી ચલીત કરી શક્તી નથી સાચો કર્મવીર છે

"બાઈ સાહેબ" મારા કર્ણ પર આ શબ્દો અથડાયા. હુ વિચારતન્દ્રામાંથી જાગી. મે જોયુ તો વૃદ્ધ બિચારો ઠોકર ખાઈને જમીન પર ચત્તો પડયો હતો મારી સુટ-કેસ તેની છાતી પર પડી હતી. મે તેની છાતી પરથી સુટ-કેસ ઝટપટ ઉતારી લીધી,

તે લથડાતો લથડાતો ઉભો થયો અને સ્વસ્થ થતા ક્ષમા યાચતો બોલ્યો–"બાઇ સાહેબ માફ કરજો, તમારો સામાન ખરાબ કર્યો હશે તમારે પણ આજે કોણ જાણે કેવા મજુર સાથે કામ પડ્યુ છે "

મે કહ્યુ–"સામાન ભલે ખરાબ થયો પણ તમને વાગ્યુ હશે, અહીંથી હુ બીજો મજુર કરી લઉં છુ તમે મારી સાથે આવો"

"બાઇ સાહેબ, બીજો મજુર શા માટે? મને કાંઇ વાગ્યુ નથી. પડતી પડી ચડતી આવે એ તો જીવનનો ક્રમ છે જીંદગીમા ઠોકર વાગવાથીજ આગળ વધાય છે, એનાથી ગભરાઇને દુર ભાગવુ એ ઇન્સાનનુ કામ નથી, જેને જીવનમા ઠોકર નથી વાગી તેનુ તે કંઇ જીવન છે! જીંદગીનો વિકાસ તો ઠોકર વાગવાથીજ થાય છે" વૃદ્ધે સામાન પોતાના માથા પર ચડાવતા કહ્યુ

મે જોયુ તો વૃદ્ધ મારા મુકામ સુધી પહોંચતામા ખુબ હાંફવા લાગ્યો હતો હાંફતા હાંફતા તેણે સામાન મારા ઓરડામા મુક્યો અને તે એક ખુણામા બેસી ગયો. મે કહ્યુ "હવે થોડો થાક ઉતારીને પછી જજો"

'હા, હવે તો થાક ઉતારીને જ જાઇશ. કારણકે હવે તો તમારે મુકામે પહોંચ્યો છુ મુકામ પર થાક ઉતારવામા વાંધો નથી'

તેણે પૂરેપૂરો થાક ઉતાર્યો. હુ પણ મુસાફરીનો થાક ઉતારીને સ્વસ્થ થઇ હતી મે તેને પુછ્યુ–'આ ઉમરમા તમે મજુરી શા માટે કરો છો? તમારે કમાતા દીકરા નથી? મને તમારી જીવન કહાણી સભળાવો"

"બાઇ સાહેબ! મારા જીવનને જાણવાથી શો ફાયદો? એમાંથી નિશ્વાસ સિવાય બીજુ કંઇ નીકળે એવુ નથી" વૃદ્ધે ઉત્તરમ આપતાં કહ્યુ

" પણ મને તમારા જીવનની કહાણી સભળાવો હુ તમારી કહાણી સાભળવા માગુ છ " મે કહ્યુ

'ઠીક ત્યારે, હુ મારી કહાણી સભળાવુ છુ આટલી સહાનુભૂતિપૂર્વક મારી કથની પૂછનાર આજ સુધી કોઇ મળ્યુ ન હતુ, ખરેખર તમે દેવી જ છો ઇન્સાનની આપ કદર કરી જાણો છો, આપ સાક્ષાત દયાની દેવી છો "

" આજથી દશ વર્ષ પહેલાની વાત છે મારે એક દીકરો હતો તેનુ નામ તો ઘની રામ પણ હુ તેને 'વનીયા' કહીને જ બોલાવતો મ તેને સાત ચોપડી સુધી ભણાવ્યો હતો તે જ્યારે વીસ વર્ષનો થયો ત્યારે મે તેના લગ્ન કર્યા તેની વહુ પણ સુશીલ અને રુપાળી હતી દીકરાની મા લગ્ન પછી રામશરણ થઇ, હુ તે વખતે ચોકીદારીનુ કામ કરતો હતો થોડા પગારમાં પણ મે પેટે પાટા બાંધીને દીકરાને ભણાવ્યો વહુ-દીકરો બને મારા તરફ સમભાવ રાખતા પરણીને આવતા જ વહુએ ઘર સભાળી લીધુ

દીકરાને માસિક પચીસ રૂપીયાના પગારે એક મીલને ત્યાં નોકરી મળી ગઇ દીકરાએ મને કહ્યુ–" પિતાજી, હવે તમે ઘેર બેસીને આરામ કરો, હવે તમારા કમાવાના દિવસો નથી. યુવાન પુત્ર હોવા છતાં વૃદ્ધ પિતા નોકરી કરે એ મને ઠીક લાગતુ નથી ભગવાનનુ ભજન કરો. ઘડપણના દિવસો છે '

દીકરાની વાત મારા ધ્યાનમા ઉતરી, માસિક બાર રૂપીયાવાળી ચોકીદારીની નોકરી મે છોડી દીધી હુ ઘેર રહીને ધાર્મિક પુસ્તકોનો અભ્યાસ કરતો હતો પ્રાથમિક અભ્યાસ સિવાય ચોકીદારીની નોકરી મળતી નહિ અને પણ ઘણી મુશ્કેલીથી મળી હતી નોકરી મળ્યાની દોડધામમાં મારે લોહીનુ પાણી કરવુ પડ્યુ હતુ

મે વચ્ચે પૂછ્યુ, "ફક્ત બાર રૂપિયામા તમારૂ ગુજરાન કેવી રીતે ચાલતુ ?"

તેણે લાબો શ્વાસ લેતા કહ્યુ, 'બાઈ સાહેબ તમને આશ્ચર્ય લાગે છે કારણ કે તમે મોટા ઘરના છોરૂ છો આપને શી ખબર ! કે આજે હિન્દુસ્તાનમા કૈકને એક ટક પણ ભોજન મળતુ નથી લાખો માણસો પોતાને જે મળે તેમા સતોષ માને છે તેમને બે ટક ભોજન મળે તો તેઓ પોતાને મહાન નસીબદાર માને છે અમે બાર રૂપિયામા પણ અમારૂ જીવન નાવ આનદથી હકારતા અભિલાષાને જેટલી વધારો એટલુ જ દુ ખ અને જેટલી ઘટાડો એટલુ જ સુખ છે

હા, તો સાભળો

મારો દીકરો સવારે સાત વાગે નોકરીએ જતો અને સાજે નવ વાગે પાછો ફરતો આટલી કપરી તેની નોકરી હતી. આરામ તો તેને માટે સ્વપ્ન સમાનજ હતો. આખો દિવસ કામમા ગુથાઈ રહેતો, ત્યારે ત્રીસ દિવસ પછી એને પચીસ રૂપીઆ મળતા આગળ અમારૂ ગાડુ ચાલ્યા કરતુ પાસે ગઈ તે તેને પગે પડી, ઘણા કાલાવાલા કર્યા, ત્યારે શેઠનુ મન જરા પલળ્યુ. શેઠે ધનિયાને એક શરતે છોડાવ્યો કે વહુએ પણ તેને ત્યા નોકરી કરવી તે વખતે મને શુ ખબર કે વહુના ગોરા મુખ પર શેઠ મોહી પડયા હતા એ દીકરાને બચાવવા માટે વહુને શેઠને ત્યા નોકરીએ મોકલી જેલમાથી છુટીને દીકરો ઘેર આવ્યો એક હજાર રૂપીયા ચોરવાનો તેના પર આરોપ હતો. તે જેલથી છુટીને જે દિવસે ઘેર આવ્યો તેજ દિવસે ખોવાયેલા રૂપીયા શેઠની નાની પેટીમાથી મળ્યા શેઠને યાદ ન હતી, ભૂલમા તેણે એ પૈસા નાની પેટીમા મૂકયા હતા તેની ભૂલનુ પાપ અમારે ભોગવવુ પડ્યુ, કેટલી હાડમારી વેઠવી પડી ! તે દિવસથી મારો ધનિયો માદો પડયો તેને ખાટલામા પડયાને પદર દિન વિત્યા પણ તેની તબીયતમા કાંઈ સુધારો થયો નહિ એક દિવસ તેણે મને કહ્યુ, 'તે નરપિશાચ શેઠને ત્યા વહુ નોકરીએ જાય એ મને પસદ નથી"

બીજેજ દિવસથી મે વહુને નોકરીએ

એકાંતમાં વાતચીત કરી રહ્યા છે. તેઓ આજે તમને મારશે નહિ. હમણાં જ તે બાઈ આવી છે જાણો છો? અમારા શેઠજી ઘણા રસીક માણુસ છે."

તે પહેરેગીરની વાત સાંભળી હું અવાક થઈ ગયો, મારૂં લોહી તપી ગયું. મેં ન આગળ જોયું ને ન પાછળ. દોડતોજ શેઠના મકાનમાં ગયો. અંદર જે કંઈ મેં જોયું તે કહેવું નકામું છે. શેઠની નજીકજ એક દંડુકો પડ્યો હતો. તે ઉઠાવીને મેં તેનાથી શેઠનું સ્વાગત કરવા માંડ્યું. પછી, પછી શું! તેના નોકર–ચાકરોએ મને ખૂબ માર્યો અને પોલીસચોકીમાં પૂરી દીધો.

મેં પોલીસ આગળ બધી સત્ય હકીકત જણાવી પણ મારી એક પણ વાત સાંભળવામાં ન આવી. વહુએ પણ થાણેદાર આગળ સત્ય હકીકતનું કરુણા પૂર્ણ બ્યાન કર્યું, પણ ગરીબોનું કોણ સાંભળે છે? પોલીસ પણ અમીરોનીજ હોય છે. થાણેદાર પણ વહુની સુન્દરતા જોઈ માફ કરવા માટે ફ પીંજરામાંથી ખૂબ બરાડા પાડી રહ્યો હતો– રોઈ રહ્યો હતો મારી કમનસીબી પર." – કહેતાં કહેતાં તે રડી પડ્યો.

મેં તેને ધીરજ આપી. તેણે ફરીથી શરૂ કર્યું, "ગરીબોની સુન્દરતા પણ પાપ સમાન જ નીવડે છે. હું ઇશ્વરને ધિક્કારવા લાગ્યો.–તે અમને ગરીબ બનાવ્યા તો સુંદરતા કેમ આપી! ગરીબો સુન્દરતાની રક્ષા કરી શકતા નથી. થોડા વખત પછી થાણેદાર મને છોડી મૂક્યો. વહુ સાથે હું ઘેર આવ્યો. ઘરમાં ધનીરો બેહોશ હતો. તેને શરીરે તાવ ચડ્યો હતો. થોડી વારે તેણે આંખો ખોલીને મારી તરફ જોયું. મારા શરીરના કેટલાક ભાગોમાંથી લોહી ટપકતું હતું. તે જોઈને તે કાંઈક કહેવા માગતો હતો, પણ તેની જીભ પચાવા લાગી, તથાપિ પરાણે તે જોર કરીને બોલ્યા–" આ ધનિકોનો નાશ કરો. દુનિયામાંથી તેમનું નિકંદન થાઓ."

કહેતાં કહેતાં તેણે આંખો બંધ કરી દીધી.

મેં તેને હાક મારી– "બેટા"

તેણે ફરીથી આંખો ખોલી મારા તરફ જોયું અને સદાને માટે આંખો બંધ કરી દીધી. મારી આંખો સામે અંધકાર છવાઈ ગયો.

બીજી તરફ વહુ પણ ખાટલા પર

## કંચુકી

રાગ આવેલ આશાભર્યા

લાલ ગુલાલ મારી કંચુકી ને
જાણે સંધ્યાએ પૂર્યા રંગ રે
કંચુકી સોહે અતિ રે!

નાવલિયો લાવ્યો મારી કંચુકી ને
નણદીએ ગુંથી ભાત રે
કંચુકી સોહે અતિ રે!

કંચુકી પહેરી હું તો મ્હાલતી ને
ઘૂમતી સહીયર સાથ રે
કંચુકી સોહે અતિ રે!

મોઘા મૂલોની મારી કંચુકી ને
જાતી હું સરિતા ઘાટ રે
કંચુકી સોહે અતિ રે!

શ્રી દેવાયત શોની

અચેતન પડી હતી હું વહુના ખાટલા નજીક ગયો તે બેહોશ હતી, તેનું શરીર તપી રહ્યું હતું, બેહોશીમા તે બબડી રહી હતી – "શેઠને મારી નાખો, અરે તે મારી પાસે અહીં આવી રહ્યો છે થાણેદાર પણ બદમાશ છે એ શામીરાનું મને ગોળ ન બતાવો "

મે પૂછ્યું ' વહુ તમો કેમ છો ? "

તેણે મારી સામે જોયું તેની આખમા અશ્રુબિન્દુ ચમકી રહ્યા હતા તેણે મને પૂછ્યું – " હવે ' એમને કેમ છે ! "

'એ તો હમેશને માટે ચાલી ગયો વહુ ' મે દુખપૂર્ણ શબ્દોમા કહ્યું '

તેણે મારી સામે આખો ફાડીને જોયું, પછી તેણે એક મોટું હિબકુ ભર્યું, તેની ખુલ્લી આખો સદાને માટે ખુલ્લી જ રહી ગઈ

હું સનમૂન થઇ ગયો શું કરવું તેની મને સમજ ન પડી ઘરમા જુવાન દીકરા-વહુની બે લાશ પડી હતી અને બીજી તરફ શહેરમા મોટું સરઘસ નીકળ્યું હતું, તેઓ ચારિત્ર્ય નિર્માણ મંડળના પ્રમુખ નિમાયા હતા ' ચારિત્ર્ય ' નું રક્ષણ કેમ કરવું તે વિષે તેમનું વ્યાખ્યાન થવાનું હતું

મે મહોલ્લાના કેટલાક માણસોને ભેગા કરીને બાળકને યમુના-ઘાટ સુધી પહોચાડી બાળવાને મારે પણ મારી પાસે પૈસા ન હતા. લાચાર થઇ લાશને જમનાજીના પાણી-ની ધારામા વહેતી મૂકી દીધી

હવે હું એકલો જ અનાથી રહી ગયો, કોને ખબર ! હજુ મારા પર કેટલુંક વીતવાનું બાકી છે " કહેતા કહેતા રડી પડ્યો. રડતા રડતા તે બોલ્યો—બાબુ સાહેબ, ત્યારથી જ દુખો મારો હું મજુરીનું કામ કરું છું "

મજૂરની આ દર્દભરી કહાણી સાંભળી મારી આખમા આસુ આવ્યા, મે તેને પચીસ રૂપીયા આપવા માડયા પણ તે લેવા તેણે ઇન્કાર કર્યો મે તેને ખૂબ સમજાવ્યો પણ તેણે કહ્યું – " બાબુ સાહેબ ! હું તમારા રૂપીયા લઇ શકુ નહિ. મારૂ જીવન તો મજૂરી કરવા જ સરજાયું છે હું તમારા રૂપીયા લઇને અંત સમયે મારૂ ઇમાન ગમાડીશ નહિ "

અને જતી વખતે તેણે ફક્ત એક રૂપીયો લીધો તે પણ ઘણી આનાકાનીથી તે મજૂર હવે આ દુનિયામા જીવત છે યા નહિ તેની તો કોને ખબર ! પણ તેની કહાણી આજે પણ મારા હૃદય-પટ પર જેવીને તેવીજ અંકીત છે

---

— પાન ૬૨નું ચાલુ —

" મારા પ્રભુ ! મારા ધ્યેય અને સિદ્ધિ હું તારા ગર્ભ કાશ છુ, અને તું મારી આવતી કાલ છે હું તારૂ પૃથ્વીની અંદરનું મૂળ છુ અને તું મારૂ આકાશમા ખુલતું પુષ્પ છુ અને સુરજની સામે આપણે બન્ને સાથેજ વધીયે છીએ "

પછી પ્રભૂ મારા તરફ જરાક નમ્યો અને મારા કાનમા બે મધુર શબ્દો પ્રેમેથી કહ્યા. અને જેમ સાગર તેના તરફ દોડતી એક ન્હાની નદીને તેનામા સમાવી લે છે તેમ તેણે મને સમાવ્યો અને પછી જ્યારે હું ખીણોમા અને મેદાનોમા ઉતર્યો ત્યારે ત્યાંયે મને કઝરી ગાણી ગાતા માલી-પ્રધર ત્યાયે હતા !

જમાવતો જાય છે પોતાની શક્તિથી એ વધુ ને વધુ ઉત્ક્રાંતિ ઇચ્છે છે, અને તેથી પોતાની ઉચ્ચતા સાબીત કરવા માગે છે પણ શું ખરેખર બધી વાતે એ પ્રગતિ સાધી રહ્યો છે? તો આ બધા પૃથ્વીપર ઝગડા શાના? કલહ શાના? વિશ્વમાં બધે પૂર્ણ શાંતિ અને સુખ સ્થાપ્યા વિના તેની પૂરેપૂરી ઉત્ક્રાંતિ શાની? એટલે એ તો ચોક્કસ જણાઇ આવે છે કે હજુ મનુષ્યે ઘણું કરવાનું બાકી છે તે એવે તબક્કે આવી પહોંચ્યો છે કે તેણે ખૂબ ખૂબ પ્રયત્નો કરી વિશ્વશાંતિ સ્થાપવા માટે ઘણું કરી છુટવાનું રહેશે એ માટે દરેક મનુષ્યના સમગ્ર પ્રયત્નો જો ફળીભૂત થાય તો વિશ્વશાંતિ તુરત ફેલાય

બાહ્ય રીતે જોશું તો આજે મનુષ્ય જેમ પ્રગતિ કરી રહ્યો છે તેમ તેમ નૈતિક અધોગતિ કરી રહ્યો છે શું આજના જેવા કારસ્તાં, ઝગડા, અનીતિ જ્યારે તે જંગલી અવસ્થામાં હતો, 'પ્રગતિ' સાધી શક્યો નહોતો, ત્યારે હતા? માનવજાત પોતાની પ્રગતિની સાથો સાથ લોભ સંગ્રહવૃત્તિ, કુપદ વિમેરથી આખ્યોઇને પોતાના હાથે પોતાના પગ પર કુહાડા મારી રહી છે જેને પરિણામે ગોટા વિશ્વ યુદ્ધો થયા છે અને સૌને કેટલું ભોગવવું પડ્યું છે? અત્યારે એવી સ્થિતિ ઉભી થઇ છે કે દરેક મનુષ્ય વિશ્વશાંતિ જો ફરીને સ્થાપવી હોય તો–પોતાનો યોગ્ય હિસ્સો આપે તો જ એ બને તેમ છે

માનવ જાતમાં પુરૂષ અને સ્ત્રી બંને એક બીજાના ન્યૂનતા પૂરક અંગ છે એમ કહી શકાય. એમાંથી એક વીના બીજાને ચાલે નહિ અન્યોન્ય સહકાર અને મદદ મળવાથી જ દુન્યવી તંત્ર ચાલે છે પણ જ્યારે એ મુખ્ય ભાવના ખંડિત થાય છે અને સંકુચિતતાનો માનવ સમાજમાં પ્રવેશ થાય છે ત્યારે અનેકાનેક અનર્થો થતા જણાય છે

પણ આપણો વિષય તો સમગ્ર વિશ્વની શાંતિ માટેનો છે, માત્ર ગૃહની નહિ એ માટે સ્ત્રી અને પુરૂષની લગભગ સરખે સરખી જવાબદારી છે દુનિયામાં, પ્રત્યેક રાષ્ટ્રમાં જો આ બંને અંગો સમજીને વિચાર પૂર્વક તંત્ર ચલાવે તો વિશ્વશાંતિ માટે ઘણો મોટો ફાળો આપી શકે ફરજની સ્હેજ ચૂક થતા જ મોટા દુ:ખો આપણે નોતરી રહ્યા છીએ, આપણી શક્તિની સર્વોચ્ચતા આપણે સિદ્ધ કેમ ન કરી શકીએ?

માનવ જાતમાં અત્યારે મોટે ભાગે અધિરતા, અસ્થિરતા જણાઇ આવે છે, કોઇને કોઇ કારણે માનવ હૈયું જાણે કે સ્થિર રહેતા શિખ્યું જ નથી! હંમેશા એ કંઇને કંઇ વધુ મેળવવાની આશા રાખે છે, અને સંતોષ પદ્ધતિને વિસારે પાડે છે સ્ત્રી સમાજ માટે આપણે તો કહેવાનું છે એટલે કહીશું કે–સ્ત્રીઓમાં પણ આમજ બન્યું છે પુરૂષની ગુલામીથી છૂટવા, પુરૂષની હરોળમાં આવવા એ હંમેશા કંઇ કંઇ પ્રયત્નો કરી રહી છે પુરૂષજાત પણ પોતાની જાતને "કંઇક વધુ" બનાવવાની આકાંક્ષા હરપળે સેવે છે પ્રભુએ આ બંને અંગોને શું હરીફાઇ કરવા સર્જ્યા છે કે એક બીજાની મદદથી દુન્યવી તંત્ર ચલાવવા? આપણે જોઇ શકીશું કે આપણે હજુ ખોટે માર્ગે છીએ હજી આપણે બધી મનોવૃત્તિઓને જીતી શક્યા નથી આપણે જોઇ શકીએ છીએ કે નૈતિક અધઃપતન કેટલે અંશે આજના વિશ્વમાં છે! પ્રાચીન કાળમાં શું આવા વિખવાદો હતા? સ્ત્રીઓમાં સંકુચિતતા હતી? ભારતવર્ષની સન્નારીઓ તો સમગ્ર વિશ્વના ઇતિહાસમાં અમરત્વ મેળવી ચૂકેલ છે જે વખતે પાવિત્ર્યનો ભંગ એવી કલ્પના પણ સ્ત્રી હૃદયમાં કદાપિ પ્રવેશની હતી નહિ. અને આપણે જેમ જેમ પ્રગતિ કરતા ગયા તેમ 'સ્ત્રી પુરૂષ સમાનતા'

ને ઝઘડો ફરકાવાતો ગયો ? આવી આવી અનેક ઝુંબેશનું શુભ પરિણામ કોણે અનુભવ્યું છે ? એ ખબર પડતી નથી, પણ જીવનની કડવાશ તો ડગલે ને પગલે અનુભવી રહ્યા છીએ એનું મૂળ સંકુચિત વૃત્તિ જ છે માનવજાત હજુ જુદા જુદા વાડામાં ભેદભાવ માને છે—આને તમે તેના શુદ્ધ સ્વરૂપે જુઓ તે બધી સ્વાર્થની જ નિશાની છે આથી હમેશા સ્ત્રી, સ્ત્રી જાતિનું કલ્યાણ શોધ્યા કરે અને પુરુષ, પુરુષ જાતિનું કલ્યાણ શોધ્યા કરે તો કંઈજ ફાયદો થવાનો નથી સિવાય માનવજાત પોતાની ઉચ્ચતા કઈ રીતે જગતમાં સિદ્ધ કરશે ? પુરુષ અને સ્ત્રી વચ્ચેનો ભેદભાવ એ વિચારો દરેક આને માટે અસ્થાને જ છે સ્ત્રીઓએ જો ખરેખર મહત્વ ધારણ કરવું હોય તો પોતાની શક્તિથી કશાક વિનાજ કરી શકે છે માત્ર હૃદયની વિશાળતાથી આજે વિશ્વમાં ઘણે સ્થળે જોશું તો સ્ત્રીઓ જેને 'સમાનતા' કહેવાય છે તે પ્રાપ્ત કરી શકી છે પણ શું આનું પરિણામ હંમેશા સુખદ હોય છે ? આમ માની બેસવું એ મોટી ભૂલ છે બહેનો, કદી ન ભૂલો કે 'દૂરથી ડુંગર રળિયામણા" આવી મહાન સિદ્ધિને પ્રાપ્ત કરી શકનારની આંતરિક વાતો કોણ જાણે છે ? આવો મોહ સન્નારીઓમાં પણ કંઈક અંશે ફેલાઈ રહ્યો છે પણ કોઈ વિચારને હૃદયમાં મૂકતાં પહેલાં પૂરતો વિચાર, પોતાનો, પોતાના કુટુંબનો અને સમગ્ર વિશ્વનો શા માટે ન કરવો ? પ્રાચીન કાળમાં શું સ્ત્રીઓ પુરુષોની ગુલામ હતી કે ઝુંબેશો ઉપાડતી હતી ? એક બીજાથી સમજીને જ તે લોકો સંસાર ચલાવતા હતાં અને અત્યારે તો સંકુચિતતા માટે ગૌરવ–અભિમાન લેવાય છે' એજ બતાવે છે કે સ્ત્રી જાતિ ખોટે માર્ગે છે

હવે વાત સ્ત્રીઓ શું કરી શકે તેની છે સૌથી પ્રથમ એ વાત કદી ભૂલવી ન જોઈએ કે વિશ્વ એ છેવટે પોતાનું ઘર છે. દરેક બહેન પોતાનું કુટુંબ સુખપૂર્ણ આનંદી બનાવી શકતી હશે તો જ આપણે વિશ્વશાંતિની વાત કરી શકીશું, નહિ તો એવો વિચાર પણ અસ્થાને છે તે માટે સામાન્યમાં સામાન્ય ઉપાય છે સંતોષવૃત્તિ, ઓછામાં ઓછી જરૂરિયાતે કેમ ન ચલાવી શકાય ? શાંતિ એટલે જ સરળતા; દંભ નહિ, ડોળ નહિ પણ નિખાલસતા. વિશ્વશાંતિ માટે સ્ત્રી એમ ન વિચારી શકે કે આપણે હવે નવસર્જનમાં સાથ આપવો જોઈએ ? વિશ્વમાં પોતાનું પણ અમુક નિયત સ્થાન છે સમગ્ર માનવજાતિમાં નારી જાતિનો સમાવેશ નથી થઈ જતો ? તો શા માટે ખરો રાહ પકડી મૂકી બીજી ઝુંબેશ હંમેશા ઉપાડવી ? પારકાનું ભલું કરવાની લાગણી હંમેશ માટે હૃદયમાં કેમ ન રહે ? સંયમના જેવી સુંદર વસ્તુને સ્ત્રીઓ ઠોકરે મારી શકે ? માત્ર બહારની ટાપટીપ અને આડંબર એ અધોગતિની નિશાની છે. વિશ્વમાં સર્વોચ્ચ ગણાતી માનવજાતની નામોશી છે

દરેક સ્ત્રી કમર કસે, પોતાના ભલા માટે નહિ પણ સમગ્ર માનવ જાતના ભલા માટે 'સમજ્યા ત્યાંથી સવાર, ભૂલ્યા ત્યાંથી ફરી' કેમ ન ગણીએ ? હૃદયની તમામ શુભ ભાવનાઓ મૂર્ત સ્વરૂપમાં મૂકે અને તેની શરૂઆત તે કુટુંબમાંજ કરે. પોતાનો સ્વાર્થ 'કંઈક પણ જોવું' એના કરતા એ બધું [illegible] મૂકીને પણ જો પોતે વિશ્વ શાંતિના મહાન કાર્યમાં કંઈક ફાળો આપી શકે તેમ હોય તો શા માટે તત્પરતા ન બતાવે ? દુનિયા કાર્ય માગે છે વાતો નહિ મિથ્યા બકવાદ નહિ વિશ્વશાંતિની વાતો તો કેટલાયે પુસ્તકોના પુસ્તકોમાં લખાઈ ગઈ કેટલાયે ભાષણો થઈ ગયા ને સભા પણ ભેગી થતી હશે, પણ આજ સુધી કોઈથી યોજનાઓ

અસનમા મૂઝાઇ ? ખૂબીની વાત તો એજ છે કે આવી યોજના વિશ્વમા કદીએ સિનિઓ કરીને ધાર્યું કાય આપી શકે નહિ, તો શુ એ માટે, દરેક સ્ત્રીને પોતાની ફરજ સમજાવવા માટે કોઇ અમુક તત્ર તરફથી ફરજ પાડવામા આવે, એ કદી બની શકે ? ત્યારે એ ફળદ્રૂપ ક્યારે થાય ? જ્યારે પ્રત્યેક સ્ત્રીના હૃદયમા એવી ચિનગારી ફૂટે કે પોતે જરૂર ફાળો આપવો છે સહિત—આપ મેળે. અને ત્યારેજ બધી યોજનાઓ મૂર્ત સ્વરૂપ લઇ શકે

સ્ત્રી જાતિ ધારે તો શુ ન કરી શકે ? કદાચ પુરુષ અવિચારને પથે જતો હોય તેને ના અટકાવી શકે ? તે થઇ શકે મા પોતાના ઉમદા સદ્ગુણો વડે કદાચ જોઓ એમ માનતી હોય કે વિશ્વશાતિ માટે પુરુષો જ જવાબદાર છે તેમણે વિશ્વશાતિને જોખમમા મૂકી છે ? તો શા માટે એમ ન સમજે કે પોતે તેમને તે પથે જો ગયા હોય તો જતા અટકાવ્યા કેમ નહિ ? વિશ્વશાતિ માટે જવાબદારી તો બન્નેની સરખી છે ? શુ તેમનામા એવી શક્તિ નથી કે પુરુષોને

દરેક સ્ત્રી વિશ્વશાતિની મોટી મોટી યોજનાઓ ન સમજી શકે તો આટલુ તો અવશ્ય કરી શકે અને તેથી વિશ્વશાતિમા પોતાનો ફાળો જાણે અજાણ્યે પણ અવશ્ય આપી શકે

પોતાની ભવિષ્યની પ્રજાની ઉપર આવતી કાલના જગત માટેની અનેક જવાબદારીઓ છે તે દરેકે સમજવુ જોઇએ તે માટે દરેક સ્ત્રી ખાસ જતનપૂર્વક એટલી સભાળ અવશ્ય રાખે કે પોતે નિર્માલ્ય પુત્રોની માતા બનવા કરતા વાંઝીયાપણુ વધુ પસદ કરે, પોતાના સતાનો વિશ્વમા એવુ સ્થાન મેળવે કે, ખરાબ ગણાય, સૃષ્ટિને ભારરૂપ ગણાય અને નિર્માલ્ય થાય એ દરેક સ્ત્રી માટે અત્યત નામોશી ભર્યું છે પણ એવા સતાનની માતા હોવાનુ એ ગૌરવ લેવા જેવુ છે કે જે સતાનો વિશ્વમા કઇક નવો પ્રકાશ આપે આવતી કાલના વિશ્વના નવસર્જનમા અમુલ્ય ફાળો આપે આવા બહાદુર અને તેજસ્વી સતાનો સર્જવા એ પ્રત્યેક સ્ત્રીની મુખ્ય ભાવના જ હોવી જોઇએ એ ક્યારે બને ? જ્યારે સ્ત્રીઓ પોતે એવી ભાવના

અનર્થો થાય છે, ને કેટલીએ અમર આશાઓ રગદોળાઇ જાય છે સ્ત્રીઓ પોતાના જઠર માંથી ઉત્પન્ન થયેલ સંતતિ પ્રત્યે રજમાત્ર બેદરકારી કેમ બતાવે ? પોતાની સમગ્રશક્તિ એ બાળકને એવું શિક્ષણ આપવામાં ખર્ચે કે જેથી તે આવતી કાલના વિશ્વના નવ સર્જનમાં મુખ્ય ભાગ ભજવી જાય ! પોતાના બાળકોમાં સારા સંસ્કાર પાડવા, એ માતા પરત્વે અવલંબે છે શા માટે એવા હક્યારા રાખે ? કંઇ નહિ તો એ પુત્રને કોઇપણ ખોટી ભાવનાઓથી જરૂર દૂર રાખી શકે માતા પાસેના શિક્ષણથી બાળક કેવું ખીલી ઉઠે ? પોતાના વાત્સલ્ય પ્રેમથી એ સંતાનના જીવનમાં હંમેશા નવું ચેતન આપે અને તેને ફરીયે અશાંતિને માર્ગે ચડવાની વૃત્તિ થાયજ નહિ એવું શિક્ષણ આપે તો વિશ્વમાં એવા શિક્ષણ માટે કોઇ ગાળા કે મહાન ગુરૂઓ સફળ થયા નથી તે સફળતા સહેલાઇથી માતા પ્રાપ્ત કરી શકે આટલું જાણ્યા પછી પ્રત્યેક સ્ત્રીએ એ વિચારવું જોઇએ કે પોતે શું કર્યું, શું કરે છે ને શું કરવાનું છે-વિશ્વશાંતિ માટે

દરેક સ્ત્રીઓ પોતાની સમગ્ર શક્તિ તુરતજ બીજે રસ્તે વાળે વિશ્વશાંતિને

## શ્રી ગિરીશ દેશાઇ

## ઇનામી નિબંધ ત્રીજો

જગતનો અત્યારનો મોટામાં મોટો પ્રશ્ન વિશ્વશાંતિ છે મધ્યમવર્ગની પ્રજા અત્યારે જગતના મહાન ધુરંધરો પ્રત્યે વિશ્વશાંતિ માટે મીટ માંડી રહી છે ત્યારે એ ધુરંધરો પોતાના મનમાં જ રહીને દુનિયામાં શાંતિનો આભાસ કરાવવા માગે છે જગત બે વિશ્વયુદ્ધોથી ત્રાસી ગયું છે અને હવે તેને કોઇ ઉગારે એમ ઇચ્છી રહ્યું છે-જગતને જેના પ્રત્યે આશા હતી તેવા વિશ્વવંદનિય વિભૂતી મહાત્મા ગાંધી અત્યારે આપણી વચ્ચે નથી વિશ્વશાંતિ માટે સ્થપાયેલ ‘ U N O ’ તો હાલ તુરતમાં વિશ્વ શાંતિ સ્થાપવા માટે નિષ્ફળ નીવડી છે જગતની એક અધુરી આશા હતી તે નકામી ગઇ છે આવે વખતે જો સ્ત્રીઓ વિશ્વશાંતિ માટે બહાર નીકળે તો ઘણું ઘણું કરી શકે

‘ Charity allways Begins from the Home

એ પ્રમાણે દરેક માતા વિશ્વશાંતિની શરૂઆત પોતાના ઘરમાંથી જ કરી શકે છે પોતાના દરેક બાળકને દરેક માતા વિશ્વ શાંતિનો આદેશ ગળથૂથીમાંથી પાની શકે છે વિશ્વનો કોઇ દેશ ઊંચો નથી કે નીચો નથી, એમ શિક્ષણ આપીને વિશ્વશાંતિ માટની આશામાં વધારો કરી શકે પરંતુ આ તો ભવિષ્યકાળની વાત થઇ, અને આ વાત તો જ્યારે દુનિયાની દરેક માતા ભણેલી હોય ત્યારે થઇ શકે શકે પરંતુ આપણા દેશમાં જ્યાં ૧૦૦ ( સો ) મનુષ્યે ૫ ( પાંચ ) મનુષ્યો ભણેલા હોય ત્યાં આ વાત શક્ય છે ખરી !

નેપોલીઅને કહ્યું છે —

‘ કહે નેપોલીઅન, જો કરવો હોય
દેશને આબાદાન,
તો દો માતાને જ્ઞાન ’

પરંતુ વિશ્વશાંતિ માટે આપણે ફેરવીને કહી શકીએ

‘ કહે જમાનો, જો દુનિયાને
કરવી હોય આબાદાન,
તો દો જગતની માતાઓને જ્ઞાન. ’

હાલ આપણે આ વાત બાજુ પર

ગણીને જોઇએ કે સ્ત્રીઓ વિશ્વશાંતિ માટે કાંઈ તુરતમાં શું કરી શકે? દુનિયાના બધા દેશોની સ્ત્રીઓ ભેગી મળીને એક આંતર રાષ્ટ્રિય સ્ત્રી સંસ્થા સ્થાપે, જેમાં દરેક દેશના પ્રતિનિધિઓને કોઇપણ જાતના ભેદભાવ વગર સ્થાન મળે, અને દરેક દેશના પ્રતિનિધિ દરેક દેશની પ્રજાને સાચી પરિસ્થિતિથી વાકેફ કરે આમ થતાની જોડે જ જે દેશોને એકબીજાની સામે ‘અંધકાર ભર્યા પડદા ’માં ( Iron Curtain ) રાખવામાં આવે છે, તે હઠી જશે અને દરેક જણ પોતાનું ખુલ્લું સ્વરૂપ એક બીજાને બતાવતાંજ બધાની વચ્ચે મિત્રતા સ્થપાવાનો વખત આવી લાગશે પરંતુ આ વાત તો જ્યાં લગી દુનિયાના માનવીમાં સ્વદેશપ્રેમની ભાવના છે ( સ્વદેશપ્રેમ કોઇક વખત ખોટો પણ હોય છે એની નોંધ લેવી ઘટે, ) ત્યાં લગી અશક્ય છે કારણ કે કાલે ઉઠીને વખતે જો લડાઇ ફાટી નીકળે તો દરેક પ્રતિનિધિ પોતાનો દેશ સાચો છે એમ કહેવા લાગશે. આ તો માનવસ્વભાવની વાત છે જ્યાં લગી અહંભાવ ( Egoism ) છે ત્યાં સુધી માનવી પછી પુરુષ હોય કે સ્ત્રી વિશ્વશાંતિ માટે કંઇક કરી શકે એ વાત માનવા જેવી નથી લાગતી પરંતુ લડાઇ થતી અટકાવવા માટે બીજો એક રસ્તો છે લડાઇ માટેનું ખાસ ‘ અંદાજ પત્રક ’ રજુ થાય કે તરતજ તેનો વિરોધ કરવો, તે વખતે પોતાના પતિઓને ‘ Income Tax & Super Tax ’ના આપવા સમજાવવા પરંતુ જો જુવાનીઆઓ ના લડે તો લડાઇ આવશે ક્યાંથી? આ પ્રમાણે કરવા જતા ફરી પાછો સ્વદેશ પ્રેમ વચમાં આવીને ઉભો રહેશે

હવે આ વાતો તો લડાઇ ચાલુ થાય તે પહેલા શું કરવું તેની થઇ પણ લડાઇ ચાલુ થાય પછી શું કરવું તે આપણે જોઇએ લડાઈ ચાલુ થતા જ જો સ્ત્રીઓના હાથમાં ગાદીની લગામ આવે તો તેઓ અનેકોને ભોગે લડાતી લડાઇઓને બંધ કરવાનો હુકમ આપે. આ માટે તેઓએ તે વખતે એટલે લડાઇને વખતે પ્રધાન મંડળની બેઠકો હાથ કરવા પ્રયત્ન કરવો, નહિ તો પછી ધારાસભામાં દાખલ થવાનો પ્રયત્ન કરવો પરંતુ આ લગભગ અશક્ય જ છે કારણ કે દુનિયાના ઇતિહાસમાં હજી સુધી સ્ત્રી “ વડો પ્રધાન ” કે ‘ વિદેશ મંત્રી ’ બની હોય એવું નોંધવામાં નથી આવ્યું પરંતુ બીજો એક રસ્તો પણ છે સૌને યાદ હશે કે ગયા અને એના આગલા વિશ્વયુદ્ધમાં પુરુષોની ગેરહાજરી દરમ્યાન સ્ત્રીઓએ કારખાના અને Military Quaters ’ માં જે કામ કર્યું હતું તે હવે પછી જો વિશ્વયુદ્ધ થાય તો ન કરે તેને માટે પોતાનો સંપૂર્ણ બહિષ્કાર જાહેર કરે, માલ પેદા ન કરે, સર્વાંગ હડતાલનો પવન ફેલાવી દે પરંતુ આ તો દુનિયાની સર્વ સ્ત્રીઓનું સંગઠન હોય તો જ બની શકે અને નહિ તોય તો એક નુકશાન છે ઉપર પ્રમાણે કરવાથી દેશનું ઉત્પાદન ઘટી જશે અને દેશ ગુલામીની જંજીરોમાં જકડાઇ જશે પરંતુ આમાં પાછો પહેલાનો પ્રશ્ન ઉભો થશે

ઉપર પ્રમાણે થવું ( લગભગ ) અશક્ય છે કારણકે લડાઇ શા માટે કરવામાં આવે છે તેની સાચી પરિસ્થિતિ તો લગભગ રાજ્ય ધુરંધરોજ જાણતા હોય છે પ્રજાને તો લગભગ ખોટું કારણ આપીનેજ ચડાવવામાં આવે છે, વા પ્રજાના મનને કચડી નાખવામાં આવે છે, અને જોર-જુલમ વપરાય છે ઉપર મેં કહ્યું કે સંગઠન ન હોય તો કશું ન બની શકે તેનો એક દાખલો હું આપું ૧૯૧૪ના વિશ્વયુદ્ધ પહેલા ‘ આમસ્ટર્ડામ ’માં ‘First International’ ભરવામાં આવેલી

( જુઓ પાન ૮૦મું )

ગિરધારીની વાતો સાંભળી મને આશ્ચર્ય થયું હતું, પરન્તુ તેણે મધુને નોકરી મેળવી આપવામાં મારી સહાય માગી ત્યારે મને સ્પષ્ટપણે કહી દેવાનું મન થયું કે આવી ગમગીન મનોદશાવાળાને મારે ત્યાં નોકરીમાં રાખવાનું મને ઉચિત લાગતું નથી પરન્તુ એમ ખુલ્લે ખુલ્લું કહેવા જેટલી નિર્લજ્જતા હું દર્શાવી શક્યો નહિ એમ કહો તો વાંધો પણ નથી કે મધુ પ્રત્યે મારા હૈયામાં થોડી સહાનુભૂતિ હતી

ગિરધારી મારો મિત્ર છે, એને હું આદર અને શ્રદ્ધાથી સન્માનતો આવ્યો છું એને સ્થાને બીજી કોઈ વ્યક્તિ હોત તો કોઈ પ્રકારની વિશેષ જરૂરીઆત વિના મધુ જેવા માણસને નોકરીએ લગાડવામાં તત્પરતા બતાવત નહી પરંતુ મને ખાત્રી છે કે ગિરધારી માણસને પારખી શકનાર છે અને પારકાના સંકટો વેળા પોતાની અગવડનો વિચાર કર્યા વિના સહાય કરવા કૂદી પડે તેવો છે એટલે મે તેની માગણી માટે યથાશક્ય કરવા અનુમતિ આપી દીધી

એક દિવસ ઇન્સ્યોરન્સ કંપનીની તેની ઓફીસમાંથી ઘેર આવ્યા પછી પ્રસન્નતા પૂર્વક ગિરધારીએ મધુને બોલાવીને કહ્યું "આજે હું તને એક ખુશખબર સંભળાવવા માગું છું" છતાં આનંદમાં આવી મધુ એકદમ બોલી ઉઠ્યો નહી કે 'કહો–કહો, જલદી જણાવો, શું કાંઈ સારા લાભનું છે કે શું?' ઉલટું, કોઈ પ્રકારનો ઉલ્લાસ દર્શાવ્યા વિના બાવરો બની તે પોતાના પગના નખ ભણી નજર ફેરવી ઠંડોગાર જેવો બેસી રહ્યો

ગિરધારીએ મહા ઉત્સાહીન બની કહ્યું 'મધુ, તમારી નોકરીનું નક્કી થઈ ગયું છે, ખાસ બહુ કામ કરી મારે ટીરોગીઅ કરવાનું છે"

મધુને નીરવ બેસી રહેલો જોઈ ગિરધારીને ગુસ્સો આવી ગયો તે આવેશમાં બોલી ઉઠ્યો "જો તમારે મારી વાત સાંભળવીજ ન હોય, સાંભળી સ્વીકારવી ન હોય, સ્વીકારી એ પ્રમાણે અમલ કરવો ન હોય તો અહીં તમારું કંઈજ કામ નથી તમે ખુશીથી જઈ શકો છો."

પરંતુ મધુએ સાંભળ્યા પછી પણ મ્હોં ઉઘાડી જવાબ આપ્યો નહી માત્ર એકવાર પાંપણો ઉંચી કરી તેણે મારા સામું જોયું અને તરત નજર નીચી ઢાળી દીધી છતા ગિરધારીની આંખ સાથે તેની આંખ મળી ગઈ અને બીજીજ ક્ષણે તેની આંખો ચમકવા લાગી અને મધુની આંખમાં આંસુ ઉભરાઈ આવ્યા ગિરધારી મધુની દયાર્દ્ર ભીની ચળકતી આંખો સહી શક્યો નહિ, તેણે મૃદુ કંઠે કહ્યું "તમારે નોકરી કરવાની ઇચ્છા તો હતી અને તેથી હું તે મેળવી આપવાના પ્રયત્નમાં લાગી ગયો ઈશ્વરકૃપાથી નોકરી મળી ગઈ, એટલે હવે તમારે મારા ઉપર ઝાઝીવાર આધાર પણ નહિ રાખવો પડે તમે હવે તમારા જીવનમાં તમે પોતેજ એક અભિનવ, સુખશાન્તિની હરિયાળી મધમધતી અનુભવી શકશો"

ગિરધારીનાજ શબ્દોને બેવડાવી મધુએ કહ્યું "જીવનમાં સુખશાન્તિની હરિયાળી...!"

બોલતા બોલતા તેના હોઠ કંપી રહ્યા હતા અને મુખમુદ્રા પર વિષાદની મ્લાનછાયાથી નિરાશા દોરાઈ ગઈ હતી એવું વ્યક્તત્વ અધુરૂંજ રહ્યું કંઠ રૂંધાઈ જવાને લીધે તે પુરી વાત પણ કરી શક્યો નહિ. ગિરધારી પોતાના ખંડમાં પેસી, ઓફીસે જવાનાજ વેળામાં આરામખુરસીમાં પગ લંબાવી બેસી પડ્યો અને હથેલી પર મસ્તક ટેકવી વિચાર મગ્ન બની ગયો. હવે મધુને માટે કરવું શું? આમ તો એ ઓફીસમાં પણ કંઈજ

પુષ્પા ગિરધારીની નજીક બેસી પંખો નાખતી જમવા બેસાડતી શરૂઆતમાં આ પ્રસંગે એમની વચ્ચે મનોવિનોદ–ટોળટપ્પા ચાલતા, આજે એ પણ જડેલું હવે ગિર ધારી જમવાના વેળા એકેજ ભયભીત જેવો બની નિરવ પતાવી દેતો પાંપણો ઉઠાવી પુષ્પા ભણી જોવાનુ પણ તેને માટે મુશ્કેલ બની ગયુ હતુ ક્વચિત વાતચીત કરતો તો તે ધણીખરી ઘર સંસારની કે રોજની જરૂરીઆતોની સબંધમાં જ કદી મનોવિનોદ ચાલતો પણ તેમાની પોકળતા છતી થયા વિના રહેતી નહિ, કારણ એનો હેતુ એ સતત પરાવૃત શૂન્ય વાતાવરણની નમ્રતાને ભેદવા પૂરતો જણાતો

( ૩ )

આ સંજોગોમા એમની વચ્ચે મધુ આવીને વસ્યો. તે ઘણુખરુ બહારની બેઠકમા આવતો અને કામ પુરુ કરી ચાલ્યો જતો. પહેલા મધુ ઘરની અંદર પગ સરખો મુકતો નહિ. પરન્તુ દસેક દિવસ પછી ગિરધારીએ જાતે પુષ્પાને કહ્યુ "મધુનો તારે સંકોચ રાખવો નહિ, એ મારા નાના ભાઈ જેવો છે અને મધુ તુ પણ એના ચરણ સ્પર્શ કરી એની લજ્જા મટાડ "

મધુ ઉઠ્યો, પુષ્પાએ આંખો ઉઠાવી એકવાર તેના ભણી જોયુ એક ઘડીના પણ વિલંબ વગર તે બોલી ઉઠી "ઠીક–ઠીક તમે ફરમાવો છો પછી મને સંકોચ શાનો?" પછી તરત મધુ ભણી ફરી તે સસ્મિત બોલી 'ઈશ્વર તમને કુશળક્ષેમ રાખે, પગે પડવાની જરૂર નથી."

એ સમયે પુષ્પાના ચ્હેરાપર ઉલ્લાસ છવાઈ ગયો હતો એની વાણીમા વેગ હતો કિન્તુ વિદગ્ધતા નહોતી. વિમુક્ત, સરળ, સંનજાર સ્વાભાવિક ભાવે સ્મિત કરી તે ગિરધારી ભણી એકીટશે તાકી રહી

ગિરધારીના અંતઃપુર સુધી પહોંચવાની મધુએ કદી ધૃષ્ટતા કરી નહોતી, ક્વચિત ગયો હશે તો પુષ્પાના પતિની હાજરીમાંજ પણ હવે એ બંધન તેના પતિએ જાતે કાઢી નાખ્યુ

થોડા દીવસ પછી ગિરધારીને વિચાર આવ્યો કે મનુષ્ય અંતે મનુષ્યજ છે, એ કદી દેવ બની શકતો નથી એને પુષ્પા ઉપર વિશ્વાસ હતો અને મધુ પર તેથી વિશેષ ભરોસો હતો બન્ને પરનો વિશ્વાસ પૂર્વવત ચાલુજ હતો, પણ એકાએક તેની જાત પરની તેની શ્રદ્ધા ખુટી જતી લાગી. એક દીવસ જે ગિરધારીએ મધુને ભાઈ તરીકે ઓળખાવી પુષ્પાને નિસંકોચ વર્તવા માટે છૂટ આપી હતી, તેજ ગિરધારીએ અંતે પુષ્પાને મોઢામોઢ સ્પષ્ટ રીતે કહી દીધુ કે 'તુ મધુ સાથે મારી ગેરહાજરીમા હવે મળે, મનોવિનોદ કરે એ મને પસંદ નથી '

આ વેળા પુષ્પાની મુખમુદ્રા આ આકસ્મિક આઘાત સહી શકે તેટલી જ્યોતિમય રહી શકી નહિ ડઘાઈ ગયેલા ચહેરે તે નિરુત્તર, પતિ ભણી તાકી રહી. ખુલ્લા આકાશમા સ્વૈરવિહાર કરતા પક્ષીને એકાએક પથરાની ચોટ લાગે અને ફડફડતુ તે નીચે પડી જાય તેવી પુષ્પાની મનોદશા હતી ભીતિ, આશંકા, અણગમતા ભાવિની બિહામણી કલ્પનાઓથી અંતર ડહોળાઈ ગયુ અને જાણે પૂછવા માંડયુ' અલી ' સંભાળ હવે, મધુ તારે માટે શત્રુ સમાન છે"

( ૪ )

"તમે આવા હશો તે હુ જાણતી નથી!" એટલુ બોલી રાતાચોળ મુખને લઈ તે

રમોડાંગા ઝડપભેર પેસી ગઈ ગિરધારીના જિવનમાં આ પહેલો પ્રસંગ હતો, જ્યારે તેણે પુષ્પાના કથનમાં આટલી તીવ્રતા, વાણીમાં આટલો કંપ, મૌન આવેગ, અને એના સરળ ભોળા સ્વરૂપમાં કુરુપતાનો અનુભવ કર્યો હોય. જવાબ સાંભળી તે ચૂપ બની ગયો અને ઘણીવાર સુધી વિચારમાંજ ડૂબી ગયો. ન તો પુષ્પા સાથે તેણે કંઈ વાત ચીત કરી, ન તો પુષ્પા એની નિકટ આવી કંઈ બેસી. ઘરની બહાર નીકળી ગિરધારીએ રજાનો દિવસ મિત્રોની સાથે આમતેમ ફરીને વીતાવી દીધો અને પુષ્પાએ તે આખો દહાડો નકોરડો ઉપવાસ કરી પૂરો કર્યો

મધુને ગિરધારીની આ મનોવેદનાની કંઈ જ ખબર નહોતી સરોવરના શાન્ત જળપી ગર્ભમાં જળની જેમ એક નિશ્ચલ ગતિથી તે જીંદગી જીવી રહ્યો હતો. વાયુની લહેરો એને લાગતી હતી ક્વચિત્ મોજાંય ઉછળતા, પરન્તુ એ બધીયાર સલિલમાં કોઈ ધ્યાન લેવા યોગ્ય પ્રસરણ, વ્યાપક ઉછાળા કે ઉત્પાતને સ્થાન નહોતું

રાતે અગીઆર વાગે આવીને ગિરધારી ચુપચાપ સૂઈ ગયો, એની આંખોમાં ઊંઘ નહોતી ઓરડાની બત્તી તેણે હોલવી નાખી પવનની પ્રબળ લહેરો લીમડાના પાંદડા સહીત શાખાઓને ધ્રુજાવી ખડખડ અવાજને ઉપજાવી બારી વાટે ઓરડામાં સુસવાટા મારતી પેસી જતી હતી બહુ આઘેથી કોઈ કુતરાના રડવાનો અવાજ આવતો હતો. અંધારી રાતની સઘન કાલિમા એ સમયે એની દૃષ્ટિ સામે મૂર્ત બની ગઈ ચારે કોરથી ભયાનક સંકલ્પ વિકલ્પ આવી આવીને વિઘ્ન બનાવવા માંડયા. જ્યારે પડયા રહેવાનું તેને માટે દુસહ્ય બની ગયું ત્યારે ઉઠીને તેણે અંધકારમાં આમતેમ ટહેલવા માંડયું એક તો આખો દિવસ કંઈ ખાધુંજ ન હોતું, તેમ એમાં મિત્રને ત્યાં મસાલાવાળી ચાહ સાંજે અમે પીધેલી તેની પેટમાં દાહ હતી. ભૂખની ક્ષતા, શરીરની શિથિલતા અને માથાનું દર્દ પળે પળે વધતું જતું હતું ક્રોધથી તપેલ મ્હો, સૂકું ગળું, અને વારવાર પીસાઈ જતા દાંત એની અસ્વસ્થ દશાને પ્રગટ કરતા હતા

ગિરધારીને વિચાર આવ્યો કે પુષ્પા શું કરે છે ? તે કદાચ મધુની સાથે પણ સૂતી હોય ! એક ચમકતો છરો કબાટમાંથી કાઢી તેણે હાથમાં લીધો પરન્તુ તેજ ક્ષણે તેનો હાથ કંપવા લાગ્યો હૈયાના ધબકારા વધી ગયા, તેણે વિચાર્યું "ઓહ હું આ શું કરી રહ્યો છું ! છેવટે આનો અર્થ શો ? પુષ્પા —ઓ પુષ્પા તું આવી કેમ બની ગઈ ! ! !"
એકાએક તેનાથી ચીસ પડાઈ ગઈ અને આંખ ઉઘડી ગઈ શરીર પરસેવાથી, પરિશ્રમથી રેબઝેબ થઈ ગયું હતું. ઝબકીને તે આંખો ચોળી બીતતના ટેકે ઉભો રહી ગયો

વાસ્તવિક રીતે તેની ચીસ ઓરડાની બહાર સંભળાય તેટલી પણ નહોતી તેનું મન ચક્કર ચક્કર ઘુમરાળા લેતું પરેશાન બનાવી રહ્યું હતું તેણે હાથ લાંબો કરી બટન દબાવ્યું આખો ઓરડો પ્રકાશથી દિપ્તિમાન બની ગયો, પહેલી નજર દિવાલની ઘડીઆળ ઉપર પડી ઓહ ! પરન્તુ તે તો અટકી પડી હતી ક્યારની બંધ પડી છે તેનું તેને ભાન પણ ન હોતું ! ખેર, એ ઘડીઆળ બંધ રહેવાનેજ લાયક છે, એને ચલાવવી નિરર્થક છે !

તે ચુપચાપ પુષ્પા જે ખંડમાં સૂતી હતી તે ખંડ ભણી જઈ પહોંચ્યો ત્યાં પ્રકાશ ન હોતો, 'અહીં પણ અંધારૂં છે ?" તેણે મનોમન પ્રશ્ન કર્યો વળી દાંત પીસી બબડયો 'અહીં શા માટે અંધકાર હોવો જોઈએ ?

ગિરધારીના જીવનનો અંધકાર પુષ્પાને શા માટે ઢાંકી દે ? લાવ, તનેય છેલ્લ વહેલો પ્રકાશ દેખાડુ ”

બાજુએ ખસી તેણે બટન દબાવ્યુ, ઓરડો પ્રકાશથી ભરાઇ ગયો પુષ્પા પલંગ પર સૂઇ રહી છે ચતીપાટ સૂઇ રહી છે છરાને ચેપસીને પછી તે સુતેલી પત્નીના શુભ સુંદર મુખ સામે તાકી રહ્યો, એકા એક ચમકી તેનાથી બોલાઇ જવાયુ “ પુષ્પા ” પુષ્પા હાલ્યા ચાલ્યા વિના શ્યામ પડી ગયેલા મુખે પૂર્વવત્ પોઢી રહી હતી ગિરધારીને તેની ઢળેલી આંખમા અપૂર્વ વિકૃતિ અને ભય ભરતાનો ભાસ થયો “ પુષ્પા તને શુ થયુ છે ? ” કહી તેના મ્હો પર તે ઝૂકયો ને હાથમાથી કટ કરતા-કને છરો ફરસ પડી ગયો

× × ×

પોષ્ટ મોર્ટમની તપાસ પછી ડોક્ટરે જાહેર કર્યું કે પુષ્પાએ ઝેર પી લીધુ હતુ, અને તેના પેટમાં મૃત્યુ પામી તે સમયે ચાર માસનો ગર્ભ હતો

ત્રીજા દિવસે રાતના અગિયાર વાગે અચાનક મધુ આવી પહોચ્યો તે શુ બોલ્યો એની ગિરધારીને થોડીવાર સુધી ગમ જ પડી નહિ માત્ર એટલુ જાણી શકયો કે મધુ તેની વિદાય માગવા આવ્યો હતો

તેણે એકવાર મને કહ્યુ હતુ કે મધુ એક દિવસ જેવો આવ્યો હતો તેવો એકાએક ચાલ્યો જશે, એ આગાહી સાચી પડી

ગરામર બન્યુ પણ એવુ જ—મધુ અંતે પાગલ બનીને જ ચાલ્યો ગયો *

---

* હિંદી પરથી

( પાન ... નુ ચાલુ )

તેમા નક્કી કરવામાં આવ્યુ હતુ કે જો વિશ્વયુદ્ધ થાય તો (કારણકે તે વખતે વિશ્વયુધ્ધ થાય એવુ વાતાવરણ હતુ ) દરેક દેશના મઝદુરોએ કારખાના બંધ કરી દેવા-રેલ્વે હડતાળ-ગોદીની હડતાલ વગેરે વગેરે હડતાલો પાડવી અને આવી યુક્તિ વાપરીને વિશ્વયુદ્ધ અટકાવી દેવુ પરતુ કમનસીબે ૧૯૧૪મા ‘ આમસ્ટર્ડામ મા ભરાયેલ First International ભૂસાઇ ગઇ અને બીજુ વિશ્વ યુદ્ધ પણ ગયુ, છતા પણ એ ઠરાવો ફક્ત કાગળ પર જ રહ્યા, અમલમા ન મુકાયા આ ઉપરથી સમજાય છે કે બોલવુ કેટલુ સહેલ છે અને કામ કરવુ કેટલુ મુશ્કેલ છે

આપણે જોઇએ તો આપણને માલમ પડશે કે બન્ને વિશ્વયુદ્ધો ફક્ત ‘ સામ્રાજ્યવાદ ’ને કારણેજ લડાએલા છે જો ‘ સામ્રાજ્યવાદ ’નુ આ દુનિયામા અસ્તિત્વ ન હોત તો આ વિશ્વયુદ્ધો પણ ન હોત એવી કલ્પના કરવી એ જરા અતિશયોક્તિ ભરેલુ છે કારણ કે દુનિયામા જ્યા સુધી સામ્રાજ્યોનુ અસ્તિત્વ છે ત્યા સુધી ‘ સામ્રાજ્યવાદ ’ નુ અસ્તિત્વ છે

જ્યા સુધી દુનિયામા અનેક ‘વાદ’ છે અને બધળાને બુદ્ધિની કસોટીએજ ચઢાવવામા આવે છે ત્યા સુધી ‘ વિશ્વશાંતિ ’ લગભગ અશક્ય જેવી જ છે, પછી ભલે તેને માટે ગમે તે મરી ફીટ,

ઉપર આપણે જોયુ સામ્રાજ્યવાદ અને વિશ્વશાંતિ બન્ને એક બીજાના કટ્ટા વિરોધી છે, છતા પણ વિશ્વશાંતિ આવી શકે ખરી ક્યારે કે જ્યારે બહારની કોઈ દુનિયાનો ભય આપણા ઉપર ઉભો થાય પરતુ એ વિશ્વશાંતિ ભય જતા ફરી પાછી અદ્રશ્ય થઇ જાય એવી બીક લાગે તે શક્ય છે

આમ ઉપરથી મહેલી લાગતી વિશ્વશાંતિ આમ આદમી ગણતા ઘણી જ મુશ્કેલ ને અશક્ય માલુમ પડે છે, છતા પણ મનુષ્યને આશા છે એક દિવસ એવો આવશે કે જ્યારે સમસ્ત વિશ્વ એક હશે

# નક્ષત્ર-બાળ

"બાપુજી, તારાને પણ બાપુજી હશે?"

"હા, બેન."

"તેમનું નામ શું છે?"

"ઠાકુરજી"

"તે તમારા જેવાજ હશે ને? તારા તો ખુબ સુંદર છે તેમના પિતા પણ ખૂબ સુંદર હશે ને?"

"હા બેન. તેમના જેવી કોઈ સુંદર વ્યક્તિ આ આપણી દુનિયામાં નથી"

"ઠાકુરજી, ભલા માણસ હશે ને?"

"હા"

"બસ, બસ મને પણ ખબર છે. ઠાકુરજી મોટા મોટા ભલા આદમી છે તારાં કેવા સરસ ચળકે છે મોટાભાઈ તેમના પિતાજી કેવા હશે?"

"તે તો ખૂબ ભલા છે"

"આપણા બધા કરતાંય?"

"હા."

"તારા ક્યારે ઉગે છે?"

"રાતના"

"તે ક્યારે જન્મે છે?"

"આપણે સાચું બોલીએ ત્યારે. આપણે સાચું બોલીએ એટલે એક તારાનો જન્મ થાય."

"ત્યારે તો હું સાચું બોલું એટલે તારો જન્મે?"

"હા, બેન હા. જેટલીવાર સાચું બોલીશ એટલીજવાર એક એક નવો તારો જન્મ લેશે."

"બાપુજી, આપણા ગામમાં બધાજ સાચું બોલે તો આટલા બધા (હાથ બતાવતા) તારા ઉગશે ને?"

"હા, બેન હા જરૂર એટલા બધાય ઉગશે"

રોહિણી કંઈ બોલી નહિ. તે વિચાર વમળે ચડી. તેના કોમળ મગજમાં ઠાકુરજી, તેમના નક્ષત્ર બાળ અને માનવીના સત્યજન્ય વિષે વિચારોની પરંપરા ઉઠી

(૨)

રોહિણી ૭ જ વર્ષની હતી, તોપણ તેના દરેક વાક્યમાં કાંઈક રહસ્ય છુપાયેલું દેખાતું તેના પ્રશ્નો દૈવી લોકના હતા. તેના બાળ મગજમાં સ્વર્ગના વિચારો ઉઠતા.

શ્રી સોમસુંદરમ્ સ્નાતક છે (બી. એ. છે) રોહિણીના આવા પ્રશ્નોના જવાબ આપી શકતા નથી તેમને ખટકતું કે "હું આ નાની છોકરીની જીજ્ઞાસાવૃત્તિ તૃપ્ત કરી શકતો નથી" રોહિણીને જોતાંજ—તેના વિષે વિચાર કરતા તે આનંદ અનુભવતા, જે બાદશાહને પણ દુર્લભ હશે

(૩)

સંધ્યાકાળ થઈ, રોહિણી નાહી અને માતાએ કપડાં પહેરાવી દીધા બહાર આવી ઘર આગળજ આવેલ બે બદામના ઝાડની વચ્ચે ઉભી રહી. સૂર્યાસ્ત થઈ ગયો હતો, રોહિણી પશ્ચિમ દિશા [illegible] જોઈ રહી. તેના નિષ્કલંક મનમાં સમાધિસ્થ અવસ્થા જાગૃત થઈ

"આકાશમાં ચિત્રો દોરી તેમની સાથે રમનારી એ આકાશલોકની રોહિણી કોણ છે?"

રોહિણી સ્લેટમાં ચિત્રો દોરતી 'ઉં, આ સારૂં નથી.' કહી બીજું બનાવતી તે સારૂં હોવા છતાંય બીજું બનાવતી અને

તેને ભુંસી નાખી વળી તે ત્રીજુ જ ચિત્ર કાઢતી

આકાશ, રોહિણી નવીન ચિત્રો કાઢી રહી છે તે ચિત્ર ભુંસતી નથી પણ બદલે છે દરેક ચિત્ર રંગીન છે, દરેક નવા રંગના ! આકાશ રોહિણીએ વિષે વિચાર કરતી તે પણ આનંદ સાગરમા નહાવા લાગી

(૨

" બા, ઠાકુરજીને ત્યા નક્ષત્ર-બાલનો જન્મ થયો ' રોહીણી આનંદમા આવી માતાને બુમ મારવા લાગી

રોહિણીની માતા દરવાજા પાસે જતી હતી. તેનુ ધ્યાન રસ્તા પરના લોકો તરફ હતુ ' રસ્તા પરથી પસાર થતી એક બાલિકાના પોશાક વિષે તે વિચાર કરતી હતી. તેણે રોહિણીની બુમ સાભળી નહિ બાલિકાના આનંદે તેને ( માતાને ) તેના ( બાલિકાના ) તરફ આકર્ષી માતા પ્રેમભરી નજરે બાળકને જોઇ રહી જાણે તે પ્રેમ વર્ષોથી નહનડાવતી ન હોય.

આકાશ પ્રદેશમા અંધારૂ છવાયુ અંધકાર પણ કેટલો સુંદર ! એક પછી એક તારા ઉગતા ગયા. બાપરે કેટલા તારા ' રોહિણી ગણી શકી નહિ. કેટલી ઝડપથી તે જન્મે છે ' બાલિકાનુ કોમળ મગજ તે ઝડપ સાથે પહોંચાયુ નહિ.

' ચાલ બ્હેન, અંધારૂ થયુ " માતાએ બુમ મારી.

" જરા થોભ આકાશ તરફ તો જો, કેટલુ સુંદર છે ? " બાલિકાએ માતાને થોભવા કહ્યુ

" હા, બહુ જ સુંદર છે પણ અંદર ચાલ. અંધારૂ થયુ ને ? "

" ના. "

" કેમ ? "

" આકાશ કેવુ સુંદર છે તે કહુ ? "

" કહે તો ! "

" બરાબર તારા મો જેવુ તુ મને બચ્ચી કરે છે ને ત્યારે મારુ મો આકાશ જેવુ હોય છે "

માતા અર્થ સમજી શકી નહિ, તેને સાચુ પણ ન લાગ્યુ પણ આ વાક્યમા એક સત્ય હતુ જેથી તેને લાગતુ કે ' આ ખરુ છે '

માતાએ આવી બાલિકાને છાતી સરસી ચાપી વ્હાલથી બચ્ચી કરી. (ચુંબન કર્યું.) " હવે બહેન અંદર ચાલ " કહી તે અંદર-ઘરમા જતી રહી.

બહાર ગયેલ સોમસુંદર પણ પાછા આવ્યા રોહિણીને આકાશ જોવામા તલ્લીન બનેલી જોઈ

" રોહિણી શુ જુવે છે ! બહેન. " પિતાજીએ કહ્યું

" બાપુજી, આકાસ કેવુ સુંદર છે ! આટલા બધા બાળકોના પિતા ઠાકુરજી કેવા સુખી હશે ? "

સોમસુંદર કંઇ બીજાજ વિચારમા તલ્લીન હતા તેમણે આ વાત કાંઇ કાને ધરી નહિ. તે ચાલ્યા ગયા '

થોડી જ વારમાં એક ઝગમગતો તારો પોતાના સ્થાનેથી ખસી ગયો-ખરી પડયો, તેનો પ્રકાશ થોડીજ વારમા બંધ પડી ગયો.

બાલિકાની આખમાથી આસુ ખરી પડ્યા-બે આખોમાથી બે મોતી ખરી પડ્યા તેના નાના હૃદયમા અપ્રકટ વેદના થવા લાગી " બાપુજી " કહેતી તે ઘરમા દોડી ગઇ

સોમસુંદરમ આરામ ખુરશીમાં બેસી પાસેના મેજ પર પડેલી ચોપડીઓમાંથી એક ચોપડી લઇ વાચી રહ્યા પિતા પુત્રીનો

## ભારતના પાંચ રંગ

૧ રાગ—મારી તેલીના ચાર ચાર ફુલ

ભારતી ભૂમિમા પાચ પાચ રંગ,
સોહાગણી ! ભૂમિમા પાચ પાચ રંગ ભારતી

પહેલો તો રંગ–વીર અર્જુનને શોભતો,
એ છે ધર્મ વીરતાનો રંગ. સોહાગણી (૧)

બીજો તો રંગ વીર પ્રતાપને શોભતો,
એ છે શૌર્ય વીરતાનો રંગ સોહાગણી (૨)

ત્રીજો તો રંગ વીર શિવાજીને શોભતો,
એ છે કર્મ વીરતાનો રંગ. સોહાગણી. (૩)

ચોથો તો રંગ વીર ગાંધીજીને શોભતો,
એ છે સત્ય અહિંસાનો રંગ સોહાગણી (૪)

પાંચમો તો રંગ જવાહર સરદારને શોભતો,
એ છે નિર્ભયતાનો રંગ. સોહાગણી (૫)

કેસરી કસુંબલને રાતા એ રંગથી;
શોભતું ભારતી માતનુ અંગ. સોહાગણી. (૬)

ભારતી ભૂમિમા પાંચ પાચ રંગ—
સોહાગણી ! ભૂમિમા પાંચ પાચ રંગ

કુમારી શ્રી શકુન્તલા દત્ત

અવાજ સાંભળતાંજ ચોપડી જમીન પર પડી ગઈ ને બાવરા ગાભરા બની ગયા.

" કેમ રડે છે ? શું થયું ?" વિ. પ્રશ્નો પૂછી નાખ્યા. બાલિકાને ખભા પર સુવાડી.

" બાપુજી, મને સમજાયું ' ' બાલિકા ડુસકાં ભરતી બોલી

" શું શું સમજી ? "

" આપણા ગામમા કોઇ જુઠું બોલ્યો ? "

" તો કેવી રીતે ખબર પડી !

" તમે તો કહ્યું હતું ને અમે એક વખત સાચું બોલીએ તો એક તારો જ બે. પણ એનો અર્થ એવો નહિ કે એક તારો ત્યારે જ ખરે કે જ્યારે કોઇ જુઠું બોલે.

હકીકતે કેવું થયું હશે ? ત્યારે મને આટલું રડવું આવે છે કહેતાં તો બાલિકા ડુસકાં ભરવા લાગી.

તેના મનમા પેલા દુઃખનું વર્ણન કરવું અશક્ય છે એ દુઃખ પાવન–પવિત્ર હતું, જેને એક હૃદય બીજું હૃદય પોતાની આપમેળેજ સમજી શકે.

—અનુવાદિત

૧૯૩૦ થી ૧૯૪૮

# સામાજિક પ્રવૃત્તિની ઇતિહાસ રેખા

શ્રી પુષ્પાબહેન મહેતા

સામાજિક પ્રગતિ અને વિકાસની વ્યાખ્યા કરવી અઘરી છે આજનો વિષય એ છે પણ કેટલીક પરિસ્થિતિનુ સ્પષ્ટ માપ કે સ્વરૂપ આલેખી શકાતુ નથી

ગુજરાતની સામાજિક પ્રગતિ નર્મદના સમયથી શરૂ થઇ છે અનિષ્ટોનો સામનો કરવો, સ્થાપિત રૂઢિ ને અંધ શ્રદ્ધા ઉખેડી નાખવા અને સમાજને સત્ય ને ન્યાયી પરિસ્થિતિ સમજાવવી એવી નીતિ ઘણુ ખરૂ સામાજિક કાર્યકરોમા હોય છે, એની સામે જે માર્ગ છે એ અસ્પષ્ટ અને અંધારા હોય છે ક્યા કામને કયુ સ્વરૂપ આપવુ કષ્ટ છે એ કામ શરૂ કરવાને માટે નક્કી કરવુ અઘરૂ છે, પણ એ કાર્ય સતત ચાલુ રાખે-કરે તો થોડે સમયે પણ એની ઉંડી અસર સમાજ પર પડે છે નર્મદે એ જ કર્યું સુરતના એવા જ સામાજિક અનિષ્ટોના વિરોધી દુર્ગારામ મહેતાજીએ એ જ સૂર કાઢ્યા, પણ જે અનિષ્ટોની સામે થયા હતા એ પૂરા કાઢી ન શક્યા પણ એ વસ્તુ સ્થિતિ ખટકતી છે, અન્યાયી છે, એ વિચારતો એણે સમાજને કર્યો જે દુખ, જે અભાવ સમાજના એકવર્ગને હતો એ ભાન સમાજને થયુ અને એની અસર પ્રજા પર ગાઢી પડી.

સમયના વહેણ બદલાયા સમાજ વધુ શાન્ત સપાટ ન કરતો ગયો દેશની પરિસ્થિતિ વધુ પ્રગતિશીલ થવા માંડી વિજ્ઞાનની શોધથી, શિક્ષણના પ્રચારથી વધુ સાહિત્ય પ્રકાશિત થયુ અને પ્રજામા શિક્ષણનો વિકાસ થતા દેશકાળ ફરતા જે મુશ્કેલી હતી એ થોડે ઘણે અંશે ઓછી થઇ પ્રજા જાગ્રત બની પણ જે અનિષ્ટો હતા એ તો એમના એમ જ રહ્યા જે દુખ હતુ એતો એટલુ જ હતુ માત્ર અપવાદરૂપ સુધારા થતા, અપવાદરૂપ દુખ દૂર થતુ અને સમાજને ઊંડે ખૂણે પોતાનો અન્યાય અને જુલમ ખૂચતો, પણ એ બે ખંખેરી ફેંકવાની એની શક્તિ ન્હોતી

સમય ફર્યો હતો, 'સામાજિક' ઉન્નતિ સ્ત્રી શિક્ષણ વિના થવાની નથી, વિધવાઓનો પ્રશ્ન ઊકેલ્યા વિના પ્રગતિ અશક્ય છે એ માન્યતા પ્રસરી વનિતા વિશ્રામ અને એવી સંસ્થાઓ અસ્તિમા આવી. કન્યા કેળવણીનો વધુ પ્રચાર થયો. કન્યાશાળાઓ શરૂ થઈ, પણ એ સાથે જે જડ સંસ્કાર હતા એ તો એના એજ રહ્યા.

૧૯૩૦ સુધી ઉપરની રીતે કન્યાશિક્ષણ વધતુ રહ્યુ સ્ત્રી શિક્ષિકા વધુ બની, થોડી કન્યાઓએ ઉચ્ચ શિક્ષણ લીધુ, થોડીક પરદેશ પણ ગઇ, અપવાદરૂપ પુનર્લગ્ન ને આંતરજ્ઞાતિય લગ્નો થયા, પણ સમાજ હજી ત્યાંજ હતો એના સ્થિર જળ ડહોળાયાં હતા એના બંધ વારિમા ચમળ શરૂ થયા હતા પણ એમા પૂરતી તાકાત ન્હોતી, એમા પ્રલયની શક્તિ ન્હોતી. થોડા બુદબુદ ઉઠતા

પાર્શ્વ સમાતા સમાજ એજ રીતે ધીરે ધીરે પગલા ભરતો ધીમી પ્રગતિ કરતો પોતાની ગતિએ ચાલ્યો જતો હતો.

૧૯૩૦ મા મોટો ઉલ્કાપાત થયા દેશની રાજકીય પરિસ્થિતિએ જુદુ જ સ્વરૂપ પકડ્યુ રાજકીય આંદોલન ના સ્વરૂપે રજુ થયુ અને એ આંદોલનમા કોઈપણ વર્ગ આવી શકે કોઈપણ વર્ગ ભળી શકે એ સર્વમાન્ય મત પૂ. ગાંધીજીએ સ્વીકાર્યો અને એ પછી સમાજની સામાજીક પરિસ્થિતિ ખૂબ જ ગંભીર બની

હરિજનોને અડવુ, હરિજનોને સાથે વ્યવહાર રાખવો કોઈપણ જ્ઞાતિના હાથનુ જમવુ, ગમે તેને ત્યાં જમી શકાય અને જેલમા ગયે તેની સાથે રહ્યા છતા પ્રાયશ્ચિત વિના ઘેર બધાની સાથે જમાય, એ ધીમે ધીમે સ્વીકારાયુ છતાય પશ્ચાત દિલ દુભાયુ, પશ્ચાતે એ દુખ થતુ પણ આપદ્ધર્મ સમજી-યુવાન વર્ગની એક અવિવેકી હદ સમજી, પૂ. ગાંધીજીને બધો દોર છોડી લોકો એ સહન કરતા શીખ્યા કડવુ સત્ય મને ઉતારતા થયા

આજ સમયે બીજી એક પ્રગતિ થઇ અને તે સ્વરાજ લેવાની ચળવળમા સ્ત્રીઓ પુરુષો જેટલો જ સક્રિય સાથ આપી શકે એ પિકેટીંગ અને તે પણ દારૂની દુકાન પર સ્ત્રીઓ કરે એ સમાજને માટે આઘાત હતો સ્ત્રીઓને ઘરની બહાર જોતા નહિ દેખાવેતા માટે એ એક આફત હતી અને સમાજના મુખ્ખા ઉંચી વાતો આગાહી ઘણા કરતા. છતા એક વિભૂતિની અડગ શ્રદ્ધા ને આત્મવિશ્વાસે પરિણામે પિકેટીંગ જેવુ કામ સ્ત્રીઓ કરી શકી, જેલો ભરી શકી, અને પોતાનુ સત્વ સમજાવી શકી

૧૯૩ થી ૩ સુધીના વર્ષો એ સમાજ જીવનના અગત્યના વર્ષો છે દેખીતી દ્રષ્ટિએ

## પુરાવો નથી, સાબિતી નથી :

**સમાજના ભયંકર ને અમાનુષી અત્યાચારમા**
**વેડફાતા નારી જીવનનુ તહોમતનામુ.**

સામાજીક કાર્યની સીધી વધુ ભયંકર ને અમાનુષી બાજુ હોય તો એ આ પરિસ્થિતિ છે કન્યાઓ અને સ્ત્રીઓને ફોસલાવી કે ઉપાડી જઈને અથવા માતાપિતા કે પતિને લાલચ આપીને સ્ત્રીઓને ઉપાડી જવામા આવે અને એના જીવન પર વેપાર થાય એ વેચાય, ગીરવાય, ભેળાય અને, એ દુખદ પરિસ્થિતિનો અંત હજી આવ્યો નથી અને ક્યારે આવશે એ કહેવું પણ અઘરૂ છે આ અંગે અનેક ચોંકાવનારી અને ભયંકર વાતો સમાજ જાણે છે છતા એ અનિષ્ટ પોષાય છે સમાજ અને સત્તા બન્ને એને પોષે છે અને કમભાગ્ય વ્યક્તિઓ એનો ભોગ બનીને જીવન વેડફાય જતુ સહન કરે છે એ વિષયમાથી બને છે અથવા ભીખ માગીને જીવન ટુંકુ કરે છે આવા માત્ર એક જ સરવાળા ૧ વરસના કુલ સમયમા ૧૩૦૦ જેટલા કેસ નોંધાયેલા છે પણ પુરાવો નથી સાબિતી નથી અને પરિણામે અનેક જીવન વેડફાયા છે

ન સમજાય' એવા ઘણા ક્રાન્તિકારી બનાવો એણે સર્જાવ્યા છે એકવાર ને આભડછેટ જેવા કારણે હતાશ બનતા, લાચાર બનતા યુવાન વર્ગને એણે હિંમત આપી, નૈતિક બળ આપ્યું, એની કડી તાકાત કેળવી, પણ હજી એ બધું સ્પષ્ટ ન્હોતું સમાજની અમુક વ્યક્તિઓ અથવા અમુક વર્ગ એ બાજુ હતો, પણ મોટો વર્ગ તો હજી હતો ત્યાંજ હતો પુત્ર કે પુત્રી, મિત્ર કે સબંધીના હાથનું પાણી પીતા હજી તેને સંકોચ થતો, સ્ત્રી બહાર જાય એ હજી તેને ન્હોતું ગમતું, પુત્રીના શિક્ષણની હજી તેને પરવા નહોતી, સામાજીક જીવન હતું એજ હતું—અને હજી છે

પણ એ લોકક્રાન્તિની અસર પ્રજાજીવન પર ઘણી ઊંડી અને ઘેરી પડી છે ૧૯૩૦-૩૨નું પણ એમજ થયું ઉપરથી શમી ગયેલા પૂરની અસર ઓછી ન્હોતી યુવાન વર્ગ સળવળ્યો હતો. વિચાર કરતા એને આચારમાં મૂકવાની વૃત્તિ જોર પકડતી હતી, અને પરિણામે સમાજ એ વહેણની અસર નીચે હતો.

પણ એક પ્રશ્ન અધરો છે સમાજ એટલે શું ? એજ કલ્પવું અઘરું છે અને સામાજીક કાર્ય અને કઇપણ સ્પષ્ટતા કરવી એ પણ મુશ્કેલ છે હરિજનો મજુરો, ખેડુતો, સ્ત્રીઓ, આદિવાસીઓ ગ્રામસેવા વગેરેમાથી કયુ સામાજીક કામ, કયુ વધારે વિચાર માગે, એ બધા પ્રશ્નો ઊઠતા. અને એ બધાને સમજાવવા જોઇએ. એ બધાની સેવા કરવી જોઇએ એ વિચારણા હતી. અને એ રીતે બધા વર્ગનુ કામ શરૂ થયુ હરિજન પ્રવૃત્તિને પણ એ વેગ અપાયો. અને જે પ્રવૃત્તિથી સમાજ ભડકતો એ સહજ બની અને આજે તો હરિજનો વિશેની સુગ ઓછી થઇ છે શાળામા એના બાળકો ભણી શકે છે, રેલ્વે ને બસમા મુસાફરી કરી શકે છે અને મંદિરોના બારણા એના માટે ખુલ્યાં છે સમય, જે થોડી ઘણી મુશ્કેલી છે, એ ઓછી કરવામા સાથ આપશે અને હડધૂત થયેલો એક મોટો વર્ગ પોતાનુ સ્થાન પામશે

પણ મોટી મુશ્કેલી સ્ત્રીઓની છે સ્ત્રીઓના જીવન સાથે, વિકાસ સાથે અને ઉન્નતિ કે અવનતિ સાથે રાષ્ટ્ર સંકળાયેલુ છે અને સ્ત્રીઓનો પ્રશ્ન આખા રાષ્ટ્રને આવરી લે છે દલિત સમાજ—કિસાન કે મજુર, કોઇપણ વર્ગની સ્ત્રીઓની દશા વિચારવીજ પડે એમ છે અને એ સ્પષ્ટ કર્યા વિના સમાજ ક્યા જશે, કેટલી પ્રગતિ કરશે અને અશક્ત અને સબળ રાષ્ટ્ર તરીકે કેટલુ જગતના બીજા રાષ્ટ્રની હરોળમા ઉભુ રહેશે એ પ્રશ્ન ખુબ વિચાર માગી રહ્યો છે

ભારતીય સંસ્કૃતિના આદિ કાળથી આજ પર્યંત જો વિહંગાવલોકન કરવામા આવે તો વૈદિક યુગ પછીથી ઉત્તરોત્તર સ્ત્રીઓની દશા વધુને વધુ કફોડી થતી ગઇ છે સમાજના પરિવર્તનની અસર જાણે ન થતી હોય, સમાજ જાણે એના પ્રશ્ન ન સાંભળવા ઇચ્છતો હોય એ દશામા અત્યાર સુધી એનુ જીવન વ્યતિત થયુ છે ધર્મતંત્રની સર્જકચૂડમા, રૂઢિચુસ્ત મનોદશાની જોહકીમા સ્ત્રીજીવન યુગોથી દબાયેલુ હતુ અને હજી મુક્ત બન્યુ નથી એ પરિસ્થિતિમાં સ્ત્રી પ્રવૃતિ એ સામાજીક પ્રવૃતિનુ એક અગત્યનુ અંગ બની રહી

૧૯૩૦મા શરૂ થયેલી પ્રવૃતિ લડત સંકેલાતા ધીમી પડી પ્રજાનો ઉત્સાહ થોડો ઓસર્યો 'પણ એના પરિણામરૂપ કઇંક પ્રવૃતિ થવી જોઇએ એ સમાજના એક ભાગને લાગ્યુ અને સ્ત્રી પ્રવૃતિનુ મુહૂર્ત કઇંક કર્યું

ઘણીવાર એક માન્યતા સ્થિર થયેલી જોવામા આવે છે અને તે એ કે સામાજીક

પ્રવૃત્તિ એટલે માત્ર સ્ત્રી મંડળો અનાથાશ્રમો એને એવું કંઈક અને એની પાછળ એજ ભાવના હોય છે અને તે દયાવૃત્તિ અથવા પોષવાની જીવદયા. પરિણામે ઇશ્વરના અણમાનીતા તરીકે જીવવા જન્મ્યા છે એવી ભાવના અને વૃત્તિથી આવા કાર્યો થાય છે અને એવાં મંડળો કે સંસ્થામાં રહેનારા 'દયામણું' 'ગરીબડું' જીવન જીવવા ટેવાઇ જાય છે આ પરિસ્થિતિ અસહ્ય છે સમાજનો એક વર્ગ બીજા વર્ગને નભાવી દેતો હોય, એને ઉપકાર વશ કરતો હોય એ મનોવૃત્તિ દુઃખદ છે વ્યક્તિમાત્ર વ્યક્તિ છે પછી ધનિક હોય કે ગરીબ, સ્ત્રી હોય કે પુરુષ પણ વ્યક્તિ તરીકેના પ્રત્યેક અધિકાર એને મળવા જોઇએ. એ દૃષ્ટિએ કાર્ય કરવાની જરૂર હતી. અને એ ઉપરાંત આર્થિક પ્રશ્ન પણ તેટલોજ દૂર હતો. કોઇ પણ વ્યક્તિ આર્થિક સ્વાવલંબન વિના સ્વતંત્ર રહી શકે નહિ એ સર્વમાન્ય સિદ્ધાંત પર કાર્યનો પાયો સ્થાપવાની જરૂર હતી.

સંયુક્ત કુટુંબ પ્રથા તૂટતી હતી, આર્થિક પ્રશ્ન વધુ મુશ્કેલ અને અટપટો થતો જતો હતો અને કુટુંબને પોષનારની ધન ઉપાર્જનની શક્તિ મર્યાદિત હતી આ બધા સંયોગોમાં સ્ત્રી સ્વાવલંબી થાય, એ અવાજ સારી રીતે રજુ થયો અને એના પરિણામ રૂપે ૧૯૩૪મા 'જ્યોતિ સંઘ'ની શરૂઆત થઇ 'સ્ત્રી એ સ્ત્રી છે વ્યક્તિ છે, એને સ્વાવલંબી થવાની તક મળવી જોઇએ એનો વ્યક્તિ વિકાસ રૂંધાવો ન જોઇએ' એ એનુ ધ્યેય અને દૃષ્ટિ હતા અને એ ધ્યેયને આગળ રાખીને સંસ્થાએ પોતાનું કાર્ય આગળ ધપાવ્યું.

પ્રશ્ન સહજ હતો, વાસ્તવિક હતો અને જીવનને સ્પર્શતો હતો. મધ્યમ વર્ગના નિત્ય જીવનમાં અતિ આવશ્યક હતો છતાં સમાજમાંથી એક અણગમાની દૃષ્ટિએ જોર પકડયું અને સ્ત્રીને ઘર વિમુખ કરવાની, ગૃહજીવન વેડફાઇ જવાની, સંસાર સમસ્ત છિન્ન ભિન્ન થઇ જવાની બીતિ જાગી ખૂબ નિંદા અને વિરોધ ઉભો થયો, નાની સ્થિતિને મોટી કલ્પી, સહજ વાતોને ભયંકર કલ્પી સમાજે પોતાનો વિરોધ નોંધાવ્યો પણ એની જરૂર હતી. બધાજ એ માગી રહ્યા હતા 'પણ આગળ કોણ આવે? સાચુ કોણ કહે' અને 'સ્થાપી સમાજને અસ્થિર કરવાનું કોણ બીડું ઝડપે' એજ પ્રશ્ન હતો અને ધીમે ધીમે ઉપરનો વિરોધ બેસી ગયો અને સમાજે એ સત્ય સ્વીકાર્યું પણ એના માટે એને અમીદૃષ્ટિ નહોતી માત્ર વિરોધજ ન હોતો.

આવી સ્થિતિ 'સમાજ સુધારા' ની હતી લગ્ન અને પુનર્લગ્ન વ્યક્તિના પ્રશ્નો છે, સમાજના નથી લગ્નમાં કોઇ વિઘ્ન ન નાખી શકે, લગ્ન કરનારને કોઇ અટકાવી ન શકે એ માન્યતા અનુસાર 'સંસાર સુધારા હોય' મા લગ્ન થતાં એનો વિરોધ થતો અને એના કાર્યકરો પર આક્ષેપો ને નિંદાની ઝડી વરસતા, પણ છતાંયે ઘણા એનું શરણું શોધતાં, ઘણા સહાય લેતા અને લે છે

આ બે સાથે એ પ્રશ્ન ઉભો જ રહેતો-ઘરથી તરછોડાયેલ અપમાન પામેલી તિરસ્કૃત થયેલી સ્ત્રીઓને સ્વમાનથી જીવવુ હોય, સ્વાવલંબી થવુ હોય તો શુ કરવું? ક્યાં જવું? એ પ્રશ્ન મુંઝવતો હતો એવો જ પ્રશ્ન બાળકોનો હતો. માતા પિતા વિહોણા બાળકો સમાજની દયા પર જીવે છે એને જિવાડનારા પૂણ્યનો સંચય કરે છે અને પતિતોના ઉદ્ધારક છે, અનાથોના પાલક છે, એ અહંભાવ પોષાતો હતો. બાળક એ બાળક છે સમાજ અને રાજ્ય એના પોષણ ને શિક્ષણ

માટે બધાયેના છે એ પ્રશ્ન પણ વિચારવાનો હતો અને પરિસ્થિતિમાંથી નીકળવાની અથવા એ વિચારસરણી પર પ્રયોગ કરવાની જરૂર હતી અને એથી ભયંકર અને ગુનેગાર માની લીધેલી અથવા ત્યજી દીધેલી સ્ત્રીઓ અને બાળકો માટે 'વિકાસગૃહ' ની શરૂઆત થઈ

પહેલાંજ નિવેદનથી ખળભળાટ થયો રક્ષણ વિના, પહેરો કે ચોકી વિના સ્ત્રી અને તે પણ 'સમસ્યા' રૂપ ગણાતી સ્ત્રી રહે એ એક બાલિશ પગલું હતું બાળકને વિના સંકોચે ઉછેરવું એ ઉદ્ધત પગલું હતું, અને એ સામે પણ આંદોલન થયું સમાજને આમાં વધુ ભીતિ લાગી, સંસારમાં અનિષ્ટો જાગવાની–ઉદ્ધતાઈની અને અનેક પણ જેમ થાય છે તેમ સમય જતાં એ કડવું સત્ય પણ પથ્ય થયું અને ૧૯૩૭ ના સમાજે ન સ્વીકારેલી પરિસ્થિતિ ૧૯૪૧ ના સમાજને વધુ પડતી ન લાગી પણ સહજ લાગી

૧૯૩૬ થી ૧૯૪૧ સુધીના પાંચ વર્ષોમાં ગુજરાતમાં ઠીક પ્રગતિ થઈ આંકડાની દૃષ્ટિએ ન ગણીએ પણ વિચારની દૃષ્ટિએ, કાર્યની દૃષ્ટિએ સમાજ વધુ વિશાળ દૃષ્ટિનો બન્યો હતો, વધુ ઉદાર બન્યો હતો છતાંયે ઘણીખરી સ્થિતિ એવી ને એવી હતી અને ખાસ કરીને લોહીના વેપારની

જગતના દરેક દેશને દરેક યુગમાં સ્ત્રીને આર્થિક આવકનું સાધન ગણી છે અને એના વિક્રય પર ઘણા નભ્યા છે, એના શોષણ પર ઘણા જીવ્યા છે, અને એની બેઈજ્જતી અને બેહાલી હજુ સુધી સમાજનું હિત પીગળાવવા માટે કે સમાજને ઉડાવી મૂકવા માટે સમર્થ નથી થઈ સામાજિક કાર્યની સૌથી વધુ ભયંકર ને અમાનુષી બાજુ હોય તો એ આ પરિસ્થિતિ છે કન્યાઓ અને સ્ત્રીઓને ફોસલાવી કે ઉપાડી જઈને અથવા માતાપિતા કે પતિને લાલચ આપીને સ્ત્રીઓને ઉપાડી જવામાં આવે અને એના જીવન પર વેપાર થાય, એ વેચાય, શોષાય, બેહાલ બને, એ દુઃખદ પરિસ્થિતિનો અંત હજી આવ્યો નથી અને ક્યારે આવશે એ કલ્પવું પણ અઘરૂં છે આ અંગે અનેક ચોંકાવનારી અને ભયંકર વાતો સમાજ જાણે છે છતાં એ અનિષ્ટ પોષાય છે, સમાજ અને સત્તા બન્ને એને પોષે છે અને કમભાગ્ય વ્યક્તિઓ એની ભોગ બનીને જીવન વેડફાઈ જતું સહન કરે છે એ વિપથગામી બને છે, અથવા ભીખ માગીને જીવન પુરું કરે છે આવા માત્ર એકજ સંસ્થામાં ૧૦ વર્ષના ટુંક સમયમાં ૧૩૦૦ જેટલા કેસ નોંધાયેલા છે, પણ પુરાવો નથી, સાબિતી નથી અને પરિણામે અનેકના જીવન વેડફાયાં છે

બાળકોની દશા આથીયે બુરી છે સમાજે સમાજે હજી પોતાના બાળકો માટે પૂરતું ધ્યાન આપ્યું નથી ખરચાળ શિક્ષણ આપતા પ્રયોગો કરવાની વિચારણા થાય છે, પણ આવા નિરાધાર, ત્યજાયેલા અને તરછોડાયેલા બાળકો માટે એકપણ પ્રયોગ કરવાની સમાજ ને સરકાર કોઈને હજી ફુરસદ મળી નથી અને પરિણામે 'સમસ્યા રૂપ' કોયડારૂપ ગણાયેલા હજારો બાળકોનું જીવન વેડફાઈ રહ્યું છે અત્યારના યુગમાં આવા બાળકો માટે માનસશાસ્ત્રની દૃષ્ટિએ ઉકેલ શોધતી પ્રયોગ શાળાઓ હોવી જોઈએ અને બાળકોના જીવન સુધરે એવી વિચારણા થવી જોઈએ, એ જરૂરનું છે

૧૯૪૨ની લડત પછી પ્રજામાં એક વધુ શક્તિ વિકસી અને તે આત્મવિશ્વાસની જો કે આ લડત શહેરો પૂરતી અથવા અમુક વિભાગ પૂરતી મર્યાદિત માનવામાં આવે છે, છતાંય એની અસર પ્રજા જીવન પર અજબ

## સેવા કાર્યમાં કદમ બઢાવો

સ્વતંત્રતાનો લાભ ત્યારે જ જનતાને મળશે, જ્યારે તમામ શિક્ષિત પુરુષ અને સ્ત્રીઓ સેવાના મેદાનમાં આવે અને સરકારની સાથે ગામડાઓના કાર્યમાં હાથ મિલાવે. હું ખૂબ ચાહું છું કે સ્ત્રીઓ લેડી ડાક્ટર અધ્યાપિકા, સમાજસેવિકા અને આરોગ્યપ્રચારક બને અને શિક્ષણ અને સેવાના ક્ષેત્રમા પોતાનુ જીવન અર્પણ કરે

—રાજકુમાર અમૃતકૌર

પડી છે પોતે જે સાચુ માને એ નીડરતાથી કરી શકાય એ સ્વીકારાયુ નિત્ય જીવનમા જે બીક અને શરમાળ પણુ હતુ એ ઓછા થયા, છતાંયે ઘણાય અનિષ્ટો રહ્યા પણ જે ભય કરતા રૂઢિની હતી, જ્ઞાતિ બેની હતી, માન પાનની હતી, એ નહિ જેવી થઈ ગઈ અને એટલી મક્કમતા સમાજમા આવી.

સમાજ જીવનની પ્રગતિનુ માપ એનું સસાર જીવન છે છેલ્લા દસકામા લગ્નની વય વધી છે ' સારડા કાયદો ' પસાર થયો ત્યારની બીક આજે રહીજ નથી કન્યાનુ લગ્ન વય ૧૫-૧૬ સહજ છે અને એથી વધારે વય એ અજુગતો પ્રશ્ન નથી નાના ગામડામા પણુ હવે એ સ્વીકાર્ય છે જો કે હજુ એ ઘણાને ગમતુ નથી. પોતાના કુટુંબની એ સ્થિતિ કોઈને ગમતી નથી છતાં એવુ હોય એ સહ્ય બન્યુ છે લગ્ન પુનર્લગ્ન એ પ્રશ્ન હળવો થતો જાય છે પણ જ્ઞાતિ બેની ભાવના હજી એવીને એવી જ છે પર જ્ઞાતિમા પુત્ર કે પુત્રી લગ્ન કરે એ સ્વીકારતાં હજી સમય લાગશે આ ઉપરાંત વિધવા પુનર્લગ્ન હજી સ્વીકાર્ય નથી બન્યુ પણુ વિધવા સ્વાવલબી થાય એ પ્રશ્ન આર્થિક પરિસ્થિતિને લીધે સ્વીકારાયો છે અને રૂઢિચુસ્ત મનોદશાવાળા વડીલો પણુ કુટુંબની વિધવા સ્ત્રી સ્વાવલબી બને એ સ્વીકારે છે

સમાજનુ સ્વરૂપ પલટાય છે, થોડા સમયમાં સમાજની કાયા પલટ સપુર્ણ થશે પણુ એ કેવી થશે એ પ્રશ્ન સહજ છે જે સ્વરૂપે આજે શિક્ષણુ અપાય છે, જે રીતે રાજકીય પરિવર્તન થાય છે, એના પ્રતિબિંબરૂપે સમાજનુ ઘડતર થાય છે, એટલે રાષ્ટ્ર ઘડતરની દ્રષ્ટિ પર સમાજની કાયા પલટો યુગ પલટે છે, નવા યુગના મંડાણુ મંડાય છે, ગુલામીનાં બંધનો ફેંકી દેશ સ્વતંત્ર થયો છે. પણુ સ્વતંત્રતા બહુ મોંઘી મળી છે સમાજના સ્થિર અને ચોક્કસ વિચારો ને રહેણી કરણીમા પણુ પરિવર્તન આવવા સભવ છે નિર્વાસિતોનો પ્રશ્ન સમાજને વિચારતો કરી મૂકે તેવો છે એક સંસ્કૃતિ અને સમાજ રચના ઉખેડાઈ ગઈ છે, એને અપનાવવાની છે એના દુઃખને, યાતનાને શાંતિ મળે એમ એને મેળવવાનાં છે, અને એની અસર પણુ સમાજ પર ઓછી પડી નથી ભવિષ્યમા એ કેવુ સ્વરૂપ પકડશે એ પણુ વિચારવાનુ છે

આ બધા સાથે યુગને ઓળખીને સમાજની જવાબદાર વ્યક્તિઓએ દૃષ્ટિ બિન્દુ આપવુ પડશે. સમાજ શુ ઇચ્છે છે એ નક્કી કરવાં કરતા સમાજને શાની જરૂર છે ? એ નક્કી કરવુ પડશે. કડવુ ને નમ સત્ય સમજવુ પડશે આ માટે સમાજના ઘડવૈયાઓ અને વિચારકોએ વિચારક રહ્યુ આલોચના કરે છે, જીવનનું મૂલ્યાંકન કરે છે, વ્યવહાર પલટાય છે અને નવા સમાજની નવ રચના થાય છે

સમાજના કાર્ય માટે ' નિષ્કામ કર્મ '

કરનાર કાર્યકરોની જરૂર છે ગમે તે પ્રકારનું સામાજીક કાર્ય હોય, પણ એ કરવા માટે દિલથી એ ગમીમરનારની જરૂર છે માનવતા અને પ્રેમ વિના આ કાર્ય સભાનતુ નથી. માન સિદ્ધાત શીખવાથી અથવા તાલીમ આપવાથી આવો વગ ઉભો નથી થવાનો બુદ્ધિવાદથી જગત જીતાયુ નથી. કદાચ ચોક્કુ એનુ આકર્ષણ હશે, પણ દુખી પછાત અને માર્ગ ભૂલેલા માટે માનવ પ્રેમ અને ભાવનાની જરૂર છે શિક્ષણ લીધેલા ઉચ્ચ ભાવનાશાળી સ્ત્રી પુરુષો હજારોની સખ્યા મા જ્યારે સમાજની સેવા માટે તૈયાર થશે અને એવાને તૈયાર કરવા અને અપનાવવા જ્યારે સમાજ સુવિધા કરી આપશે ત્યારેજ હજારો ગામડામા છિન્ન ભિન્ન પડેલો સમાજ સંગઠિત અને જાગ્રત બનશે

સામાજીક કાર્ય એ રસિક ને રોમાચક છે એની વાતો, એની મુશ્કેલી અને કથા ઘડીભર કુતૂહલ વૃત્તિ જગાવે છે, પણ એમા કાર્ય ખીલતુ નથી આવુ કામ કરનારા– એક લેખકના શબ્દોમા કહીએ તો ' આખે આધળા, કાને બહેરા અને મુગા હોવા જોઈએ ' જોયેલી વાતો તેવી નહિ, સાભળેલી કહેવી નહિ અને ગમે તેવો વાર્તાને મૂગા મોઢે બનવુ તોજ કાર્ય થાય એવુ કાર્ય નિવૃત્તિમાં અર્થ છે કે એમા જે સગવડ અને તાલીમ મળે છે એવી કઈક તાલીમ ને સગવડ મળે તોજ આ કાર્યમા કામ કરનાર આકર્ષાશે

જો કે હજી સામાજીક કાર્ય શિશુવયમા છે છતા એને આર્થિક ભીસ ઓછી નથી. દરરોજ મધુકરની ચિંતા આવુ કામ કરનાર સસ્થા ને વ્યક્તિને હોયછે એની પાછળ ધાર્મિક કે રાજકીય બળ નથી હોતુ, પરિણામે માત્ર કામ એજ ધ્યેય અથવા લક્ષ્ય હોવાથી એ નથી કોઈ પક્ષના થઈ શકતા કે નથી કોઈ ધર્મના પરિણામે સતત ચિંતા અને કામને લીધે જે એ કાર્યમાં પડયા છે તે ઉપરાત નવા આવવા તૈયાર નથી થતાં, અને કાર્યને સહન કરવુ પડે છે

જો સમાજને સુશિક્ષિત ને સુવ્યવસ્થિત કાર્ય કરતો કરવાનુ ધ્યેય હોય તો સામાજીક કાર્યપ્રતિ લક્ષ આપવુ પડશે સામાન્ય ગણાતા પ્રશ્નોમા માથુ ઉચકી શકવાની અશક્તિ પ્રજાની છે જેલમા જવુ હોય કે કોઈ સાહસ કરવુ હોય તો કરનારા સામાજીક વિષયોમા તો સુધારો કરતા પણ ડરે છે. એવો સમાજ ત્યા નિરતર કાર્યશીલ રહેવુ જરૂરનુ છે આવુ કાર્ય કરવા રાજ્ય અને પ્રજા બન્ને કટીબદ્ધ થાય તોજ કાંઈક બધ પડેલુ આ કાર્ય કઈક ઉકેલાય

[ 'બુદ્ધિપ્રકાશ'માથી આભાર ]

---

ભારતની સ્વતંત્રતા અને સ્વાધિનતા સ્ત્રી-સમાજની પણ સ્વતંત્રતા અને સ્વાધિનતાની એ રીતે વિધાયક બને છે અભ્યુદયની પ્રત્યેક દિશામા ભારત પૂર્ણ ઉન્નતા સુધી પહોચી જાય. વિશેષત નૈતિક અને સાસ્કૃતિક દિશામા ઉર્ધ્વગમન વિશ્વના તમામ રાષ્ટ્રોથી અધિક બને

—શ્રી મગળદાસ પકવાસા

* જીંદગીની અનેક આશાઓ અને અરમાન લઈને જીવન જ્યારે પૃથ્વી પર પાંગરે છે ત્યારે એમાંથી મંદહાસ્ય હંમેશા લહેરાતું રહે છે પરંતુ જ્યારે એ આશાઓ ને અરમાનના કોઈ બેઠારી પળે એકાએક ચૂરા થઈ જાય છે, ત્યારે પેલું મંદહાસ્ય જીવન માંથી એકાએક કોઈ ગેબી સૃષ્ટિમાં અલોપ થઈ જાય છે.



# મંદહાસ્ય

લેખિકા
શ્રી કનકમાળા ઓઝા, બી એ

કેટલાય વરસ પડેલા જ્યારે તે સોળ વર્ષની હતી તે વખતની વાત છે એ સમયે એ નહોતી કેવળ બાલિકા કે નહોતી યુવતી ત્યારે કોણ હશે? એ તો મને ખબર નથી, પણ સાધારણ બાલિકા કરતા કંઈક વધુ હતી. તે બહુ સુંદર ન હતી, પણ તેનુ હૃદય અત્યંત સુંદર હતુ તેના હૃદયનો પ્રકાશ તેના મુખ ચંદ્ર પર પડીને તેને બમણુ દેદિપ્યમાન બનાવતો હતો મુખ પર નિર્દોષતા હતી, પણ તેમાય આકર્ષકતા હતી

સૌથી પ્રથમ અમદાવાદમા તેના દર્શન થયા, તે ત્યાની હાઈસ્કુલમા ભણતી હતી ને પોતાના પિતરાઈ ભાઈને ઘેર રહેતી હતી હુ પણ તેમનોજ મહેમાન હતો એક વાર મે તેની તરફ જોયુ, તેની નિખાલસતાએ મારા પર ચુંબકનુ કામ કર્યું ફરી વાર જોવાનુ સાહસ હુ ન કરી શક્યો તેની ઓરડી મારી ઓરડીની સામે હતી કારણ તો ખબર નથી પણ જ્યારે તેને નિશાળનો ત્યાર ખ્યાલ આવતો કે તે મારીજ છે

તે દિવસે સાંજની રસોઈ તેણે જાતેજ બનાવી હતી નાના નાના નાજુક હાથ બનાવેલી નાની ભાખરી કદી ભુલી શકાય કે! હુ મારી ઓરડીમા બેઠો હતો, તેણે જમવાની થાળી એક બાજુ મુકી અને બોલી "જમી લેજો" મને લાગ્યુ કે જાણે વીણા રણકી ઉઠી. કોણ જાણે કેટલીયે વાર સુધી તે સ્વર મારા કાનમા ગુંજી રહ્યો હતો સ્વર ઘણો ઝીણો હતો પણ પુખ્તજ મિઠાશ વાળો હતો મન મુગ્ધ થયો હુ ઉઠ્યો, જમવાની થાળી પાસે લાવીને મે તેની સામે જોયુ, તેણે મારી સામે જોયુ દ્રષ્ટિ મળી અને તે હસી તેના એ મંદ હાસ્યે મારૂ હૃદય જીતીની મુ

૨

અમારૂ મિલન પૂર્વ રચિત ષડયંત્ર હતું છ મહિના પછી મને તેના ભાઇ મળ્યા, થોડી ઘણી વાતો કર્યા પછી તે બોલ્યા

" કેમ પ્રદીપ, લગ્ન નથી કરવા કે શું ?"

" ઇચ્છા નથી થતી "

" કેમ ? "

" ન્યાતમાં યોગ્ય કન્યા મળવી મુશ્કેલ છે "

" કદાચ મળી જાય તો ? "

" તો જોયું જશે, પણ કન્યા કોઇક છે ? "

" તેં એને જોઇ છે "

" ગપ્પા ન મારશો "

" ના, સાચું કહું છું "

" ક્યાં જોઇ હતી ? "

" યાદ કર. "

" નથી યાદ આવતું "

" અમદાવાદમાં "

" તમારે ઘેર ? "

" હા, મારી બ્હેન. "

" ચિનરાઇ બ્હેન-કરુણા ? "

કરુણા, મને યાદ આવી ગયું જેના હાસ્યે અમદાવાદમાં જાદુ કર્યું હતું, એનું નામ જ કરુણા હતું મારા મનમાં ગલગલિયા થવા લાગ્યા, હું મનનો ભાવ મનમાંજ દબાવી બોલ્યો,

" મને ખાસ યાદ નથી "

" આ વખતે નાતાલની રજા મારે ત્યાં આવો તો કોઇ વાંધો છે ? " તેમણે હસીને પૂછ્યું.

" ખુશીથી " મે સંકોચ પૂર્વક જવાબ આપ્યો

૩

હું અમદાવાદ ગયો. જે દિવસે હું અમદાવાદ છોડવાનો હતો તેની આગલી સાંજે હું મારી ઓરડીમાં એકલો બેઠો હતો. બારણું ખુલ્યું, ધીમે ધીમે તે અંદર આવી. સામે પલંગ પડયો હતો, તે શરમમાં નીચી નજર કરીને પલંગ પાસે ઉભી રહી.

" બેસને " મે કહ્યું

" ના ઉભું રહેવું જ સારૂ છે " તેણે ધીમેથી કહ્યું

" ના, મને ખરાબ લાગે છે " અને તે બોલ્યા વગર પલંગ પર બેસી ગઇ

" તારૂ નામ શું ? " મે પુછ્યું.

" કરુણા " તેના મુખમાંથી નિકળેલો કરુણ શબ્દ કેટલો વ્હાલો લાગ્યો એ કહેવું પડે તેમ નથી મને લાગ્યું કે સાક્ષાત કરુણા મૂર્તિમાન થઇને બેઠી છે

" ક્યાં સુધી ભણ્યું છે ? "

" ઓછામાં ઓછું મેટ્રીક સુધી "

તે ચુપ થઇ ગઇ એક પણ પ્રશ્ન તે પુછતી ન હતી, કદાચ તે પ્રશ્નોના ઉત્તર આપવાજ આવી હતી મે અનેક પ્રશ્નો પુછવાનો વિચાર રાખ્યો હતો, પણ એ સમયે મારા મગજમાં એક પણ પ્રશ્ન ન આવ્યો પોતાની ભાવી પત્ની સાથે પ્રથમ વાર્તાલાપ બધી પરીક્ષામાં એ અઘરી પરીક્ષા છે થોડીવાર પછી તે જવા ઉઠી.

" જાય છે ? " મે પુછ્યું.

" કામ છે ? "

" ના " બારણા પાસે પહોંચી તે અટકી ગઇ ને બોલી

" શું કાલે તમે ચોક્કસ જવાના ? " આ તેનો પહેલો પ્રશ્ન

" કેમ કંઇ કામ છે ? " મે જવાબ દીધો,

" ના. "

× × ×

એ સમય પછી હું તેને મારી સમજવા લાગ્યો. તેના નામ સાથે જેને જેને સબંધ હતા, એ સર્વ મને વ્હાલા લાગ્યા તેના સબંધીઓ, તેના પુસ્તકો, તેના વસ્ત્ર બધામાં મને તેનીજ મૂર્તિ દેખાવા લાગી

હું જન્મથીજ કમનશીબ હતો ઈશ્વરે સ્નેહથી ભરપુર હૈયું આપ્યું હતું, પણ સ્નેહ લેનાર કોઈ ન હતું જન્મતાંની સાથે જ પિતાએ તજી દીધો, દુખ છોડું ત્યાં માતા ચાલી ગઈ, મૈત્રી થતા મિત્રોએ મુખ મચકોડયા, આથી વિશેષ દુર્ભાગ્ય બીજું શું હોઈ શકે ! હવે આશાનું કિરણ ઝમકવા લાગ્યું જીવનની સુકી સરિતામાં તે સલિલ સમાન હતી. જે દિવસથી તેને જોઈ તે દિવસથી બધો જ પ્રેમ, સ્નેહ અને સઘળી ચિન્તા તેનામાં કેન્દ્રીભુત થઈ ગઈ હતી કલાકો સુધી તેને યાદ કરીને ભવિષ્યની મધુર કલ્પનાઓ હું કર્યા કરતો હતો

૪

એ દિવસ આવ્યો ! કરુણા ખરેખર મારી બની ગઈ બે હૈયાની પ્રેમ સરીતા મળીને એક થઈ ગઈ જ્યારથી તે આવી ત્યારથી મારા જીવનના ઉજ્જડ ઉપવનમાં વસંત આવી ગઈ જ્યારે પરણીને આવ્યા ત્યારે તે મારી પાસે બેઠી હતી મેં તેનો હાથ પકડી હસતા હસતા કહ્યું

“ કરુણા, તારા લગ્ન થયા, મિઠાઈ ખવડાવીશને ? ”

“ મારી પાસે મિઠાઈ ખવડાવવા જેવું છે શું ? તમે મને તમારી જાણીને મારૂ સર્વ લઈ લીધું છે ઠીક, મારી પાસે હજુ પણ એક ચીજ છે જો તેને વેચી શકો તો મિઠાઈ લાવીને ખાજો ”

“ એ ચીજ કઈ ? ”

મંદ હાસ્યથી તે બોલી એ છો તમે ”

એની આ વાત સાંભળીને મને ખાત્રી થઈ કે હું હવામાં ઉડી રહ્યો છું એકદમ તે મારા તરફ નમી, મેં તેને ચુંબન લઈને કહ્યું “ કરુણા, મારે આ મિઠાઈ ખાવી હતી. આજથી હું તને વેચાયો છું ” તેણે શરમથી મારી છાતીમાં માથું નમાવ્યું, પરંતુ હોઠ પર ફરીથી તેનું જ મંદ હાસ્ય ફરી વળ્યું

૫

હું મુંબઈમાં વકીલાતનું ભણતો હતો, લગ્નના થોડા દિવસ પછી કોલેજ ખુલવાની હતી અહીં કરુણા હતી, ત્યાં ભણવાનું હતું જ્યારે કરુણાથી છુટા પડવાનો વિચાર આવતો ત્યારે માથું ભમવા માંડતું કોણ જાણે કેમ તેને છોડતા મને ડર લાગતો હતો હું એક દિવસ આવી ચિંતામાં બેઠો હતો ત્યાં કરુણા આવી, મને ઉદાસ જોઈને તેના મુખ પરનું મંદ હાસ્ય ઉડી ગયું તે ગભરાઈને બોલી.

“ વ્હાલા આજે ઉદાસ કેમ છો ? ”

“ કરુણા, બહુ મોટી ચિન્તામાં પડી ગયો છું ”

“ મને નહિ વાત કરો ? ”

“ તને નહિ કહું તો બીજા કોને કહેવાનો હતો ? પરંતુ પ્રિયે એ ચિન્તા તારા માટે છે ”

“ મારી ચિન્તા, કેમ મારે માટે તમારે શી ચિન્તા કરવાની ? ”

“ કોલેજ ખુલી ગઈ છે, હવે તને છોડવી પડશે ”

“ બસ એટલાજ માટે આટલા અધીરા થયા છો ? ”

“ એ શું નાની વાત છે, કરુણા ! મારે માટે સંસારમાં તારાથી મુલ્યવાન બીજી કોઈ વસ્તુ છે શું ? ”

" પ્રાણનાથ, હું તમને ઉદાસ નથી જોઈ શકતી જુઓ, તમારા પર હવે મારો અધિકાર છે આજે પ્રતિજ્ઞા કરો કે જ્યાં સુધી વકીલાતમાં પાસ ન થાવ ત્યાં સુધી મને યાદ નહિ કરો, સ્ત્રી પતિને ઉન્નતિ પથ પર લઈ જનાર છે નહિ કે તેને અવનતિના કુવામાં ફુબાડનાર તમારે મને ભુલવાની પ્રતિજ્ઞા કરવી જ પડશે "

હું જડ થઈ ગયો બસ એટલું જ બોલ્યો, " કરુણા, આવું ન કહીશ તું તો મારા પ્રાણ છે ! "

" પ્રાણ જીવન મપે છે મૃત્યુ નહિ એક વર્ષ પછી તમે વકીલ થઈને આવશો, બન્ને સાથે આનંદપૂર્વક જીવન વિતાવીશું બેનો હજી એક વર્ષ સુધી કુવારા છો એમ સમજશો ? "

મારા વાલાને માટે તે ઉપરથી આટલી કઠોર બની હતી તેની આ નિષ્ઠુરતામાં પણ અપૂર્વ આનંદ આવતો હતો મારા હૃદયની કળી વિકસી ગઈ, હું બોલ્યો,

" કરુણા તું દેવી છે તું જેમ ઇચ્છે છે તેમ થશે. પ્રિયે, કાલે જ તને છોડીને મુંબઈ જઈશ. "

તે રાત્રે જ્યારે હું જાગ્યો તો જોયું કે તે મારા માટે પ્રભુને વિનવતી હતી

" પ્રભુ, મારી આ એક સંપત્તિની રક્ષા કરજે "

૬

બીજે જ દિવસે હું મુંબઈ ચાલ્યો ગયો પ્રયાસ કરવા છતાં હું કરુણાને ન ભૂલી શક્યો, પરંતુ તેની યાદની મને ઘણો લાભ થયો જો કદી જીવ ગભરાય તો કરુણાના છેલ્લા શબ્દો સંભારતો વિચારતો કે હું મારા માટે નહિ પણ કરુણાને ખાતર ભણું છું તેનું નામ વજ્રની માફક મારું રક્ષણ કરતું

થોડા સમય બાદ રજાઓ પડી કરુણાને મળવાની તીવ્ર ઇચ્છા હતી, પરંતુ ઘેર આવી જે સાંભળ્યું તેથી મારા હૃદયને આઘાત લાગ્યો મારી કરુણા પોતાના પિતાને ત્યાં બિમાર હતી, તેને જોવા જતાં હું ખૂબજ ગભરાવા લાગ્યો હું અમદાવાદ ગયો. કરુણા બિમાર હતી, મારી ધારણા કરતા પણ વધારે ! મારા હોશ ઉડી ગયા તે શય્યા પર પડી હતી, શરીર કેવળ હાડપીંજર જેવું બની ગયું હતું મુખ પરનું તેજ વિલીન થઈ ગયું હતું, તે અંધકારમાં તેના નેત્રોમાંથી પહેલા જેવી જ્યોતિ નિકળતી ન હતી. મેં તેના માથા પર હાથ ફેરવ્યો, તે મારા હાથને પોતાના હાથમાં દાબીને બોલી,

" તમે આવી પહોંચ્યા ? "

તેના મુખ પર સ્મિતની એક ક્ષીણ રેખા ચમકી, પણ હાય ! જે મંદ હાસ્ય મારા હૈયાને પ્રસન્નતાના પારણે ઝુલાવતું હતું, તે મારા હૈયાના ટુકડે ટુકડા કરવા લાગ્યું મને ડર લાગ્યો વારંવાર ભાવી અમંગળની શંકા મારા હૈયામાં ઉઠવા લાગી

" કરુણા, આ હું શું જોઈ રહ્યો છું ! " હું રડતા રડતા બોલ્યો. કરુણા મારી આંખના આંસુ ન જોઈ શકી હું રુદન કરવા ઇચ્છતો હતો, પણ તેના ડરથી આંસુ ખાળી રાખતો હતો કરી પણ અંધકાર જોઈને આંખથી ન રહેવાયું, આંસુ વહેવા લાગ્યા. તેને કોણ જાણે, ક્યાંથી ખબર પડી ગઈ મારી આંખો પર હાથ ફેરવી એ જોવા લાગી, આંખો ભીની હતી, જલ્દી હાથ ખસેડી તે ક્ષીણ સ્વરે બોલી,

" હાય તમે રડો છો ! જલ્દી આંસુ રોકો.

નહિતર તમને રડતા જોઈ મારૂં હૃદય ભાંગી જશે, "

તેણે આંસુ લુછયાં મારો અવાજ બંધ થઈ ગયો હતો, શરીર કંપતું હતું

" આટલા અધીરા કેમ થઈ ગયા છો?" તે બોલી હું ભરાયેલા અવાજે બોલ્યો ' પ્યારી, મને ભય લાગે છે મને લાગે છે કે કોઈ મને તારી પાસેથી છીનવી રહ્યું છે, કરુણા આ અંધકારમય હૃદયમાં આશાનું એક માત્ર કિરણ તું જ છે તારા વગર જીવન વિતાવવું આહ ! કરુણા ? "

હું ઉત્તેજિત થઈ ગયો અને ફરી આવેશમાં આવી બોલ્યો " નહિ, તને નહિ જવા દઉં તું મારી છું, ફક્ત મારી જ, તને કોઈ પણ મારી પાસેથી છીનવી શકશે નહી "

તે મારા માથા પર શાંતિથી હાથ ફેરવતા બોલી,

" તમે તો બહુ ધૈર્યવાન હતા, આજ હૃદયને આટલું નિર્બળ કેમ બનાવ્યું છે?

" કરુણા, મોટા મોટા મજબુત ગઢમાં પણ કોઈ નરમ ભાગ હોય છે આવા સમયે ગભરાઈ જવું એ માનવ હૃદયનો સ્વાભાવિક ધર્મ છે મનુષ્યને માટે એ સ્વભાવિક છે જેનામાં એ ભાવ નથી તે કાતો દેવતા છે અગર રાક્ષસ છે ' મેં જવાબ દીધો

" પણ દુખી થવાથી શો ફાયદો ? કરુણાના જીવનને કોઈપણ છીનવી શકે, પરંતુ કરુણા પરનો પ્રેમ કોઈ છીનવી શકે તેમ નથી પ્રેમ અમર છે વારુ, મારી એક અંતિમ ઈચ્છા પૂર્ણ કરશો ?

" શું ? '

" તમે જલ્દી મુંબઈ ચાલ્યા જાવ, મારી ચિંતા કરશો નહિ, ' જલ્દી સારી થઈ જઈશ "

" કરુણા, જરા પર પત્થર રાખી પણ તારી ઈચ્છા પૂર્ણ કરીશ " મેં વ્યથિત હૈયે કહ્યું

હું ચાલવા લાગ્યો, હજુ તે મને રામ જાવતી હતી, પણ છેવટે નિરાશ થઈને બોલી

" હવે ક્યારે મળશો ? "

" હું તને ઈશ્વર પર છોડીને જાઉં છું, તે ચાહશે તો આપણે જલ્દી મળીશું " મેં તેની માગણીનો જવાબ આપ્યો

" જાવ, પ્યારા ' ઈશ્વર તમને સુખી કરે ' એ હતા તેના અંતિમ શબ્દો

હિન્દુઓમાં પતિ પોતાની સ્ત્રીની ચિંતા કરે એ પાપ તો નહિ પણ નિર્લજ્જતા અવશ્ય મનાય છે એ લોક લજ્જાએ મને મારી પ્રિયાને માટે કંઈ કરવા દીધું નહિ થોડા વખતમાં હું મુંબઈ ગયો

કોલેજમાં જીવ ચોંટતો ન હતો, જાત-જાતના અશુભ સ્વપ્નો મને ઘેરતા હતા કરુણાના કોઈ સમાચાર મળ્યા ન હતા હૃદયની વ્યગ્રતા વધવા લાગી, ચારે બાજુ સ્મશાનના ભયાનક દ્રશ્ય દેખાવા લાગ્યા એક દિવસ બપોરે મને ભાસ થયો કે કરુણાની બિમારીનો તાર મને કોઈએ આપ્યો મેં વાંચ્યો, ગાડીનો સમય નક્કી કર્યો પણ ભાન આવતા જોયું તો કંઈજ નહોતું હું ધ્રુજવા લાગ્યો, હે પ્રભુ શું થવાનું છે ? બીજે દિવસે ફરી એ દ્રશ્ય ( Vision ) આંખ સામે આવ્યું તે દિવસે શરીર શિથિલ થઈ ગયું હતું, બેચેની વધી ગઈ હતી, ક્યાંય જીવ ચોંટતો ન હતો હોસ્ટેલમાં પલંગ પર પડ્યો હતો કોઈએ બારણું ઠોક્યું બસ, તારવાળાનું ચિત્ર ફરી સામે આવ્યું પણ

ઝુકાવ્યા, બારણું ખોલ્યું, સામે જ પટાવાળો તાર લઈ ઉભો હતો ધ્રુજતા હાથે તાર ખોલ્યો, લખ્યું હતું "Karunas case hopeless" (કરુણાની સ્થિતિ નિરાશા જનક છે)

મે જમીન પર તાર ફેંકી દીધો. આખ મીચી ઈશ્વરને કહેવા લાગ્યો કે આ પણ એક સ્વપ્ન (Vision) હો, પણ આપે ન માન્યુ. તાર સામે પડ્યો હતો ચારે બાજુ લખેલુ દેખાતુ હતુ "Karunas case hopeless"

હુ સાંજના મેલમા ચાલતો થયો એક એક મિનિટ એક એક વર્ષ જેવી લાગતી હતી, મનમા ને મનમા ઇશ્વર પર ગુસ્સે થતો હતો કે મુબઈ, અમદાવાદથી આટલુ દૂર ન રાખ્યુ હોત તો એનુ શુ બગડી જાત ? જો ગાડી કોઈ સ્ટેશન પર વધુ થોભતી તો કપની પર નારાજ થતો કે ટાઇમ-ટેબલ ઘડતી વેળાએ મુસાફરોનો સહેજ તો ખ્યાલ રાખવો જોઈએ ને ? જેમ જેમ એન્જીન આગળ વધતો હતો તેમ તેમ કરુણાનુ ઘર દૂર દૂર લાગતુ હતુ. પ્રભુને પ્રાર્થતો હતો કે એન્જીન બગડી ન જાય. જો એન્જીન પાછળ મે મારી બધી સપત્તિ ખર્ચી હોત તો પણ મને આટલી ચિંતા ન થાત

બહુજ કઠિનતા પછી મારી યાત્રા પુરી થઈ ઉતરીને ઘર તરફ જવા લાગ્યો, પગ વાંકા ચુકા પડતા હતા બારણામા તેનો ભાઈ મળ્યો, મે ગભરાઈને પૂછ્યુ "કેમ હુ વખતસર આવ્યો છુ ને ?"

"મોડા છુ પ્રીપ ?" તે આખમા આસુ લાવી બોલ્યો

"કરુણા ?" મે બાળકની માફક વલખાટથી પૂછ્યુ તે કઈ બોલ્યો નહી, ચુપ ચાપ મારો હાથ પકડી તે ધીરે ધીરે અંદર જવા લાગ્યો

આહ ! હુ મારી કરુણાને અતિમ સમયે પણ ન જોઈ શક્યો શોકની બે અવસ્થા હોય છે પહેલીમા માનવી રુદન કરે છે, બીજીમા તેના આસુ સુકાઈ જાય છે પહેલીમા તેનુ દુખ આસુઓથી હલકુ થઈ જાય છે, બીજીમા તે મનમા ને મનમા બળે છે પહેલી અવસ્થા વિશ્રામક હોય છે, બીજી દાહક હોય છે મારા આસુઓ તો ગાડીમાં વહી ગયા હતા હવે શોકની બીજી અવસ્થા હતી. આખના આસુ સુકાઈ ગયા હતાં, પણ હૈયુ રડી રહ્યુ હતુ

મારી કરુણા, મારુ હૈયુ તોડી ગઈ છે શરીર શિથિલ થઈ ગયુ છે, સસારમા કેવળ અધકારજ ભાસે છે ચારે તરફ શોધી વળ્યો, પણ તેનુ એ મુખ જોવા ન મળ્યુ સ્મશાનમાં તેની ભસ્મ પાસે પચીસવાર પોકાર કર્યો "કરુણા, કરુણા," પણ કર્ણને તૃપ્ત કરનાર એ પ્યારો શબ્દ ન સભળાયો. સોખવાર માથુ પછાડવા છતાં પણ તે મદ હાસ્ય જોવા ન મળ્યુ

ભગવાન, સમગ્ર જીવન આપીને પણ તેના એ મદ હાસ્ય ની એક ઝલક જોવા નહિ પામુ ?



# દર્પણ

આઝાદી આવી છે પરંતુ આબાદી નથી આવી, સ્વરાજ્ય-સુરાજ્ય અને રામરાજ્યનો આપણો માર્ગ પેલા વાદો અને પક્ષઘેલાઓએ જોર કરી રોકી રાખ્યો છે ત્યારે નૂતન વર્ષના પ્રભાતે આ આબાદી કાજે એ પક્ષઘેલાને તિલાંજલી આપી આવો, આપણે એક થઈએ અને આપણી આઝાદી, આબાદી અને સમૃદ્ધિનું એ સ્વપ્ન સિદ્ધ કરીએ

•

લેખિકા સૌ ઉમુમતિ ધી. દેસાઇ

ભારત આઝાદી મેળવી જે પ્રગતિ પથે પળી રહ્યુ છે, તેમાં ખૂબ પરિણામ થાય છે પરિણામે આબાદીના માર્ગો કંટક ભર્યા, વિષમ ને અનેક આપત્તિથી છવાઇ ગયા છે પરંતુ પ્રત્યેક ભારતીય જનની પવિત્ર ફરજ છે કે સર્વ આપત્તિના મૂળ રૂપ જે 'વાદ' ને વાડાબંધીનું વિષ છે, તેને દૂર દૂર દરિયે ડુબાડી દેવુ, અને સંસ્કૃતિ ભણી સમભાવથી પ્રત્યેક વસ્તુ વિચારવી ઘટે એક વાત નિર્વિવાદ છે કે 'સત્યના આધારે, પક્ષપાતથી પર બની મનને ચિંતનમાં પરોવીશુ તો તત્ત્વ એવા સુંદર રૂપે મળશે, કે જે વડે સર્વોત્તમ સર્વોદય સાધી દુનિયાની તમામ સંસ્કૃતિ ને આબાદીથી શ્રેષ્ઠતમ આબાદી ભારતના પુણ્ય પ્રદેશમાં નિરંતર વાસ કરશે.

આપણે એ સ્વપ્ન સિદ્ધ કરવા, રામ રાજ્યની પૂજ્ય બાપુની કલ્પનાને સ્વરૂપ આપવા માટે શુ કરવું જોઇશે તેનો આ શરૂ થતા માંગલિક નુતન વર્ષથી વિચાર કરી તે પ્રમાણેજ આચરીએ.

એક તો આપણી લોકશાહી સરકાર પ્રત્યે સંપૂર્ણપણે વફાદાર રહીએ વળી એના શાસનની રચનાઓની ક્ષતિ પ્રત્યે ગીલાખોર કે દુશ્મનની દ્રષ્ટિ ન કેળવતાં, એના કાર્યમાં સહકાર આપી સાથે મળી સમૂહબળથી આઝાદ હિંદનાં રાજ્ય પતરચાના પ્રત્યેક અંગ પ્રત્યંગો પ્રતિ આદર દાખવી અનુચિત વર્તન તજી દઇએ. અને એક પછી એક આબાદીની સીડીના પગથીએ ચડતા, ને શાંતિથી પગ મુકીએ સૌ જાણીએ છીએ કે સીડીએ ચડતા વખત લાગે જ પ્રત્યેક પગથીએ પગને સ્થિરતાથી મૂકવો જ પડે, કોઇક વળી બળવાન કદાચિત્ એક સામટા બે પગથીયા ઓળંગી શકે છે પરંતુ ઉંચ નીચેથી એક જ છલાંગ ભરી ટોચે પહોંચવાના પ્રયત્નો જમીન પર પછાડી નાખી, જલ્દી ચડી શકવાની શક્તિ દુર કરી, કદાચ હાથ, પગ, કમર, કે માથુ ફોડી પણ નાખે માટે જ ધીરજ રાખી પ્રત્યેક પગથીયા પર સ્થિર ને દૃઢ પગ મુકી આબાદીના શીખરે પહોંચીએ એવા પ્રયત્નો જ આદરીએ. પ્રભુના સર્જનમાં પણ ક્ષતિ હશે જ। જગતની કોઇ વસ્તુ સંપૂર્ણત સિદ્ધ બની નથી એ ઉણપોના સ્વરૂપ ગૌણ બનાવી જે યોગ્ય પ્રશ્નો છે, તેનેજ હાથ ધરીએ એ પ્રત્યેક પ્રશ્નોની છણાવટ અહી કરવાની ન હોય એ સઘળું સૌને સુવિદિત છે

કોંગ્રેસ સરકારની સામે સમાજવાદ કે સામ્યવાદ કેઇતર કોઈ વાદ યુદ્ધ મોરચો માંડે, અથવા ગદી ટીકા કે તોડફોડની પ્રવૃત્તિથી પ્રત્યેક અંગોને હાનિ કરે, પણ એ વાડા કે વાદના સંચાલકો ફક્ત એટલુંજ ટુંકુ સત્ય વિચારે ને સ્વીકારે કે ભારત એક દેશ છે

એમા આપણે નાગરિક છીએ તો આપણે સમજીએ કે, ફક્ત સરકારની નહિ પરંતુ આપણી પણ દેશ પ્રત્યે પવિત્ર નૈતિક ને સાંસ્કૃતિક ફરજ છે અને દેશમા આવા હાનિકારક વાતાવરણ ને ખોરાક પેદા ન કરતા સાચી રીતે સરકાર સાથે ચર્ચા કે મસલત કરી પ્રત્યેક ક્ષેત્રની આબાદી કાજે પ્રયત્ન કરીએ ! સરકાર લોકશાહીની રચના છે ભાવીમા આ લોકશાહી પક્ષની કોઈ વ્યક્તિઓ સત્તાપર આવે, અગર ફક્ત ભારતવાસીજ કહેવાતા કોઈજ પક્ષ વિનાના લોકોની સરકાર બને. પરંતુ હમેશા કોઈ પણ શાસનકર્તા હોય, તેને ડખલ ન કરતા, તેના કાર્યોમા ઉણપો હોય તો સાચે માર્ગે સુધારવા સહકાર સાધી કાર્ય કરીએ. બાકી બધુ નિરર્થક દુનિયા હસાવવા જેવુ થશે હિંદ આઝાદીની આ બાદી સિદ્ધ ન કરે તો તેની શરમ ફક્ત શાસનકર્તાની નથી, પ્રત્યેક નાગરિક કે ભારતની જનતાને જ સાથે લાગશે. માટે એ કેવળ સત્યજ છે તે સ્વીકારી આપસના ' ઘર્ષણ ' અને ' વાદો ' ની બદીથી મુક્ત બની પ્રત્યેક ભારતીય એકજ બની આપણા ભારતમા રામરાજ્ય કે સુરાજ્યનુ સુખ માણીએ રશિયાનો સામ્યવાદ (બોલ્શેવિઝમ) આપણા ભારતને ન જ ખપે, કારણ તે પ્રદેશ જુદો, સરકાર જુદી, બધુ જુદુ છે ને તે દેશોની નીતિ રીતિ કે સરકારિતામા નહીએ ! હિંદની તુલના કરી તેથી ચઢીયાતા થઈ શકાશે નહિ પ્રત્યેક દેશથી જુદી અનોખી આઝાદી આપણે મેળવી શક્યા, વિશ્વશાન્તી જેવા પ્રશ્નો આપણે હાથ ધરવા સમર્થ થઈએ તો પછી માર્ગ ભુલેલા ભારતવાસીઓ, આપણે જ એવી કોઈ રાજ્ય રચનાને કેમ ન અનુસરીએ, કે દુનિયાના બીજા પ્રદેશવાસીઓજ એનુ અનુકરણ કરવા પ્રેરાય. ધન્ય હો ભારત ! જેણે યુગો સુધી એના અગમ્ય, અનુપમ અનોખા નવા વિચાર પુરાણા કાળથીજ આજ પર્યંત દાખવ્યા છે ભવીમા ભારત અનોખુ, અનુપમ, શ્રેષ્ટતમ રાષ્ટ્ર બની દુનિયાનો આદર્શ બને, એ સિદ્ધિ કાજે ધપવુ તજી એકતાના પથે શુભ નિષ્ટાથી પળીએ, એજ ખરુ કર્તવ્ય અને દેવ પ્રત્યેની પવિત્ર ફરજ છે આઝાદી પછી આબાદી સાધતા પ્રત્યેક વ્યક્તિને સહન કરી થોડોક ત્યાગ ને ભોગ જો કદાચ આપવો પડે, તો પણ આઝાદીથી દેશ આબાદ સમૃદ્ધ કરવા એ ફાળો સહર્ષ આપણે આપવા તત્પર બનીએ

આજના નવ પ્રભાતે ગુણીયલ ગુજરાતની ગરવી ગુણસુંદરીઓ અને ભારતવર્ષની સર્વોત્તમ વીર નારીઓ આવો ! ને પ્રતિજ્ઞા કરો કરાવો કે ' તમે માતા હો કે ભગિની, પત્નિ હો કે પુત્રી હો, કોઈ પણ પ્રકારે પુરુષની સબંધિની હો! તમારા પિતા, પુત્ર, ભાઈ કે પતિ, કોઈ પણ ભારતના કોઈપણ અંગરુપ ક્ષેત્રમા હો! તેઓ અમલદાર, અધિકારી, નેતા સેવક યા વેપારી મજુર કંઈપણ હો! તેઓને આ ઘર્ષણ કાળમા પોતાની વિચારક બુદ્ધિની ધીરજ ખોઈ નાખીને દેશને હાનિરુપ કોઈજ કાર્ય તેમના વર્તન દ્વારા ન થઈ જાય, તે માટે સતત્ કાળજી રાખી, નિરંતર તેઓને સાચી પ્રેરણાથી પોતાના દેશ કાજેની સત્ય ફરજ અદા કરવામા કદાચ કોઈક રીતે નિજ સ્વાર્થ કે શક્તિ કે સંપત્તિનો ભોગ આપવો ઘટે, યા ત્યાગનો માર્ગ કેટલીક સહનશીલતા દાખવી ગ્રહણ કરવો પડે, તો પણ દેશના હિત ને સર્વોદય કાજે જે આઝાદી સિદ્ધ કરવા આપણા સુજ્ઞાનીઓ રાતદિન મ્હેનત કરે છે, તેમને તન મન ધનથી અનેક મતભેદ છોડી સહાયક બનીએ! એવી આ શરુ થતા મંગળ પ્રભાતે પ્રતિજ્ઞા લઈ આવતા વર્ષના અંત ને ફરી શરુ થતા નવ પ્રભાતે દુનિયાના ઉચ્ચ સર્વોત્તમ સ્થાને ભારતને બેસાડીએ તે સુવર્ણ દિનનો આનંદ સર્વ સાથે માણીએ! એવી આજના શુભ દિને મંગળ કામના! પ્રભુ આ સિદ્ધિ કાજે પ્રેરણા ને શક્તિ અર્પી નિજ આશિર્વાદથી સફળ બનાવે, એજ નિર્મળ મનની ભાવનાની જ્વલંત જ્યોતિ જગતમાં અમ ભારતની જ્યોત જગાવે એવી અભ્યર્થના!

**વાસના અને પ્રલોભનની આગમાં સપડાઇને જીવનનું સર્વસ્વ ગુમાવીને હતપ્રાણ બનેલી એક નારીની કથા.**



# લક્ષ્મી



લેખક
શ્રી હરિશ આત્રેયા

આ જે તેની જન્મભોમ હતી. મને તેમાં ખાસ આમંત્રણ મળ્યું હતું. એને જોઇને મને પાછલા આઠ વર્ષના બનાવોનું સ્મરણ થયું. ચિત્રપટની પેઠે ભૂત કાળમાં સરકીને વિલીન થઇ ગયેલા એ બનાવો એક પછી એક જાણે મારી દૃષ્ટિ સમક્ષ તરવરી રહ્યાં ! લગ્ન, વિખવાદ, આશા-નિરાશા અને આંસુ સિવાય એમાં શું હતું ? નાસી જવું અને પરત આવવું, આવું આવું તો ઘણું બની ગયું હતું. તમને એની કદાચ કલ્પના પણ નહિ આવે, પરંતુ જ્યારે એ વાસ્તવિક જીવનની કલ્પના હું કરૂં છું ત્યારે સાચે જ મનોમન મૂંઝી ઉઠું છું અને આજે પણ આઠ વર્ષ પછી એનું મુખ જોઇને હૃદયમાં જે વ્યથા થાય છે જે વેદનાનો કારમો ચિત્કાર ઉઠે છે, એ કેમેય દબાવી શકતો નથી. એ નખાઇ ગયેલું શરીર, ઉમરમાં દશ વર્ષનો વધારો, અને અકાળે આવેલા વૃદ્ધત્વની નિશાની રૂપ એના સફેદ વાળ જોઇ આંખમાંથી અશ્રુની ધારા ટપકી પડે છે. કુદરત ઉપર ઘડીભર ગુસ્સો આવે છે કે આવા ખૂબસુરત પુષ્પો સર્જીને કુદરત એને અકાળે આમ શા માટે કરમાવી નાખે છે ? કોઇ મંદિરમાં પધરાવવા યોગ્ય એ પુષ્પને શા માટે જમીન પર ફગાવી દઇ સંસારની આ ભઠ્ઠીમાં નાખી એને ભૂંજવામાં આવે છે ? એક નહિ, આવાં અનેક પુષ્પો અકાળે કરમાતા જોઇ દિલની વ્યથાને રોકી શકતો નથી. લગ્ન અને પ્રેમ, દેહ અને વાસના, જીવન અને આત્મા, એ બધુંયે એક હીમસુંદરી અનાથી સમજવા માટે કેટલીયે માનવ જીંદગીઓ ચાલી ગઇ છે છતાં એનું શુદ્ધતમ હાર્દ માનવી સમજી શક્યો નથી, કે સમજ્યો હશે તો સમજાવી શક્યો નથી, યા પોતાના જીવનમાં આચરી શક્યો નથી.

આમ તો મને એનો ખાસ પરિચય નહોતો. પરંતુ એક દિવસ જ્યારે મારા એક મિત્રે આવીને એકાએક જણાવ્યું કે 'હરિશ એક ખૂબસુરત કુમારિકાનો ભોગ અપાય છે, તું ધારે તો એને બચાવી શકે તેમ છે !'

એની વાત સાંભળી આશ્ચર્ય સાથે હું હસી પડયો અને બોલ્યો 'હું કેવી રીતે અને કોને બચાવી શકું એમ છું ? મને તો કંઇજ સમજ નથી પડતી.'

એણે બધી વાત કરી, કહ્યું 'આગ છે તે હજુ લગ્ન નથી કર્યાં, એટલે જો તું એની સાથ લગ્ન કરવા તૈયાર થાય તો તે બચી શકે તેમ છે. હું તને એની પાસે લઇ જાઉં, તું એની સાથે વાતચીત કર અને તને યોગ્ય લાગે તો એની સાથે પરણી જઇ એને બચાવી લે.'

આમ એની સાથે મારી પહેલી મુલાકાત થઇ. એ દિવસને હજુ આજે પણ ભૂલવા મથું છું, છતાં ભૂલી શકતો નથી. તે દિવસે સાંજના સાતેક વાગ્યા હશે. નિશ્ચિત સ્થળે અમે મળ્યા. એનામાં દેહ લાલિત્ય હતું, સૌંદર્ય હતું, પરંતુ મુખપર શરમ સાથે દુઃખ અને ઊંડી ગમગીનીની રેખાઓ તરવરતી હતી.

પ્રથમ તો એણે કંઈપણ કહેવાનો ઇન્કાર કર્યો પરંતુ મારા સહાનુભૂતિ ભર્યા શબ્દો અને લાંબી વાતચીત પછી એણે આંખમાં આંસુ સાથે એના અંતરમાં સળગતી દુઃખની સમગ્ર આગ મારી સમક્ષ ઠાલવી દીધી

એની વાત લાંબી છતાં ટૂંક આવી હતી, અત્યારે એ એની મા સાથે રહેતી હતી. પરંતુ પ્રથમ જ્યારે એનો જન્મ થયો ત્યારે પિતા ખૂબ વ્યસની હતા, એની માતા બ્રાહ્મણ હતી, પરંતુ પિતા વિજાતિય હતા એક દિવસ કોણ જાણે કેમ અને કઈ રીતે બંને વચ્ચે પ્રેમ થયો, અને એ પ્રેમ આખરે આંતરજાતિય લગ્નમાં પરિણમ્યો અને એના ફળરૂપ બે બહેનો સંસારને સાંપડી એમના લગ્ન તો ક્યારનાયે એક શિક્ષક સાથે થઈ ગયા હતા પરંતુ પિતાનો પેલો વાસના ભર્યો પ્રેમ હવે ઓગળી ગયો હતો, પુષ્પનો પમરાટ એણે ચુસી લીધો હતો, હવે એ પુષ્પ એને કામનું ન્હોતું આમ એક દિવસ તેના બાપે માતાને છોડી દીધી ત્યારે લક્ષ્મીની ઉમર ફક્ત ત્રણ જ વર્ષની હતી

માતા રડી ઉઠી, અને જ્યારે એના આંસુ ખૂટ્યા ત્યારે એ આ ત્રણ વર્ષની બાળકીને લઈને ચાલી નીકળી બિચારી ત્યક્તા ક્યાં જાય? કોણ એને આ સંસારમાં સંઘરનાર હતું? અને છતાં જીંદગી એવી નથી કે એને દુઃખના ઉગેલા ડુંગરની ટોચેથી પેલી મૃત્યુની ખીણમાં પડી ટુંકાવી શકાય એ કોઈનો સહારો શોધતી ભટકતી હતી એક પછી એક મહિનાઓ અને વર્ષ પર વર્ષ વીતી ગયાં. આખરે એક દિવસ એક સરકારી કુટુંબમાં એને સહારો—ના, આશરો મળી ગયો પરંતુ પેલી સામાજીક, માનસિક ને શારીરિક ભૂખની એની આગ સંતોષાઈને શમી નહોતી પરંતુ દુઃખ, તિરસ્કાર ને અપમાનથી એ વધુ ને વધુ સતેજ બની હતી આ ભૂખની આગ સંસારમાં શું નથી કરતી? એ આગમાં સપડાયેલો માનવી પછી એ સ્ત્રી હોય કે પુરુષ માનવતા ભૂલી જઈને ન કરવાનું કરી બેસે છે ને જ્યારે એ આગ સંતોષાઈને એનું સારું માઠું પરિણામ નજર સમક્ષ આવીને ઉભું રહે છે ત્યારે જ એ પસ્તાય છે પરંતુ ત્યારે તો ઘણું મોડું પડી જાય છે પેલી નિત્યની ટેવ જોર કરીને એને ફરી ફરીને એજ માર્ગે ઘસડી જાય છે ને એમાંથી ભૂલોની એક પછી એક પરંપરા રચાઈ જાય છે આવી જ ભૂખની આગમાં લક્ષ્મીની માતા ગંભીર ભૂલ કરી બેઠી. સરકારી ગણાતા એ કુટુંબના શીરતાજ સાથે કોઈક અંધારી પળે એનો સંબંધ થયો, પછી તો પ્રકાશ અને અંધકાર વચ્ચે એ સંબંધ અમર્યાદ રીતે દિન પ્રતિદિન આગળ ને આગળ વધતો ગયો

માતાના આ સંસ્કારની પ્રતિબિંબરૂપ છાયા લક્ષ્મી પર પણ પડ્યા વિના રહી નહિ, હવે એ બાલિકા મટીને પંદર વર્ષની સૌંદર્યવંતી યુવતી બની હતી એના દેહ-મનમાંથી યૌવનનો પમરાટ મંજુલ રવની પેઠે ગૂંજતો હતો પરંતુ એ સૌંદર્ય અને એ યૌવન એને એક એવા માર્ગે ઘસડી રહ્યું હતું, જ્યાં પ્રેમને નામે માત્ર વાસના જ વસતી હતી, ને ચાંદનીની શીતળતા ને જીવનની આશાયેશને બદલે જીવનને બાળીને ખાક કરી નાખે એવી કરાળ દગ્ધતા વસતી હતી યૌવનના આ મનોવિશ્લેષણ વચ્ચે એ એક દિવસ સરકારી ગણાતા એ કુટુંબના મોટા પુત્ર સાથે પ્રેમમાં પડી. પરંતુ એ સાચે જ પ્રેમ હતો કે પ્રેમના ઓથાર નીચે દેહ વાસનાનું પ્રતિબિંબ હતું, તે કોણ કહી શકે? એક દિવસ બંનેએ ભાગી જવાનું નક્કી કર્યું, પરંતુ કોણ જાણે સરકારી ગણાતા એ યુવકના પિતાને આ વાતની ખબર પડી ગઈ

અને આ સરકારી પુરૂષે એ યુવાન પુત્રને એકાએક મુંબઈ રવાના કરી દીધો ને લક્ષ્મીને ગમે ત્યાં ઠેકાણે પાડવાની પેતરણ શરૂ કરી. આમ લક્ષ્મીની પ્રથમ આશાના મિનારાના ચૂરા થઇ ગયા

આખરે બે પચીસી વટાવી ચૂકેલા એક માનવી સાથે તેનું સાટું નકી કરવામાં આવ્યું, પરંતુ સરકારી રીતે આ ભગીરથ કાર્ય કેમ પાર પાડવું એ એક મુશ્કેલ પ્રશ્ન હતો. પણ પેલા બુદ્ધિશાળી સરકારી પુરૂષે એનો ઉકેલ શોધી કાઢ્યો અને બે પચીસી વટાવી ચૂકેલા પેલા માનવીના નાનાભાઇને પોતાને ત્યાં લાવવામાં આવ્યો અને લક્ષ્મીની સાથે એના પતિ તરીકે રજુ કરી વિદાય કરવામાં આવ્યો. મને ક મને હૃદયના ઊંડા દુઃખ સાથે લક્ષ્મીએ મન મનાવ્યું કારણ કે એને થયું જીંદગી જીવવા માટે છે ને સાચે જ જો પોતે આ સંસારમાં જીવવું હોય તો આત્માને કચરીને જ જીવવું પડશે કારણ કે આત્માને ઉન્નત રાખીને જીવવા જેટલી એનામાં શક્તિ નહોતી, એવો કોઈ સહારો પણ નહોતો એનું દુઃખ સમજવા માટે કોઇપણ તૈયાર નહોતું માતા પણ એને જેમ બને તેમ જલદી પરણાવી દેવા ને વિદાય આપવા જ ઇચ્છતી હતી ત્યાં પેલા સરકારી પુરૂષ પણ એજ ઇચ્છે એમાં કંઇ આશ્ચર્ય નહોતું !

આવી નાજુક પળે મારી અને લક્ષ્મીની મુલાકાત થઇ અલબત મારે માટે એ એક ધર્મ સંકટ હતું કારણ કે લગ્ન કરીને એ સંસાર ચક્રમાં પડવાની મારી હાલ ઇચ્છા નહોતી મારા માતા-પિતા અને સગા સબંધીઓએ મારા લગ્ન માટે ખૂબ પ્રયત્નો કર્યાં હતા, પરંતુ હું તો દરેકને ચોખ્ખી ના જ સંભળાવતો હતો અલબત મારે કદી એ જંજાળમાં પડવું જ નથી, એમ નહોતું પરંતુ મને જે જે છોકરીઓ આજસુધી બતાવવામાં આવી હતી એ પૈકી છોકરીઓને લાગવગ અને સગા સબંધના જોરે ઠેકાણે પાડવાની જ મને તરકીબો દેખાતી એ માટે લાયક છે કે કેમ, એનામાં કંઇ ખામીઓ છે કે કેમ? એ બાબત વાતો ભાગ્યેજ કોઇ વિચારતું, ત્યારે મારે મન એ સારી જીંદગીનો સવાલ હતો અને મેં મન સાથે નક્કી કર્યું હતું કે જ્યાં સુધી દુનિયામાં ને સમાજના આસપાસ સારી રીતે જીવી શકું એટલું કમાઇ ન શકું, મારા પોતાના જ પગપર સ્વતંત્ર ને સ્વાવલંબી રીતે જીવી ન શકું ત્યાં સુધી મારે લગ્ન ન કરવા અલબત મારી જ્ઞાતિમાં મારી સરખી ઉમરના જે યુવાનો હતા એ બધામાં હું કંઇક વિશેષ હતો ને સારી રીતે કમાઇ પણ શકતો હતો

એક બાજુ જ્યારે આ નિશ્ચયને હૃદયમાં દ્રઢિભૂત કરીને ચુપચાપ મારૂં કાર્ય કર્યે જતો હતો ત્યાં એકાએક ને અણધારી રીતે મારી સામે પેલી લક્ષ્મીની મૂર્તિ આવીને ખડી થઈ ગઇ મારે માટે એ ગંભીર પ્રશ્ન હતો પરંતુ લક્ષ્મીનું દુઃખ પણ એટલું જ ગંભીર અને મારે માટે અસહ્ય જેવું હતું એણે જાણે મારી સમક્ષ એના હૃદયના દ્વાર ખોલી નાખ્યા કે જેથી હું તેમાં નચિંત રીતે પ્રવેશ કરી શકું

અંતે મેં એને કહ્યું, 'લક્ષ્મી, જરાપણ ગભરાઇશ નહિ હું તને એક બહેન કરતાં પણ વધુ પ્રેમની દ્રષ્ટિથી જોઉં છું પરંતુ જ્યારે આજે તું મને વિનવી રહી છો ત્યારે જણાવી દઉં છું કે હું લગ્ન કરવા માગતો નથી છતાં જો મારા યોગથી તારી જીંદગી સુધરતી હોય, તને એમ જ લાગતું હોય કે મારી સાથે લગ્ન કરી તું સુખી થઇશ, તો હું ખુશીથી તારી સાથે લગ્ન કરીશ ' આટલા આશ્વાસન પછી તેના ચહેરા પર

એક પ્રકારના સતોષની હર્ષરેખા ચમકી ઉઠી અમે છુટા પડયા ને છુટા પડતા પડતા મે જણાવ્યુ 'ફક્ત એક પ્રામાણિક દૃષ્ટિએ તારા ને મારા આ લગ્ન થશે, પણ મે તો તને એક બ્હેન તરીકે જ સ્વીકારી છે ને એજ રીતે મારા હૃદયમા હમેશને માટે તારૂ સ્થાન રહેશે એમા કદી કોઇ કાળે પેલા વિલાસ અને વાસના પ્રવેશી શકશે નહિ. આ લગ્ન બાદ તારી ઇચ્છા મારી સાથે રહેવાની હશે તો તેમ કરી શકશે, તારી ઇચ્છા બીજા લગ્ન કરવાની હશે તો પણ મારે એ મજુર હશે, તારી ઇચ્છામા આવે તે કરવા તુ છુટી હશે, અને અમે જેવા આવ્યા હતા એવાજ ચુપચાપ છુટા પડયા. એના નિર્ધારિત લગ્નને ફકત આઠ જ દિવસ બાકી હતા. પરતુ લગ્નને આગલે દિવસે જ મને એનો એક પત્ર મળ્યો એમા લખ્યુ હતુ

ભાઇ,

તમારા પ્રત્યે મને સાચે જ માન ઉપજે છે તમારો પ્રેમ ઉચ્ચ પ્રકારનો છે, તમાર શીલ, આત્મા એ બધુ જોયા જાણ્યા પછી મારે ખાતર તમારી જીદગીનો ભોગ લેવો ઉચિત નથી. તમારા વિચારો અને આદર્શો એટલા ઉચા છે કે મા ખાતર તમારી જીદગીનો આ રીતે ભોગ હુ આપવા માગતી નથી તમે મારે માટે પૂજ્ય છો, સસારમા મારે કોઇ ભાઇ ન્હોતો તમારા જેવા ભાઇની માર જરૂર હતી ને જોઉ છુ કે જીદગીમા મને તમારા જેવા એક ભાઇનો સહારો મળી ગયો છે બાકી અમે તે જે થવાનુ હશે તે થશે, પરતુ જીવનમા તમારી સ્મૃતિનો સહારો લઇ હવે ખુશીથી જીવી શકીશ. તમે તે દિવસે કહેલી વાતોએ મારા હૃદયના દ્વાર ખોલી નાખ્યા છે જાણે તમારા એ શબ્દોએ મને નવી જ અને બહાદુરી ભરી જીદગી બક્ષી છે ગમે તેમ હશે, હમેશા નીતિના માર્ગે જીવવા પ્રયત્ન કરીશ નસીબની સાથે લડીશ ને ગમે તેવુ દુખ આવી પડશે તો પણ સહન કરીશ'

પત્ર ખૂબ લાબો હતો, અને તેમા આવુ આવુ ઘણુ લખ્યુ હતુ મને થયુ અવશ્ય એકવાર એને મળવુ જોઇએ એ રાત્રે હુ એને મળ્યો. મને જોતા જ એની આંખમાથી અશ્રુની ધારા ચાલી નીકળી. મે એને આશ્વાસન આપવા પ્રયત્ન કર્યો, પણ વ્યર્થ! આખરે એ રડી રડીને થાકી, એની આખના અશ્રુ ખુટી ગયાં, એનુ દીલ શાત થયુ ત્યારે મે એને પૂછ્યુ, અને એ આખો લુછી બોલી ઉઠી 'જ્યારે ભાઇ આટલો ભોગ આપી શકે છે તો બહેન શા માટે ન આપે? હવે તમે કહો તેમ કરવા હુ તૈયાર છુ મને ઇશ્વરમા શ્રદ્ધા છે, એ કદી ખોટુ નહિ કરે. નસીબમા હશે તે થશે!'

નસીબ, નસીબમા હુ માનતો નથી લક્ષ્મી!' મે કહ્યું, 'મે તારે માટે એક સુદર શિક્ષિત નવયુવાન શોધી કાઢયો છે જો તુ ઇચ્છતી હોય તો એની સાથે તારા લગ્નની ગોઠવણ કરૂ!'"

પરતુ તેણે સાફ ઇન્કાર કર્યો અને કહ્યુ 'નહિ, એવુ બાળોડુ લગ્ન કરવા હુ તૈયાર નથી. ગઇ કાલ સુધી મારા એવા વિચારો હતા, પણ તમારા જેવા એક ભાઇની બહેનને એ ન શોભે. પછી ભલે જે થવાનુ હશે, તે થશે મને તમારામા શ્રદ્ધા છે છતા હુ વિધિના નિર્માણને જ ન્યાય આપીશ.'

મારે હવે એને કશુ કહેવાપણુ ન રહ્યું મે વિદાય લીધી અને એક કાળ રાત્રીએ નિર્ધારિત એ લગ્ન થઇ ગયા પોતાના પતિનુ એ લગ્ન પહેલા મોં પણ જોઇ શકી નહિ. પરતુ જ્યારે એણે સાસરે જઇને પોતાના પતિનુ મુખ જોયુ ત્યારેજ એને સમજાયુ કે તેના પતિ તરીકે જે પુરુષ તેને બતાવવામાં

આવ્યા હતો તે એ નહોતો પરંતુ બે પચીસી વટાવી ચુકેલા લગભગ વૃદ્ધ કહી શકાય એવા પુરુષની પોતે હવે પત્ની બની ચુકી છે એક આંચકો ખાઈને એનુ હૃદય ઘડીભર શૂન્ય મનસ્ક બની ગયુ

કેટ કેટલી આશાઓ અને ઉમંગ એના હૈયામા ભર્યા હતા ? એનુ હૃદય શ્વસુરગૃહે આવીને ધડકતુ હતુ, છતા એ ધડકારની પાછળ જીવનનુ એક સનાતન માધુર્ય હતુ સખીઓ પાસેથી કેટ કેટલી ઉછળતી ઉર્મિઓ સાથે એણે સોહાગ રાતની મીઠી વાતો સાભળી હતી ! પરંતુ લક્ષ્મીને માટે એ સોહાગ રાત કાળરાત્રીમા પલટાઇ ગઇ હતી, એના હૈયામાથી નિશ્વાસના આસુઓ ટપકી પડયા અને એ નિશ્વાસના આસુઓ વચ્ચેથી અનેક પ્રશ્નો ઉઠીને એના મન તરંગમા નાચી ઉઠયા ! જાણે હિંદુ લગ્નની વેદી ઉપર એનુ અનેક માણસોની સાક્ષીએ બલિદાન અપાઇ ગયુ હતુ ! સમાજમા આવી કેટલી યૌવનના ઉંબરમા પ્રવેશતી નારીઓના ભોગ ધરાતા હશે ? કાનના પડદા ચીરી નાખે એવી ચોમેરથી પ્રગતિ પ્રગતિની બુમ આવી રહી છે અને જગતમાં એક ખૂણેથી બીજા ખૂણા સુધી શાંત અને માનવતાની વાતો કરવાના સૂરની સાથે નાચી રહી છે પરંતુ માનવીની વાસનાની પેલી પુરાણી બુભુક્ષા શમી છે ખરી ? એ શમી હોય તો જે સંસ્કૃતિ માટે આપણે સમસ્ત સંસારમાં સર્વોચ્ચતાના ગીત ગાઇએ છીએ એ હિંદુ સંસારમા આવી અધમ રીતે માતા સમાન નારીનો ભોગ શા માટે લેવાય છે ? શા માટે સ્ત્રીને હમેશા નીચેને નીચે રાખવા પુરુષ વર્ગ મથી રહ્યો છે ? શા માટે પોતાની હવસ પોષી ને શયતાનિયતમા જીવનના ઉંબરમાં આશાભર્યાં પગલાં પાડતી યુવતીઓને પોતાની ગૃહરાણી બનાવી એના સમસ્ત માધુર્ય, સમસ્ત આશા, અને સમસ્ત આનંદ હરી લેવાનો આવો અધોમુખી પ્રયત્ન થાય છે ? શુ પુરુષ સ્ત્રીને પોતાની વાસના સંતોષવાનુ એક રમકડા રૂપ સાધન જ માને છે ? આવા અનેક વિચારો લક્ષ્મીને અકળાવી રહ્યા વિચારોનો વંટોળ સામટો આવીને શમી ગયો હવે શુ ? એક પુરુષની એ ગૃહરાણી બની હતી અને ગૃહરાણી બનીને જ એ જીવવા લાગી ' પડયુ પાનુ નિભાવી લેવુ ' એ સૂત્રને લક્ષ્મી જાણતી હતી કે કેમ એ તો ખબર નથી, પરંતુ વાસ્તવમા એ જ નારીનુ વ્યાપક જીવન બની રહ્યું છે એ પૃથ્વી જેટલુ જ નક્કર સત્ય હતુ પરંતુ લક્ષ્મીના હૃદયના કોઈ ખુણામાં શ્રદ્ધાની ચીનગારી ભરી પડી હતી એ શ્રદ્ધાને લઇને એણે આ જીવન સહ્ય બનાવ્યુ એ વાતને વર્ષ પર વર્ષ વીતિ ગયા

પરંતુ એક દિવસે આકસ્મિક જ મારે કલકત્તા જવાનુ થયુ, લક્ષ્મી કલકત્તામાંજ હતી એક દિવસ એ મળી ગઇ ! આ વખતે એની આખમાં પેલા આસુ નહોતાં કદાચ સંસારની આગમાં શેકાઇને એ સંપૂર્ણપણે સુકાઇ ગયા હશે ! એણે તો ત્યારે પોતાની દુઃખપૂર્ણ વેદનાની દિવસોની વાતો મારી પાસે ઠાલવી એ કથા અહી લખવા ઇચ્છા નથી ઇચ્છા હોય તો પ એ લખી શકુ તેમ નથી એ લખતાં પાનાના પાના ભરાય તેમ છે કદાચ એ લાંબી પીંજણ સાંભળવાની–વાંચવાની તમને ફુરસદ પણ નહિ હોવ !

પરંતુ લક્ષ્મીના કઠોર જીવનનુ જે નગ્ન સત્ય સાભળ્યુ છે, જોયુ છે એને ઉવેખી શકતો નથી એ સત્ય બહાર આવવા મથે છે એને રોકનારો હુ કોણ ? પણ લાંબી પિંજણ નહિ કરુ ! ટુંકમાંજ એનુ બયાન કરીશ વાત આમ બની છે

જે યુવાની અને ખુબસુરતી પર એ ફીદા હતો એજ ખુબસુરતી પર થોડાજ વખતમાં એનો પતિ વહેમની કાળાશ પાથરી બેઠો. વ્હેમની કોઇ દવા નથી. ગોરીના યુવાનો પર એને વહેમ હતો, એ વહેમ દિવસોત્તર પ્રબળ બનતો ગયો. અને તેમાથી લક્ષ્મીપર ગાળો અને મારઝુડનો અત્યાચારી સીતમ ઉતરી પડયો. એજ અરસામાં પડોશમાં રહેતો અશોક કોઇ સંસ્થા તરફથી લક્ષ્મી પાસે ગરબાનું આમંત્રણ અને વાતચીત કરવા આવ્યો, બસ થઈ રહયું ! રાત્રે એ પતિ મહારાજનો મિજાજ હાથ ન રહ્યો, એણે જે હાથ આવ્યું એ લઇને લક્ષ્મી પર મારનો સીતમ વરસાવ્યો અને લક્ષ્મીએ કંઇક પી લઇ આવી જીંદગી ભોગવવા કરતા મોતને ભેટવાનું, પસંદ કર્યું.

પતિદેવનું મુખ શ્યામ બની ગયું, છતાં અંદરથી તો એના ક્રોધનો અગ્ની હજુ ધુંધવાતો હતો. લક્ષ્મીને હોસ્પીટલમાં લઇ જવામાં આવી પરંતુ યુરોપ જઇ આવેલા ને એક મીલમા ઉંચા હોદ્દા પર બિરાજતા એના પતિના મિત્ર ભાઈલાલના હોસ્પીટલમા ફેરા અને મુલાકાતો વધવા લાગી. હોસ્પીટલનો ૭૦૦-૮૦૦નો ખર્ચ પણ એમણેજ આપ્યો, લક્ષ્મી નવું જીવન પામી પરંતુ આ પરોપકારી પુરુષ સમક્ષ એનું જીવન નીતિ અનીતિ વચ્ચે ઝોલાં ખાઇ રહ્યું.

અલબત ભાઇલાલભાઇ પરણેલા હતા, એક પુત્રના બાપ હતા. પરંતુ પોતાની વિલાસી યુરોપિયન પત્ની થોડા વખતથી છંટવાડ ગયેલી હોઇ ભાઇલાલભાઇને જીવનની આ એકલતા સાલતી હતી, એના હૈયામાં પાછી ફરીને પેલી વાસનાની ભૂખ નવા સ્વરૂપે જાગતી હતી. એમણે લક્ષ્મીને જાત જાતના વચનો આપ્યા, પૈસા આપ્યા, લગ્ન કરવાનું વચન પણ છેવટે આપી દીધું ને લગ્ન કર્યા પછી તરતજ વિલાયત જવાનું પ્રલોભન આપ્યું અને મરતો માણસ જેમ તરણાને બાઝે એમ જીવનથી કંટાળેલી ને પતિથી ત્રાસેલી લક્ષ્મી ભાઇલાલભાઇના આ વચનોમાં જીવનના સુંદર સ્વપ્નાઓ નિહાળી રહી ! આખરે લક્ષ્મી એક દિવસે પોતાના પતિના ઘરને છેલ્લી સલામ કરી ત્યાંથી ભાગી છુટી. ભાઇલાલભાઇએ એની પાછળ આવવાનું વચન આપ્યું હતું, પરંતુ એવામાં એની યુરોપીયન પત્ની કોણ જાણે કેમ છંટવાડથી પાછી ફરી, એને ભાઇલાલભાઇના આ બધા નાટકની ખબર પડી ગઇ, બંને વચ્ચે ગંભીર ઝગડો જામ્યો.

કારણ કે લક્ષ્મી સાથેની ભાઇલાલભાઇની અમર્યાદ છુટની વાત સામેજ બંગલામાં રહેતા મીલના શેઠ પાસે પહોંચી જવાથી એને મીલમાંથી રજા આપવામાં આવી હતી ને મહિને બે હજારનો પગાર મેળવતા ભાઇલાલભાઇ હવે બેકાર બની ગયા હતા. આમ આર્થિક મુશ્કેલી ને ઘરની તકરારમાં ભાઈલાલભાઇ લક્ષ્મીને ભૂલી ગયા.

અંતે થાકીને લક્ષ્મી નાસિકથી મુંબઇ આવી, એક ભાણીયા કુટુંબના આશરે રહેવા લાગી.

જ્યારે બીજી બાજુ એના પતિદેવ તરફથી લક્ષ્મીની શોધખોળ થઇ રહી હતી કારણ કે પરિસ્થિતિએ જે સ્વરૂપ પકડયું હતું એમાં એની આગનો પારો ખાક થઇ ગયો હતો. પહેલા તો એને અશોક ઉપર વહેમ ગયો. પરંતુ તપાસને અંતે એક પણ ચિન્હ એની પાસેથી ન સાંપડયું. પરંતુ, અચાનક એક દિવસ અખબારના પાના પર લક્ષ્મીના ભાગી જવાની વાત ચમકી ઉઠી. લક્ષ્મીના કેટલાક પત્રો પણ એ પછી અખબારના પાને ચમકી ઉઠયા અને અશોક પરનો લક્ષ્મીના પતિનો વહેમ દૃઢ થયો, એને

## જય જય ભારત માત!

જય જય ભારત માત
પ્યારી જય જય ભારત માત

માતા તુજ ચરણોમા આજે,
ચાલીસ કોટી બાળ-
તુજ ચરણોમાં શીશ નમાવે,
દેજે આશીષ આજ. પ્યારી.

હિંદુ મુસ્લીમ શીખ ઇસાઇ,
સૌ તારાં સતાન,
એક બની આજે સોહાવે,
તારો એ શિર તાજ, પ્યારી.

જ્યાં જ્યાં તુજ ઝંડો લહેરાયે,
ત્યાં જાગે તુજ શાન,
દેશ વિદેશની દુનિયા આજે,
જોતી ભારત રાજ પ્યારી.

પૂરબમા બગલામા ગાળે,
દખણ દીપ જલાવે,
પશ્ચિમમા પજાબ સોહાવે,
ઉત્તરમાં ગીરી રાજ પ્યારી
જય જય ભારત માત

શ્રી જયંત ચોકસી

વાચ્યુ અંગ્રેજી પેપરમાં આ પત્રો છપાવે છે, આમ બને વચ્ચેના સબંધો કટુ બનીને દુશ્મનાવટમાં ફેરવાઇ ગયા

અંતે લક્ષ્મીની મુબઇમાં ભાળ મળી અને પછી તો લક્ષ્મીને પાછા લાવવા એ પતિદેવના મુબઇના આંટા ફેરા વધ્યા. એમના એક ભાઇ જાણીતા કાર્યકર્તા હતા તેમણે લક્ષ્મીને ઘેર પાછી ફરવા ઘણુ સમજાવી, અને પતિદેવે પણ લક્ષ્મી પાસે બોર બોર જેવડાં અમર આંસુ સાર્યા. ને લક્ષ્મી પતિગૃહે પાછી આવવા તૈયાર થઇ ગઇ પરંતુ હવે એજ ઘરમાં રહેવુ એને માટે ભારે થઈ પડયુ હતુ ગૃહપતિ એના પગ ઉપડતા નહોતા, છેવટે એક આશ્રમમા થોડો વખત લક્ષ્મીને રહેવા માટે વ્યવસ્થા કરવામાં આવી. ત્યાં રોજને રોજ સુંદર શબ્દોથી એને સમજાવવામાં આવી અને બે મહિના બાદ જે પતિગૃહમાંથી એ છેલ્લી સલામ કરીને ભાગી છુટી હતી ત્યાંજ પાછી ફરી અને ફરી એજ આશા-નિરાશાની ચક્કી વચ્ચે લક્ષ્મીની નવી જીંદગી શરૂ થઇ પરંતુ હવે એને જીવનમાં ખાસ રસ નથી જીવનના હણાયેલા સત્ત્વ ઉપર ટકે એ માત્ર પ્રતિદિન કંઇક નવા દિને પ્રતિજ્ઞા કરે છે સમાજની સગવડની પડઘાળ ની આ ચક્કી વચ્ચે આવી કેટલી લક્ષ્મીઓ કચડાઇ, ચગદાઈ ને પૂરતા પ્રતિ આયખી જતી હશે ? એ વિચારે ગાઢ સગારત અંતર સળગી ઊઠ્યુ



# આંતર પ્રાન્તીય

## લોકગીતો

શ્રી. રમણીક કિશનલાલ મહેતા

### રાજસ્થાની પણિહારી

[ પનિહારીનું ગીત રાજસ્થાન દેશના આત્માનું સર્વોત્તમ પરિચાયક છે એમાં જે નૈસર્ગિક સૌન્દર્ય, જે સ્થાનીય રંગ-Local Colour-અને દેશીય છાયાનું જે વિવરણ રહે છે, એના પ્રત્યેક અંગ પર રાજસ્થાની જીવનની ઊંડી છાપ લાગેલી રહે છે

ચોમાસું રાજસ્થાનની સર્વોત્તમ ઋતુ છે અને એ ઋતુમાં સરોવર તીરે સવાર સાંજ પનિહારીઓનું વૃન્દ સુંદર વસ્ત્રાભૂષણથી અલંકૃત બની એક જ સુરમાં ગીત ગાતું આવીને જાય છે આ એક દૃશ્ય એવું હોય છે કે જેની કલ્પનામાંથી સૌન્દર્યની વિભુતિઓ જાગૃત થાય છે નજરે નિહાળતાં વળી કંઈ ઓર જ આનંદ થાય છે

કલાની દ્રષ્ટિએ પણ આ દ્રશ્ય ભારતીય સંસ્કૃતિને રાજસ્થાનની એક ઉત્તમ દેણગી સમજી શકાય તેમ છે પનિહારી પ્રથા અથવા સંસ્થાના આયોજનમાં સાહિત્ય, સંગીત અને કલા ત્રણે આદર્શોનો સમન્વય થયેલો છે એટલા માટે જ કેવળ વાંચીને સંતોષ માનવાથી પૂર્ણાનન્દનો લાભ ન માની લેવો જોઈએ એનું સાચું સૌન્દર્ય તો એના વાસ્તવિક દર્શનમાં સમાયેલું છે અને એની કલાત્મક મધુરતા વસેલી છે એના અદ્વિતીય સંગીતમાં બાહ્ય જગતના અધિકાધિક સંપર્કથી, જમાનાની બદલાઈ જતી હવાથી, હવે આ પ્રથા શિથિલ થઈ રહી છે, પરંતુ હજુ તેનો લોપ નથી થયો આમ તો રાજસ્થાનના લગભગ સઘળા સ્થળોએ આ દૃશ્ય નિહાળવાનું પ્રાપ્ત થાય છે પરંતુ 'જ્યાં તાલર તો થોડા સરવર મોકલા'-અર્થાત મેદાન થોડા અને સરોવર ઝાઝા છે ત્યાં વિશેષ પ્રમાણમાં જોવાનું મળે છે જ્યાં તળાવ નથી અથવા તો તળાવનું પાણી સુકાઈ જાય છે ત્યાં કુવા કાંઠે પનિહારીઓનું દૃશ્ય જોવાનું મળે છે' પરંતુ એ દૃશ્ય સરોવરના દૃશ્ય આગળ નિર્જીવ, પ્રભાવિહોણું લાગે છે. એ મૌલિક નહિ પણ કૃત્રિમ લાગે છે, અસલી નહિ પણ નકલી લાગે છે

મારવાડ અને મેવાડમાં પનિહારીઓનું દૃશ્ય વિશેષ સુંદર જોવાનું મળે છે નાગોર, ચેડવા, સૈંરવા, ઉદયપુર, જોધપુર વગેરે નગરોમાં આ દૃશ્ય સહેલાઈથી જોવાનું મળે છે,

વૈયક્તિક દ્રષ્ટિએ સ્ત્રુ આ પ્રથાએ ગ્રહસ્થ જીવનમાં એક કલાત્મક ભાવનાની સુરૂચિનો સમાવેશ કર્યો છે જેનાથી પ્રદેશને નાગરિક જીવનમાં સૌન્દર્યોપાસના, સ્વચ્છતા અને સંગઠિત જીવનનો પ્રવેશ થયેલો છે ]

ટાળી એ ટાળાયણ ઝૂમટી એ પણિહારી એ લો
છોગા હી ઊઁટાં રા વરસ મેહ વાલા જો !

ભર નાડા, ભર નાડિયા એ પણિહારી એ લો
ભરિયો ભરિયો સમંદ-તળાવ વાલા જો !

કિણ જી ખુણાયા નાડા-નાડિયા એ
પણિહારી એ લો
કિણ જી ખુણાયા તળાવ વાલા જો !

સુસરેજી ખુણાયા નાડા-નાડિયા એ
પણિહારી એ લો
પિયજી ખુણાયા તળાવ વાલા જો !

સાત સહેલ્યાં ર ઝૂલરે એ પણિહારી એ લો
પાણીડે ને ચાલી રે તળાવ વાલા જો !

ઘડો ય ન ડુબે તાલ મે એ પણિહારી એ લો
ઓઢાણી તિર-તિર જાય વાલા જો !

સાતૂ રે સહેલ્યૌં પાણીભર ચલી એ
પણિહારી એ લો
પણિહારી રહી રે તળાવ વાલા જો !
પૈવતે ઓઢી ને હેલો મારિયો, એ
લજા ઓઢીડા એ લો
ઘડિયો ગુમાવતો જાય વાલા જો !
ઔરાં રે કાજળ-ટીકિયાં એ પણિહારી એ લો
થારોડા હે ફીકા મેણુ વાતા જો !
ઔરાં રે ઓગ્યુ ચુનડી એ પણિહારી એ લો
થારોડા મેલા સો વેસ વાલા જો !
ઓરાં રા પિવજી ઘર વસે એ
લજા ઓઢીડા એ લો
મ્હારોડા વસે પરદેસ વાલા જો !
કે છે રે સાસૂ થા રે સાવકી એ
પણિહારી એ લો
કે થારો પીવરિયો પરદેસ વાલા જો !
નહીં હે સાસૂ મ્હારે સાવકી રે
લજા ઓઢીડા હે લો
નહી મ્હારો પીવરિયો પરદેશ વાતા જો !
ઘડો તો પટક દેની તાલમે એ પણિહારી એ લો
ચાલે ની ઓઢીરે રી ધાર વાલા જો !
બાઢૂં તો બાઢૂં થારી જીભડી એ
લજા ઓઢીડા એ લો
ડસે તને કાળો નાગ વાલા જો ! *

* ચાલે તો ઘડસ હૂં વને વાઢલો એ
પણિહારી એ લો
ચાલે તો નવસર હાર વાલા જો !
અહો તો વાઢવિયા મ્હારે ઘર ઘણા રે
લજા ઓઢીડા એ લો
ખૂરયાં ટૅગ્યા નવસર હાર વાલા જો !
ઢાલે તો ચિરા હૂં થા રે ચૂડલો એ
પણિહારી એ લો
ઢાલે તો દિમલી રો ચીર વાલા જો !
ચુડલો સિરાસે ઘણુ રો સાયબો રે લજા
ઓઢીડા એ લો
ચૌદલિયો આતા સો મ્હારો વીર વાલા જો !
[ કેટલેક ઠેકાણે હારના ચરણો પણ આગળ મનાય છે ]

ઘડો તો ભર રે પાછી વળી એ
પણિહારી એ લો
આયી આયી કળસે રી બાર વાલા જો !
ઘડો તો પટક હૂં ઝૂભી ચૌક મે એ મ્હારા
સાસૂજી એ લો
વેગો રે ઘડિયો ઝુતરાવ વાલા જો !
કિણ થૈં ને ગોમો મારિયો એ મ્હારા
વહૂએ એ લો
કિણ થૈં ને દીવી છે ગાળ વાલા જો !
એક ઓઢી મ્હાને મિસો મિલ્યો એ
મ્હારા સાસૂજી એ લો
પૂછી મ્હારે મનડે રી વાત વાલા જો !
દેવરજી સરીસો દીઠો પાતળો એ
મ્હારા સાસૂજી એ લો
નણદ ! માઆાં સા'રે ગુણિહાર વાલા જો !
ચે તો વહુ ભોળા ઘણા હો મ્હારા વહૂજી એ લો
ઓ તો થૈં રો હી ભરનાર વાલા જો.

---

ચોમાસાની કાળી કાળી ઘટાઓ ઘેરાઇ આવી છે અને ઝીણો ઝરમર ઝરમર વરસાદ વરસી રહ્યો છે તળાવ સરોવર સૌ પાણીથી ભરાઈ ગયા છ સમુદ્ર જેવુ વિશાળ સરોવર જળથી ભરાઇ લહેરિયા લઇ રહ્યુ છે

એ તળાવ અને સરોવર કોણે ખોદાવ્યા ! મારા સસરાજીએ તળાવ ખોદાવ્યુ અને પ્રિયતમે આ વિશાળ સરોવર ખોદાવ્યુ

સાત સાહેલીઓના સગમા પનિહારી પાણી ભરવાને સરોવરે ચાલી 'સહેલીઓએ પોતપોતાના ઘડા ભરી લીધા, પરતુ પનિહારી પોતાના પ્રવાસી પ્રિયતમની સ્મૃતિમાં પોતાની જાતને ભૂલી જઇ સરોવર કાંઠે બેસી રહી. એણે ઘડો પાણીમા બુડાડ્યો પરતુ હૃદય એટલુ નિરમત બની ગયુ હતુ કે ઘડો ભરાશે નહિ એની છટાણી પાણીમા તરવા લાગી

સાતે સાહેલીઓ ઘડો લઇને ચાલી નીકળી પનિહારી એકલી રહી ગઇ મોડે મોડે પણ

એની ચેતના કલ્પના લોકમાંથી પાછી ફરી એણે પોતાનો ઘડો અને ઈંઢોણી સંભાળ્યા પરંતુ હવે ઘડો માથે ચડાવે કોણ? ચારે કોર નજર નાખતાં એક ઊંટ સ્વારને ત્યાંથી પસાર થતો જોયો પનિહારીએ એને બોલાવીને ઘડો માથે ચડાવવાની મદદ માટે વીનવ્યો.

આ ઊંટસ્વાર તે બીજો કોઈ નહિ, પરંતુ ઘણા લાંબા સમયથી પ્રવાસમાં ગયેલો તેનો પતિ હતો પ્રવાસેથી તે પાછો ફર્યો હતો. પ્રવાસી તો એને ક્યારનોય ઓળખી ચુક્યો છે પનિહારી એને કળી શકી નથી પ્રવાસી કહે છે હે પનિહારી! તારી સૌ સખીઓએ તો કાજળ-ટીકી કર્યાં હતાં, અને તારી આંખો ફીકી કેમ? એમ શાથી! અન્ય સૌએ તો સુન્દર ચુંદડીઓ ઓઢી છે અને તારો આવો મલીન વેશ શા માટે?

પનિહારી જવાબ આપે છે હે ચતુર પ્રવાસી, આ બ સખીઓના પ્રિયતમ તો પોતપોતાને ઘેર છે, અને મારા પ્રિયતમ પરદેશ વસે છે

પ્રવાસી કહે છે તારા દેખાવ પરથી તને કોઈ મહા ભારે દુઃખ હોય એવું લાગે છે શું તારે સાવકી સાસુ છે? કે તારું પિયર દૂર દેશાવરમાં છે?

પનિહારી જવાબ આપે છે ના રે ના, એવું તો કાંઈ નથી મારે સાવકી સાસુ નથી, તેમ મારું પિયર પણ દૂર દેશાવર નથી. પરંતુ મારા પ્રિયતમ પરદેશમાં છે એજ મારા દુઃખનું કારણ છે એટલેજ મારો દેખાવ એવો છે

પતિ સમજી ગયો કે તેને હજુ પનિહારીએ ઓળખ્યો નથી એને મીઠી મજાક કરવાનું સૂઝે છે હે પનિહારી! તારા ઘડાને અહીં તળાવમાં પટકી નાખ અને મારી પાછળ ચાલ, મારી સાથે સાથે ચાલી આવ

નારીને વીજનો જાણે ભાર આઘાત પહોંચે છે એનું હૃદય ભડકે બળી ઉઠે છે, નાગણ સમો ફુંફાડો મારી તે કહે છે અરે પ્રવાસી! બાળી મૂકીશ તારી જીભને! ભગવાન કરે ને તને કાળો નાગ ડસી જાય!

પ્રવાસી ચુપચાપ ત્યાંથી ચાલી નીકળે છે. પનિહારી પણ ઘડો ઉંચકી ઘેર પાછી આવે છે પ્રવાસીની વાતોથી એનું હૃદય બળી-જળી રહ્યું હતું દરવાજે આવતાંજ તે સાસુને બુમ મારી કહે છે, ઝટપટ આવીને ઘડો ઉતરાવો નહીં તો હમણાં એને આંગણામાં પટકી દઉં છું

સાસુ ગભરાઈને બોલી શું થયું વહુ? કોઈએ મ્હેણું માર્યું? આળ કોણે દીધી! —કહે તો—

વહુએ ભોળા ભાવે જવાબ આપ્યો કે સાસુજી, તળાવ કાંઠે મને એક ઊંટસ્વાર મળ્યો એણે મને મારા મનની વાત પૂછી એનો ચ્હેરો નણદલબાના ચહેરાને મળતો આવતો હતો અને શરીર દિયરજીના જેવું લાંબું પાતળું હતું

સાસુ બધી વાત સમજી જાય છે, હસીને કહે છે અરે વહુ! તું કેટલી ભોળી છે! એમ હોવા છતાં યે તું એને ઓળખી શકી નહિ? અરે, એ તો તારો પતિજ હતો

---

અહીં આપણે અન્ય પ્રાંતના બીજા એવાજ સમાન ભાવાત્મક ગીતો જોઈએ. એક હિન્દી લોકનારીની કથા સાંભળીએ—

રાહઈ પર એક કુઇયાં સૈંવરિ એ પાની ભરૈ,
ઘોડવા ચઢત ઇક રજપુત હમસે બિઆવ કરૈ.
કેકર અસ તુહૂઁ બિટિયા કેકરી પતોહિયા,
કવને નયક ક બહુઅવા ત ઠુકવન પાની ભરો
બાબઇ કર હમ બિટિયા સમુર ક પતોહિયા
અપને નયક ક બહુઅવા ત ઠુકવન પાની ભરી.
સાસુ નૈંનદ ધરવાઁ દારુનિ પનિયા ભરાવૈ

ઐસાનિ ધનિ જઉ પવતે હૂઁ ત હાર અસ
રપતે ઉ
જૈસે મોરે હરિ ક પનહિ આઁ વઇસઇ તોર
મસપટ,
તો દે અસ મરદ જો પઉતઉ ત પનહી
દોવઉ તે ઊ
અગરી ત લિહેન સિરેહ પર લેજુરી હથેહ પર,
સાસુ ઘોડવા ચમ્સ ૪ક રજપુત હમસે
ખિઆઇ કરે
બહુ કેસેન ઉનકર ઘોડવા ત પકઠાનિ લગામ
લાગિ,
બહૂ કવને બરન બનિજરવા કવનિ પાગ બાંધ ૪
લાલય ઘોનકર ઘોડવા ત કરિયા લગામ લાગિ,
હૌતરે બરન બનિજરવા મુરિરે પાગ બાંધઇ
મચિયે બેઠી હૈ સાસુ બિહૅસિ બતિયા બોલઇ,
બહુવરિ કે તોરા હરા દૈ મૈયાન બિદેસીયા ન
ચીન્હિ ઉ

રસ્તા પર એક કુવો હતો, ત્યા એક સુદરી પાણી ભરી રહી હતી. એવામા એક ઘોડેસ્વાર રાજપૂત ત્યા થઈને નીકળ્યો એ તેની સાથે મજાક કરવા લાગ્યો.

આવી રૂપસુદર તુ કોની પુત્રી છે? કોની પુત્રવધૂ છે? કયા નાયકની પ્રિય પત્ની છે? કે તુ પાણી ભરી રહી છે?

સ્ત્રીએ કહ્યુ હુ મારા પિતાની પુત્રી છુ, અને સસરાની પુત્રવધૂ છુ, હુ મારા સ્વામીની પ્રિય પત્ની છુ, અને પાણી ભરી રહી છુ

રાજપૂતે કહ્યુ ઘરમાં તારી સાસુ અને નણદ બહુ નિષ્ઠુર હોય તેમ લાગે છે-કે તારી પાસે પાણી ભરાવે છે અને તારા જેવી સ્ત્રી મળે તો હારની માફક ગળે લટકાવી રાખુ

સ્ત્રીએ કહ્યુ મારા પ્રિયતમના જૂતા જેવા તો તારા ગાલ છે અને તારા જેવા પતિ મળે તો હુ તેની પાસે જૂતા ઊચકાવુ

રાજપૂત એના માર્ગે ચાલ્યો જાય છે સ્ત્રી ઘડો ત્યાં મૂકીને દોરડુ હાથમા લઈને ઘેર આવે છે સાસુ આગળ તે ફરિયાદ કરે છે, કે સાસુજી! એક ઘોડેસ્વાર રાજપૂત કુવા કાઠે મારી સાથે મજાક કરતો હતો

સાસુ પૂછે છે કે વહુ! એનો ઘોડો કેવો હતો? એની લગામ કેવી હતી? એનો પોતાનો રંગ કેવો હતો? અને માથે પાઘડી કેવી બાધી હતી?

વહુએ કહ્યુ લાલ રંગનો ઘોડો હતો કાળા રગની એની લગામ હતી ને પોતે શ્યામવર્ણનો હતો અને માથે કલગીવાળી પાઘડી બાંધેલી હતી

સાસુ-માચીએ બેઠેલી સાસુ બધી પરિસ્થિતિ પામી જાય છે, તે હસીને કહે છે કે વહુ! તારી બુદ્ધિ ક્યાં મારી ગઈ છે? કે તુ તારા પરદેશી પતિને પણ ન ઓળખી શકી?

વહુ બિચારી પતિને ક્યાથી ઓળખે? લગ્ન કર્યા પછી કમાવાને માટે પતિ પરદેશ ચાલ્યો ગયો હશે, અને બાર વર્ષ પછી પાછો ફર્યો હશે. સ્ત્રીએ લગ્ન પછી કદિયે પતિનુ સુખ દીઠુ નથી, પછી એ તેને ક્યાથી ઓળખી શકે?

હવે એક પજાબી ગીત લઈએ -

ઉચ્ચો ઉચ્ચો ખૂંહિયે મટિયારે ની,
કડા સુમ્બા તેરે પર હિ પનલિયે નારે ની
તૈનૂ કડ્ડી ડીંગ પઇ વે સિપરિયા વે,
તૂંતે રાડે હુરેઆ જા કિ અસી તેરે મહરમ નહી
કૌન કઢે તેરા કડા ની મટિયારે ની,
કૌન સરે તેરી પીડ પતલિયે નારે ની!
આવો કઢે મેરા કડા વે સિપાહિયા વે,
વીર સહે મેરી પીડ અમ્મી તેરે મરહમ નહી
બૂડે તે પાની ભરેંદિએ મટિયારે ની
સાનૂં પાની દા ઘુટ પિલા કિ પતલિયે નારે ની,
અપના કરેઆ ન દેવાં વે સિપાહિયા વે,
તૂં તે હત્થ પાઇ ભર પી કિ અસી તેરે
મરહમ નહી

# એકાંકી - માનવતા

શ્રી રણકુમાર મ પટેલ

કોઈ એક મોટા શહેરની ભીતરમાં જીવનના રોજના વ્યવસાયમા એકલી વસતી માનવતા મૂર્ઝાઈ ગઈ ! !

શહેરમા બે જાતનાં મુખ્યત્વે જીવન જીવાય છે એક શહેરની મધ્યમા વસ્તીની ભુકમા ને બીજુ શહેરની બહાર સોસાયટી-આમા કુદરતની ભુકમા શહેરની મધ્યે રહેતી પ્રજા અનેકવિધ, અનેક પ્રકારની, અનેક વર્ગની હોય છે-સુખે દુખે જીવન પસાર કરે છે છતાય ત્યા કુદરતે સર્જેલો માનવ મેળો જરૂર જોવા મળે છે ને એ મેળામાથી માનવ પોતાની માનવતાનુ સુખ માણે છે એ માનવતાના સુખથી માનવ એનો જન્મ સાર્થક માને છે જ્યારે શહેરની ચોફેર ફરતી સોસાયટીઓનુ જીવન મૂગા-પશુઓ જેવુ છે ફેર માત્ર એટલો જ કે આ માનવપશુઓ બે પગા છે, કિંતુ મૂગી, મૂગી નજરે ઓળખી શકે છે ખરા ! આ જાતના જીવનમાં માનવ જીવે છે જરૂર, પણ એક મૂગા-આરામમા, જ્યા માનવતાએ વિદાય લીધી છે આવી એક સોસાયટીના એકાદ ભવ્ય બગલાની ભિતરમા રોતી, અકળાતી, કરમાએલી મે એક માનવતા જોઈ !

એ બગલો હમણાં જ બધાયેલો હતો, એમ તેની બાંધણી, આકાર ને રંગ સાક્ષી રૂપ હતા કોઈ અચાનક પ્રસગોપાત હુ બાજુના બગલામા ગયો. ત્યા જઈ હુ એ બગલાની અગાસીમા ગોઠવાયો જે બગલામા મારી હાજરી હતી તે બગલો મારા મિત્રનો હતો મારો મિત્ર યંત્રવત્ મારી સાથે છેક સુધી ઉપર આવ્યો ને ક્યારેક ચા-પાણીની વ્યવસ્થાસર નીચે ગયો, ભવ્યબગલાઓમા, બારે બગીચામા આનદકાર ચ્હા-પાણીથી આગળ શુ હોય ! તેની ગેરહાજરી દરમ્યાન મારૂ ધ્યાન ચોમેર બાદશાહી ઇમારતો જેવા બગલાઓ પ્રતિ ખેચાયુ એ ભવન વાસીઓની ઇર્ષ્યા કરતા મે મારી જાતને ક્ષણિક કમનસીબ ગણી-એવા બગલાઓમા નહિ જન્મવા માટે ! વળી આગલી રાત્રે ભજન-માથી ગ્રહણ કરેલ બોધ મુજબ તે કરેલા કર્મોનું ફળ હશે, એમ માની પ્રભુની અપાર લીલામા પરોવાઈ રહ્યો. આમ મારી વિચાર-નાવડી બગલાઓની ભવ્યતામા ભટકાતી હતી ત્યા તો મે કોઈ દુખી આર્દ્ર સ્વર સાભળ્યો, એ સ્વર પાસેના બગલાની બધ બારીમાથી આવતો હતો.

હુ એ તરફ જોઉ છુ ત્યા તો મારો મિત્ર ચ્હા-પાણી સાથે ઉપર આવી જાય છે મે એનુ આ દુખી અવાજ વિષે ધ્યાન દોર્યું પણ તેણે તે તરફ નહિ જોતા બીજી જ વાતો કરવા પ્રેરાયો, મે તેને આ રડતો અવાજ કોનો હતો તે પૂછ્યુ, ત્યારે જવાબ મળ્યો

“ મને ખબર નથી, વળી અમે બાજુના બગલામા કોણ રહે છે તેની પરવા કરતા નથી.-શા માટે ? અમે તેમના કરતા વધારે પૈસાદાર છીએ, વળી અમને એનુ કોઈ રોતુ હોય, હસતુ હોય તેની પરવા નથી. અમે તો અમારી મોટર અને-એશ ! ”

આટલુ બોલી તેણે તેની મોટાઈ શરૂ કરી. એક બાજુ પેલો કરુણ કંઠ વધારે ઉગ્ર થતો હતો, ત્યારે આ ક્ષુલ્લક, ક્ષણિક માનવ પોતાની મોટાઈમા-પોતાનામા જ રાચતો હતો

મે કમને, શોકીઓના સૌજન્ય અમન રૂપી ચાને ન્યાય આપ્યો ને ઉતાવળ માગી

'વાહરે ' દુનિયા, વાહરે જમાને ' શબ્દ અમરાવતી કોઈ રેન્જ વાગની મે કોઈ નાના રંગીન બંગલામાથી સાભળી. ગમે તેમ પણ મારૂ મન પેલા એકલ વાયા કંપિત અવાજમા એમાય હતુ તે ચોટેલુ રહ્યુ

શુ જીવન તારૂ અરે ઓ મહેલો નિવાસી ! જરી ખ્યાલ તો રાખ ! પડોશમા કોણુ કેવી હાલતમા રહે છે? માનવી એ તો સમાજમા રહેનારૂ, રહેતુ પ્રાણી છે માછલી અને પાણીને સંગ એવો માનવને સમાજનો સંગ ઉભય પરસ્પરને આધાર જીવે છે માનવ તને માનવ વિના જીવવુ કેમ ગમે છે ? તારી માનવતા કેટલી કંથાએલી છે-મર્યાદિત છે ? શાખમા કોણુ છે તેની તને ખબર નથી તુ તો આ માનવ સાગરમા તરતા અસખ્ય જલબિંદુઓમાનુ એક બિંદુ છે ! એ કેમ ભૂલે ? લક્ષ્મીના જોરે તુ બે બે મોટરગાડીઓ ફેરવતો હોય, અને આલીશાન મકાનમા વસતો હોય છતા તને જ્યા સુધી બહારની દુનિયાનો ખ્યાલ નથી ત્યા સુધી તારૂ જીવન એકાકી છે-પરાવલંબી છે કુદરત ની સ્વચ્છ હવાઓમા, પક્ષીઓના નિર્દોષ કલરવમા જે જિંદગી ધબકે તો બાકી છે તેનો તુ દુર્વ્યય કરે છે-એળે ગુમાવે છે

કદાચ એ તારી વધારે પડતી માનવ-બુદ્ધિનો વિકાસ હશે ! !

*

ફરી એકવાર કોઈ કામ-પ્રસંગે ગાગે એ સોસાયટીમા જવા મજબૂર થવુ પડયુ હુ ત્યાથી પસાર થાઉં છુ ત્યા તો એજ નિર્જન કિંતુ રંગીન સુંદર બંગલાના ઝાંપામાથી માળી બહાર આવ્યો. તેને મે પેલા દુખી આર્દ્ર સ્વર વિષે ખૂબ આતુરતાથી પૂછ્યુ તેણે જવાબમા ગદ્ગદ્ અવાજે ધીમે મુઝાણ ર્યુ

' આ બગલાના શેઠ એક મોટા ધનવાન માણસ છે, ત્રણ મોટરગાડીઓ છે, નોકર ચાકરો બધુ જ છે શેઠને કુટુંબમા પત્ની અને એક દીકરી સિવાય કોઈ જ નથી શેઠ દિવસ અને વર્ષનો મોટો ભાગ બહાર જ રહે છે નોકરો તેમને બધી જ સગવડો આપે છે શેઠાણીને રાત દિવસ પુત્ર પ્રાપ્તિની ઝંખના થયા કરે છે ને ઉદાસ ફરે છે જ્યારે દીકરી , બિચારીને આવડા મોટા ઘરમાં રમવા કે ફરવા એકેય બાઈ નથી વળી બહાર બાપ તરફથી હુકમ છે કે બહાર ક્યાય જવુ નહિ, કોઈનો સંગ કરવો નહિ તેમની મા યતા મુજબ ઘરમા શુ નથી ? તે દીકરીને બહાર જવુ પડે ? ઘરમા લક્ષ્મી બારે-માર છે લક્ષ્મીના સરોવરમાં બારે-માર ન્હાતી સદ્ભાગી પુત્રી ફક્ત માનવ-સંગ માટે કમભાગી છે આજકાલ કરતા ૧૫ વર્ષ વિત્યા, બિચારીએ માનવના સગમા આવતો રંગ જોયો નથી. કદીક અર્ધખુલ્લી બારીની બહાર ડોકીયુ કરે છે અને કોઈ પક્ષી-જગતને કિલકિલાટ કરતુ જુએ છે તો તેનુ હૈયુ ભરાઈ આવે છે તે મૂગી રહે છે ! તેને જિંદગી પિંજરમા પુરાએલી લાગે છે તે આઝાદ થવા તરફડીયા મારે છે ત્યા તો લક્ષ્મીની ઝાળ તેને અડે છે ! કદીક તે મૂગા ફૂલો સાથે કે છોડ સાથે ગુપ્ત ગુપ્ત વાતો કરે છે ને ફુલ ડોલી ઉઠે છે, ત્યારે તે રડી ઉઠે છે બિચારી-નિશદિન રડયા જ કરે છે છતાય-છતાય આ બાજુ-વાળા કદી કોઈ દિવસ પૂછતા નથી. કોને ખબર પારકાને રંજનો બોજ તેમનુ હૈયુ સમજુ હોય તો ' શુ તારી લીલા પ્રભુ ' " એમ કહી તે આગળ ચાલ્યો.

મે જોયુ કે અહીં પણ લક્ષ્મીના પાશમા માનવતા કચડાઈ ગઈ છે કરમાઈ ગઈ છે વાહ ' એકાકી માનવતા ! !

# શમી ગયેલાં દુઃખ

પુત્ર ગયો, પતિ ગયો, અને એ દુઃખની આતર વેદનામાં એ પાગલ બની ગઇ પરંતુ દુઃખ, દુઃખ અને દુઃખની એ કરાળ ભયંકરતા વચ્ચે એકદા મૃત્યુએ આવીને કરૂણુત્તમ રીતે એને સુખની ગોદમાં સુવાડી દીધી

લેખક
શ્રી હરિશ મ. સંઘાડીયા

જીવનની ઉદાસીનતા જેવું ગામડું હતું, ગરીબીનો અડ્ડો સારી રીતે જામ્યો હતો લાચારી છડે ચોક ફરતી હતી. કવિ અને ચિત્રકારને ફુરકેરતી સંધ્યા તે દિન ગમગીન હતી. ગોઇ રોઇ આંખો રાતી થઇ હતી. તેના મોં પર ધીમે ધીમે શ્યામલતા છવાઇ ગઇ ગામડાની શેરીમાં સ્ત્રીઓ ભેગી મળી વાત કરતી હતી

' ગઇ કાલે છોકરો રમતો હતો '

' અને આજે શું થઇ ગયું ? '

' વૈદ કહે છે બાળ લકવો થયો છે ડાબું અંગ રહી ગયું છે જો તાવ ન ઉતરે તો કદાચ છોકરાનું એકાદ અંગ રહી જાય અગર તો તે હંમેશને માટે ચાલ્યો જાય જે થાય એ ખરૂં, સૌને માથે ઇશ્વર છે ! '

રેવાના છોકરાને ગઇ કાલે સાંજે તાવ ચઢયો અને બાળ લકવો થયો બ્હાલ સોયા પુત્ર આગળ મા અને બાપ બેઠા હતા માથા પર હાથ મૂકી લાચાર વદને બંને પાષાણ મૂર્તિવત્ દીન વદને વિચારતા હતા એકજ પુત્ર એકજ દીવો જીવનને ઉજાળનાર વૈદના કહેવા પ્રમાણે એ દીવાને મૃત્યુ ફૂંક મારી નાખે તો ! રેવાની આંખ અશ્રુ મોતી ખેરવી રહી હતી, રેવાના હૈયામાં અને બહાર અંધકાર હતો, આકાશમાં તારાઓ ટમટમતા હતા, ચીબરી ભયંકર ચિત્કાર કરતી હતી શિયાળવા દૂર દૂર લાંબા રૂદન સ્વરે રોતા હતા આજુ બાજુની ઝાડીમાં નાગ સાપ સીસકાર કરતા હતાં ફળીઆના કૂતરા રડતાં હતા દર્દીના મા બાપ રોતા હતા.

રાત્રિના નવ થયા વૈદ પાછા આવ્યા, બાળકને તપાસ્યો ને તદ્દન ધીમેથી કંઇક કહી ઉઠી ગયા. વૈદની આંખમાં આંસુ તો ન હતા પરંતુ તેમની આંખ કંઇક અજુગતું સમજાવતી હતી

ગ્રામ્ય સ્ત્રી અને પુરૂષ રેવાને ત્યાં ભેગા મળ્યા. દીન વદને બેસેલા રેવા અને નાગરને આશ્વાસન આપવા લાગ્યા ફીલસુફી વાપરી મા બાપ પુત્ર વિગરેનો સંબંધ બતાવી કહેતા ભાઇ, દુનિયામાં કોઇનું કોઇ નથી દુનિયા ધર્મશાળા છે કોઇ આવે છે, કોઇ જાય છે કોઇ સ્થાયી રહ્યું નથી પ્રભુએ જે આપ્યું તે પ્રભુ લઇ લે એમાં રડવું શું ?' એવા એવા ત્રુટક ફીલસુફીના ટુકડા દર્દીની આસપાસ બેસેલા સંભળાવતા હતા. પણ સત્યવાત તો એ હતી કે શૂન્યવત્ બેસેલા મા બાપ પર એની કંઇ અસર થતી ન હતી

દશને ટકોરે યમની કાળ ઝપટ બાળકને લાગી રોતી માતાના ખોળામાંથી પુત્ર ખુંચવાઇ ગયો પ્રેમાળ પિતાના બાહુપાશમાંથી બાળકને મોત આંચકી ગયું. ગામડાની શાંત અંધારી રાતમાં રૂદનનું મોજું ફરી વળ્યું આવીને શાંતિને ખેંચતું ગયું રોકકળ અને કોલાહલ મચી રહ્યો ' શું થયું ? શું થયું ? ' સર્વત્ર આશ્ચર્ય સાથે પુછાઇ રહ્યું

થોડા દિવસ બાદ લોક કરુણ નાટક જોઈ

આવ્યા બાદ બીજે દિવસે અગર તેજ દિવસે ભૂલી જાય તેમ રેવાના પુત્રનુ મૃત્યુ ગામમા વિસરાઈ ગયુ પરતુ રેવા, જેનો ખોળો ખાલી પડયો તેને પુત્ર મૃત્યુ કેમ વિસરાય ? આખ આગળ ફુવાની–રમાડી મોટા કરેલા લાલને માતા વિચારથી કેવી રીતે અળગો કરે ? મા તેનુ પારણુ જોઇ રડે, તેના કપડાં જોઇ રડે, તેના રમકડા જોઇ રડે જમીનના લીપણ લીલા હતા ત્યારે તેમા પડેલા નાના પગના નિશાન જોઇ જોઇને માતા રડે ચદ્રને ઉગતો જોઇ રેવા રડે, કારણ તેના લાલે ચદ્ર માગેલો. સુર્યને આથમતો જોઇ રેવા રડે, કારણ તેનો વ્હાલસોયો બાલુડો આથમતા રવીને જોઇ રહેતો રેવાને હરરોજ લાગતુ કે ગામની પ્રત્યેક ચીજ સાથે તેના પુત્રને સબધ હતો. માનુ નાજુક હૃદય હતુ ને માટે '

અને આમને આમ જિદગીના રસહિન દિવસો મા બાપ વિતાવે છે એક દિવસ ખેતરેથી આવીને નાગરે કહ્યુ

'બેચેની લાગે છે, ગમતુ નથી, શરીરમા ગભરાટ થાય છે '

રેવાએ ઘરગથ્થુ દવાઓ પાઇ રાતે સહેજ તાવ થયો અને શરીરને ડાબે પડખે નાની ગાઠ નીકળી રેવાને ચિતા થઇ શુ થશે ? બીજે દિવસે ગાઠ ચોકખી દેખાઇ આવી અને તાવનુ જોર વધ્યુ, નાગરે તાવમા બોલવુ શરુ કર્યું, 'મારો પુત્ર મને છાડીને જતો રહ્યો જિદગીમાં હવે મઝા પણ શુ ? એકનો એક પુત્ર-વહાલો પુત્ર મરી જાય પછી કેવી રીતે ગમે ' પ્રભુ, મને તારે ત્યાં ન બોલાવે ? મને ત્યા મારો પુત્ર મળશે ' બાજુએ બેસેલી રેવા તેને પાસુ ફરી સુઇ જવા કહેતી હતી.તે પાસુ ફરતો, થોડો સમય શાત રહેતો થોડો સમય બા. જરર પ્રલાપ ફરી શરૂ થતો,' કોઇ વસ્તુ ખોવાઇ હોય તો શુ આપણે ખોળવા ન જવુ ? મારો પુત્ર જ્યા ખોવાયો છે ત્યા હુ શોધવા જઇશ મને ખાત્રી છે તે મળશે. ત્યા જતા હુ ન ખોવાઇ જાઉ અને ખોવાઇ જાઉં તો પણ શુ ? મારો વ્હાલો પુત્ર તો મળશે ને ? અમે બને સાથે ત્યા ' હવે શાત રહેશો ? બહુ બોલો નહિ રેવા રડતી નાગરને શાત પાડતી મનમા આવતા ભયકર અને ન આવવા જેવા વિચારો રોકતી વિચારો તોફાની પવન જેમ સુસવતા આવતા વિચારોથી એનુ મગજ એનુ ભરાઇ ગયુ કે તે અડધી ગાડી થઈ ગઈ

ત્રીજે દિવસે તાવ ખૂબ વધ્યો અને સન્નિપાત બધ થયો. આખ મીચી નિશ્ચેતન પડી રહેતુ શરીર રેવા ફાગી આખે જોઇ રહેતી, શરીર તપેલા લોહ જેવુ ધગધગી રહ્યું હતુ, પાસે બેસેલી રેવા દાઝી રહી હતી, દુખથી અને તાપથી.

ચોથી રાતના મળસ્કે પુત્ર વિહોણી માતાનો ચાંલ્લો ભૂસાયો. સૌભાગ્ય નદવાઇ ગયુ

' ના થ ,' ભાગતી રાતે રેવાએ કારમી ચિચિયારી પાડી માથાના વાળ પીખ્યા, કપાળમા અને છાતીમા ઢીકા મારી. માનવીના કાળજા કંપી ઊઠયા બાઓ રડી ઊઠી. પોતાનો દેવ કયારનો ન દિકરાઇ વાપરી નાગરના આત્માને લઇ ચાલી નીકળ્યો હતો તેને એ પણ ખબર ન હોય કે જેના હૈયા પર થોડાજ દિવસ પર પુત્રના મૃત્યુનો કારમો કારી ઘા લાગ્યો છે તેનુ હૈયુ ભાગી ચૂરે ચૂરા ન થઇ જાય '

જ્યારે ડાઘુ નાગરના આત્મા વિહોણા દેહને લઇ જતા હતા ત્યારે રેવાએ પાછળ દોડી બુમો પાડી, જોરથી ચિચિયારી પાડી ડાઘુઓના હાથમાથી નનામી ઝૂટવી લેવા કોશિષ કરી તે ગાંડી થઇ ગઇ હતી, તેની આખો ફાગી ગઇ એકજ રાતમા રવાના વાળ

ધોળા પૂણી જેવા થઇ ગયા હતા ઝુમખરા પવનમા ઊડતા સફેદ વાળ રેવાને ભયકર મૂર્તિ બનાવતા હતા

'લાવો, લાવો એને કયા લઇ જાવ છો? એક વખત તો તમે મારા પુત્રને લઇ ગયા આજે એમને પણ લઇ જાવ છો? લાવો, કોઇ તો દયા બતાવો ' ફરી રવાએ નાગરની નનામી પકડી અને સામે ફરી વળી ગામની સ્ત્રીઓએ એને પકડી, પરતુ તેણે મચક ન ન આપી સુકલકડી શરીરમા આજે કયાથી જોર આવ્યુ ? સ્ત્રીઓ અટકાવી ન શકી ત્યારે ન છૂટકે પુરુષોએ પકડી એના ઘરના ઓટલા પર લાવી બેસાડી

ઊડી આખ, સફેદ સફ્ફા વાળ, બેસી ગએલા ગાલ, અસ્ત વ્યસ્ત કપડા, હીણો ..., એવી રેવા, માનવી એના તરફ જોઇ ... વિચારે ? દુ ખ દુ ખ અને દુ ખ નહી તો બીજુ શુ !

જીવનમા દુ ખની ભરતી પછી કઈક રાહત મેળવી અર્ધપાગલ રેવા જર્જરીત ભાડાના ઘરમા પડી રહી દુ ખના દિવસો વિતાવતી હતી ચડી ગયેલ ભાડુ અને ઘર માલિક શેઠને ત્યાથી ઉપાડેલ નાણાની ઉઘરાણી થતી હતી ચારે દિશાથી આવતી દુ:ખની ભીસમા રેવા હૃદયદાહ ભરતી

'રેવા, ભાડુ ન ભરાતુ હોય તો ઘરમાથી નીકળી જવુ પડશે ' આખરી નિર્ણય ઘરમાલિક શેઠે જણાવ્યો 'હજુ નાગરે લીધેલા પૈસા તો ચૂકવાયા નથી માનવીને દુ ખ પડે તે તો હમો પણ જાણીએ, પરતુ જેના પૈસા લીધા હોય તેના તો ચૂકવવા જોઇએ ના? એવી નાદારી બતાવવી તે કેમ ચાલે!' ચાર વખત દેવાળુ કાઢી પાછા જામી ગએલા શેઠ શીખસુરી સમજાવતી

અને આવી ગામની વાતચિતો અત એ આવ્યો કે ... ભાગના પોરે નાગરની જમીન ખૂચવી લઇ રેવાને ઘરમાથી હાંકી કાઢી આખા ગામે દાતમા આગળા નાખ્યા

'શેઠ, આવી અર્ધગાડીને શુ કહેવુ? એ પૈસા ક્યાથી લાવે? આપ ઉદાર છો, દાનવીર છો, રહેમ રાખવી જોઇએ આપની સારી સ્થિતિ છે એટલે લોક લાબો હાથ કરે. ગરીબ પાસે કોઇ માગવા નથી જતુ '

'બહુ લાગતુ હોય ને તો તમેજ નાણા ચૂકવી દયો એટલે પત્યુ ' 'કેમ લાલચદભાઇ તમે ન બોલ્યા?' પાસે ઉભેલા શેઠના મિત્ર તરફ શેઠે નજર નાખી, ખધુ હસી પૂછયુ

ગામ લોક ચૂપ રહ્યા.

ગાડી રેવાને આખરે ગામ લોકે એક યુવાનની સલાહને અનુમોદન આપી પાગલખાનામા મોકલી તેના ખર્ચની રકમ, પેલા યુવાને ઉપાડી લીધી

પાગલખાનાના કપાઉડમા રેવા ફર્યા કરતી હવામા વાતો કર્યા કરતી એક વખતની વાત છે ત્યારે હુ અને મારો પુત્ર તેના પિતા સાથે એક ગામડામા રહેતા હતા પણ વાત એમ બની કે એક દિવસ પિતા પુત્ર બને ખોવાઈ ગયા ખોવાઇ જ ગયા રે રે ' મોટે સાદે એ રડી ઉઠતી. ડુસકા ભરતી રહેતી, 'તેમને હુ ગોતુ છુ ' એમ કહી ધુળમા કઇ શોધ્યા કરતી ધુળમા બે રગળી કરી બતાવતી, એકમા પુત્ર અને એકમા પિતા ખોવાયા છે પછી જોર શોરથી હસતી ચિચિયારી પાડી ઉઠતી અને વળી કોઇક વખત મોટા કરુણ સાદે રુદન કરતી અને બીધી હોય તેમ આમપાસ જોતી

પાગલ પર દેખરેખ રાખનાર રક્ષક રવાને ઓરડીમા પૂરવા કહેતો ત્યારે તે ના કહેતી રક્ષક દબાણ કરતો ત્યાર સમજ પાડતી

બાપ ખોવાયલી પત્નુ ગાવવા ના દે જેના પુત્ર અને પતિ ગયા હોય તેને સમજ પડે. તુ તો ગામને સતાવ્યા કરે, તો એમાં

અતી રુદનને અંતે આંસુ સુકાયા, તેણે ઉભા થઈ ચાલવા માંડયુ ચાલતા પગ દુખી ગયા છતાં પણ ધ્યેય વિનાની મુસાફરી ચાલુ રાખી થોડીવાર થાક ખાવા ફુટપાથ પર બેઠી અને આજુબાજુ જોવા લાગી,

સફેદ સાડી ધારી છતા છટાદાર વસ્ત્ર પહેરલ એક સ્ત્રી એની પાસે આવી, રેવા ચમકી વળી કોઈ શેઠાણી દુ:ખી તો ન કરે ?

' બહેન ' ઘણા સમય પછી કોઈ એને પૂછનાર મળ્યુ વહાલનો એક શબ્દ કાન પર અથડાયો એટલે અંતરે ટાઢક વળી

' બહેન, તુ શુ કર છે ? '

' મારાથી ભીખ મંગાતી નથી ખોરાક તો જોઈએ, નોકરી તો કોઈ રાખતુ નથી ને જોઈ જોઈ લોક ચમકે છે, આઘા ખસે છે '

' ચાલ મારી સાથે '

' ક્યા ? '

' હુ મહિલાશ્રમે ચલાવુ છુ, તને ત્યા આશરો મળશે મને તારામા નવીનતા લાગી છે એટલે લઈ જાઉ છુ '

' પણ ક્યા ? એમ શેઠાણીએ તો મને ઢસરડી બંગલા બહાર કઢાવી હતી. તમારો બંગલો છે, બહેન ? '

' ના, મારો પોતાનો બંગલો નથી '

' તો ચાલો ' રેવા તૈયાર થઈ

' બંગલામા રહેનાર કેવા હોય છે ? '

' તે તો તેમા રહેનાર જાણે ! મને તો અનુભવ થયો છે ' ચાલતા ચાલતા રેવાએ ધીમે ધીમે પોતાની કથની કહેવી શરુ કરી એની વાતથી મહિલાશ્રમની સંચાલિકાના દિલમા પૂર્ણ દયાભાવનો ઉભરો આવ્યો તેને થયુ આ સ્ત્રી ભિખારણ નથી, કુદરતે તેની સ્થિતિ તેમ કરી મુકી છે

રેવા આશ્રમમાં રહેવા લાગી, કંઇક સ્થિર મનાથી મનમા રાહત અનુભવી મનમા પણ કરાર વળ્યો સંચાલિકાને ઉત્સાહથી મદદ કરવા લાગી ઘણુ કામ પોતાના શિર પર ઉપાડી લીધુ જીવનમા દુખની પર પરા પછીની આ સ્થિતિ રેવાને ઘણી નિરાત આપી ગઈ

મહિલાશ્રમના મકાન પાસેથી રોજ એક છોકરો નિશાળે જાય, નામ શરદ ઉમ્મર હશે આઠ નવ વર્ષની રેવા તેને જોતી અને મૃત પુત્રની યાદ તાજી થતી એક દિવસ દૂરથી શરદને આવતો જોઇ તે દોડી ગઇ, ગાડી ઘેલી બની ગઇ, તેનુ નામ ઠેકાણુ પૂછવા લાગી ભણે છે શુ ? તે પણ પૂછી લીધુ આંખમાથી એક બે અશ્રુ પણ ખેરવ્યા. આવી રોજની શરદ રેવાની મુલાકાતથી રેવાને શરદની માસીમા ફેરવાવુ પડયુ શરદને ઘેર રેવાને ઘણી વખત આમંત્રણ પણ અપાતુ

શરદે આવી એક દિન વાત કરી, ' માસી, બા બાપુ હુ અને પૂર્ણિમા મુબઈ જવાના છીએ, તમે સાથે આવશો ? બાએ પુછાવ્યુ છે ઘણી મજા આવશે ' ' આ આમંત્રણની ના શરદને રેવા ન કહી શકી

આસો માસની શરદ પૂનમને દિવસે બધા નિકળી પડયા. રાતની ગાડીમાં મુસાફરી કરવાનુ ગોઠવ્યુ હતુ, બેસવા માટે જગ્યા સારી મળી શરદે કહ્યુ, ' માસી, જોયા આ ઝાડ, પર્વત અને નદી ! શરદ પૂર્ણિમાના રંગથી કેવા રંગાયા છે ! '

' હા ભાઇ અમે પણ શરદ પૂર્ણિમાના રંગથી રંગાયા છે ' અને બધા હસી પડયા શરદને આ હાસ્યની વાતની સમજ ન પડી,

' એટલે શુ ? માસી '

' વૃક્ષ, પર્વત, નદી શરદ પૂર્ણિમાના રંગથી રંગાય તેમ તારા માતા પિતા અને હુ તું અને બહેન પૂર્ણિમાના રંગથી

રગાયા છે ' અને બાળક અર્થ સમજતા ખડખડાટ હસી પડયા

' માસી તમારે ત્યા મારા જેવા શરદ નથી ? '

' હતો, ભાઇ પણ જો ને સાગે આ કાશમા કેવા વાદળ નીકળ્યા છે ? આખને ઠારે છે ' રેવાએ ભાર હૃદયે વાત ફેરવતા કહ્યુ

આવી આવી અથ અને અર્થ વિનાની વાતો ચાલતી હતી આગગાડી પૂર જોશમા દોડતી હતી, ખટખટ ખટખટ અવાજનુ તાલ બધ્ધ સગીત ચાલતુ હતુ વાતાવરણ આનદિત હતુ પણ રેવાના દિલમા શરદના પ્રશ્નથી દુખ થયુ ' માસી તમારે ત્યા મારા જેવા શરદ નથી ? ' દુખ હળવુ કરવા રેવા કમ્પાર્ટમેન્ટમાં બારણા આગળ ઉભા રહી બહારનુ મ્વેતરગી દૃશ્ય નિહાળી રહી હતી આકાશમા શરદ પૂર્ણિમાના તેજ-મહાસાગરમા સર્વ તારાઓ ડુબી ગયા હતા. મુખ્ય મુખ્ય તારા-તરનારા તેજ મહાસાગરમાંથી માથુ કાઢી ચમકતા હતા સર્વત્ર ચાદનો રસ ઢોળાતો હતો. ચાદનો રસ જોતા આનદ પમાડે પણ અડતા દાઝે તેમ શરદનો પ્રશ્ન એને અડી દઝાડી ગયો હતો બારીના સળીયામાથી શરીર ટેકવી દૂર દૂર જોઇ અતરમા આરામ મેળવવા રેવા મહેનત કરી રહી હતી આવા સુન્દર વાતાવરણમાં અણધાર્યો બનાવ બની ગયો બારણુ ખુલી ગયુ, વિચારવત રેવાનો દેહ હવામા ફેકાયો એક બે ઝાડ સાથે અથડાઇ, એ ઢોળાવ પર પડી ગબડી નાના મોટા પત્થર સાથે ટિકાઇ ઉછળતો ઉડા કોતરમા જઇ પડયો.

કમ્પાર્ટમેન્ટમા હાહાકાર થઇ રહ્યો સાકળ ખેચી ગાડી ઉભી રખાવી શોધખોળ ચાલુ થઇ, ગાડીને પાછળ લેવામા આવી. કેટલાઓ માનવી રેલ પર ઉતરી પડયા પાછળ જતા જતા દૂર દૂર સફેદ ચાદનીમાં નિચાણમા સફેદ માનવદેહ જણાયો

જિદગીમા જન્મી જેણે સુખ જેવી વસ્તુ જોઇ ન હતી દુખ દુખ અને દુખ, જેના જીવનમા સુખનો એક આગીઓ પણ ચમક્યો ન હતો દુખના અધાર ઘેર્યા કાળ સમુદ્રમા જેણે હર હમેશ ગોથાજ ખાયા કર્યા પૂત્ર, મૃત્યુ અને ગાડપણની ઘુમરીના ચક્રાવામા જે કેટલીએ વખત અટવાઇ ગઇ તે રેવાને મોતે સુખ શોધી આપ્યુ

ધીમે ધીમે માનવીની હાર નીચે ઉતરી જમીન પર પગ ટરતો નથી મહા મહેનતે કેટલાક નીચે આવ્યા પણ રેવાના શરીર પાસે જતાજ ફુફાડો સભળાયો જોનારની આખ ફાટી ગઇ, કાળો તગતગતો કાળોતરો ભોરીગ અજુબાજુ ફેરા ખાય છે મૃત્યુ, તારી લુટ કેવી ? પુત્ર લુટયો, પતિ લુટયો, રેવાનો આત્મા લુટયો છતા હજુ એના ખોળીયામા, ત્મા વિહોણા ખોળીયામા તારો જીવ ભરાયો છે ? એની અતિમ વિધિ પણ થવા નથી દેવી ?

માનવી પાસે જાય અને ફુફાડો સભળાય. સર્વ વિચારમા પડી ગયા, ઘણી ઘણી યુક્તિ પ્રયુક્તિ અજમાવી પણ નિષ્ફળ ' નાગ કોઇને પાસે જવા દેતો નથી હવે શુ કરવુ ? માનવીની અથાગ મહેનત બરબાદ ગઇ લાચારીએ સૌ પાછા ફર્યા, કુદરતને આત્મા તો સોપાયો તેનુ ખોળીયુ પણ સોપાયુ '

અને આમ લેખકની કલ્પનાનુ પાન સમેટાઇ ગયુ, કલમની લીલા કરી વિચારનો વેગ અટક્યો. દુનિયામા આવી કેટલીયે નારી જીવતી હશે ' સસારમા દુખની વર્ષાથી સતત ભીજાતી અને કપારી અનુભવતી નારીનો કોણે આશ્રય કાઢ્યો ? કોણે એના દુખદવને શાત પાડવા પ્રયત્ન કર્યો ? આ વાતોના પાના ફેરવતો વાચક સુખી હશે, આલિશાન મહેલાત જેવુ રહેઠાણ હશે, આસપાસ સુખની સરીતા વહેતી હશે, દુખ જેવી વસ્તુ જેના દિમાગમા પણ પગપેસારો ન કરતી હોય તેને આ વાત કલ્પનાજ લાગશે, લાગવાની જ '

'બદલો અહિંના અહિં મળે જ' એ કાવ્યપંક્તિને સિદ્ધ કરતી મેવાડની ધરતી પરથી ઉપજાવેલી એક ઐતિહાસિક કથા

# કરો તેવું પામો

લેખક શ્રીયુત તારાચંદ પોપટલાલ અડાલજા, એમ. બી. એસ.



"કોણ જાય છે એ ?"

મત્તાવાહક સ્વરે પ્રશ્ન પૂછાયો અને ત્યાંથી પસાર થનારના પગ થંભી ગયા. સાથો સાથ મુખમાંથી શબ્દો સરી પડ્યા "એ તો હું કુંવરીબાની દાસી."

"કોણ ચમેલી! આમ આવ, બહેનબા માટે એક વસ્તુ આપું તે લઈ જા!"

ક્ષણભર ચમેલી વિચારમાં પડી ગઈ 'જવું કે ન જવું?' પરંતુ પોતાનો અન્નદાતા—જેની તહેનાતમાં પોતે છે એ રાજકુમારીનો પિતા—મેવાડનો ધણીરણી થઈ પડેલો રાજા રણમલ્લ હુકમ ફરમાવે ત્યારે એની આજ્ઞાનો અનાદર કરવાની કલ્પના પણ કેમ કરી શકાય?

એના પગ યંત્રવત્ મહારાણાના આરામ ખંડ તરફ ઉપડ્યા. એ ખંડના દ્વાર આગળ આવતાં જ ચમેલી ત્યાં થંભી ગઈ.

"અંદર આવ, જાળવીને આ વસ્તુ ઉપાડી જા. બહુ સાચવીને લઈ જવા જેવી છે."

રાજવંશીઓની આજ્ઞાનું મુંગે મોઢે પાલન કરવું એવો દરબારગઢમાં રહેતા રાજ્ય સેવકોનો સ્વભાવ ઘડાઈ ગયો હોય છે. તેમાં પણ રણવાસની દાસી, વડારણ કે ખવાસણે તો હાજી હા કરીને ખુશામતથી જ જીવવાનું હોય, એવું એમનું જીવન બની જાય છે.

ચમેલીએ ખંડમાં પ્રવેશ કર્યો અને મૌન ધારણ કરીને આજ્ઞાની રાહ જોતી ઉભી રહી.

"એમ પૂતળીની માફક ધરતી તરફ શું જોઈ રહી છે? આમ આવ, જો આ રત્નહાર કેવો સુંદર છે?"

"અતિ સુંદર! કુંવરીબાના કંઠને શોભાવે તેવો. આપું એમને?"

"કુંવરી માટે નહિ, એ તો તારા માટે છે. પહેરી લે. તારી ડોકમાં કેવો લાગે છે જોઉં?"

ચમેલી ચમકી. આવો અણમૂલો રત્નહાર અને તે પોતાને માટે! એણે રાજા સામે નજર કરી.

અરે એણે શું જોયું? નિશાથી ચકચૂર બનેલો દેહ, અફીણ અને મદિરાના સેવનથી લાલઘુમ બનેલી આંખો, કામવિકારથી કલુષિત બનેલી દ્રષ્ટિ, અને લોલુપતાભરી નજર.

હાથમાં પકડેલા રત્નહાર જાણે વીંછીની માફક ડંખ માર્યો હોય એવી વેદના સાથે ચમેલીએ એને દૂર ફેંકી દીધો. કોઈ કાળ જાણે હમણાંજ પોતાને ભરખી જાશે એવી ભાવના એના અંતરમાં જાગી અને એણે દ્વાર તરફ દોટ મૂકી,

પરંતુ બારસાખમાં લોખંડી ભોગળ

તે પડેલા રણમલ્લને પોતાના દુપટ્ટાનો છેડો એના મ્હોંમાં ખોસ્યો અને દુપટ્ટાને એના ગોળા ઉપર વીંટી દીધો.

“ ઝેર કરીને મરવું છે ! હા હા હા હા ! નાદાન છોકરી ! મારી સામે ઝઝૂમેલી ? હું કોણ ? મેવાડનો મત્તાધીશ ! ચપટી રમાડતા ચક્ર જેવા આદીવારસને વનવન રઝળતો કર્યો તો તું શા હિસાબમાં ? મોટું પવિત્રતાનું પુછડું ! સા ગોલા ! જરા માન આપ્યું એટલે મિજાજ ફાટ્યો ! ”

અને એ કામી પુરુષે ચમેલીની નિરાધારીનો લાભ લઈને તેનું શિયળરૂપી અણમોલું ધન લૂંટી લીધું.

કામી પુરુષનું શું ? આવા નરાધમો તો મુક્ત વિહાર કરતા છડેચોક ફર્યા કરે છે !

એકાએક કંઈ સૂઝી આવ્યું હોય તેમ તેણે રણમલ્લની પાઘડી ઉપાડી લીધી.

મારવાડી પાઘડી ખૂબ લાંબી હતી. એના આંટા ઉખેળી નાખીને તેણે ઢોલિયામાં ઢળી પડેલા—અફીણના ઘેનમાં ઘેરાયેલા એ રાજાને પાઘડી વતી ઢોલિયા સાથે બાંધી દીધો.

‘ હવે ભલે એની ફજેતી થાય ! આટલાથી પણ એ ખો ભૂલી જશે ! ’

અને દાંત કચકચાવી-તિરસ્કાર ભરી એની નજર ફેંકીને તેણે એ ખંડનો ત્યાગ કર્યો.

૨

આવીને મેવાડની ગાદી ગયાની પાડનાર અને પોતાનીજ સત્તાની કપટજાળ બીછાવનાર રાઠોડ રાજા રણમલ્લથી કંટાળી ગઇ છે ''

'' એ સાળને હુ આજે જ ઉંડી નાખીશ પરતુ આગીઆરાની વાતો જવા દે ! ચાલ, આગળ થા, બતાવ કે એ વિશ્વાસઘાતી ક્યા છે ? ''

ચગેવી ક્ષણભર તો વિચારમા પડી ગઇ, પરતુ બીજીજ પળે રણમલ્લે કરેલી પોતાની ભયકર દશાનુ સ્મરણ થતાજ એનો વેરાગ્નિ ભભૂકી ઉઠ્યો ' એ તો એજ લાગનો ! ' એનુ અતર પોકારી ઉઠ્યુ, ' એવા પાપીનો અત આવી જાય એજ બહેતર ! '

'' આપની આજ્ઞા મારે શિરસાવદ્ય છે પધારો મારી પાછળ પાછળ મહાપુરૂષ ! ''

૩

પાચસો વર્ષ પહેલાની વાત સવત ૧૪૩૯મા રાણા લાખા ચિતોડના સિહાસને બિરાજ્યા. એમણે પોતાના બાહુબળથી સત્તા અને સપત્તિ બન્ને મેળવ્યા હતા. તેમની વૃદ્ધાવસ્થામા એક એવો પ્રસગ બની ગયો કે જેથી હસવામાંથી હાણ થઇ અને મેવાડ ઉપર અણધારી આફત ઉતરી આવી

સિસોદીઆ કુળ અને મેવાડની રાજગાદી બન્નેથી આકર્ષાઇને મારવાડના રાજા રણમલ્લે પોતાની કુવરીનુ નાળિયેર મેવાડના રાજકુમાર ચદ માટે મોકલ્યુ શ્રીફળ આવ્યુ ત્યારે ચદ રાજસભામા હાજર નહોતો, રાણા લાખાથી હસતાં હસતાં બોલાઇ ગયુ, ' હુ જાણુ છુ કે મારા જેવા સફેદ દાઢી મૂછવાળા માણસ માટે કઇ શ્રીફળ ન આવે ! '' ચદે આ શબ્દો સાંભળ્યા પિતાનુ જેમા ચિત્ત ચોંટયુ એ કન્યા સાથે લગ્ન કરવાની તેણે ના પાડી મારવાડ નરેશને અપમાન ન લાગે

એ ખાતર રાણા લાખા એ કન્યાનુ પાણી ગ્રહણ કરવા તત્પર થયા, પરતુ તે એક શર્તે કે એ કન્યાથી પુત્ર પ્રાપ્તિ થાય તો એ પુત્રને જ મેવાડની ગાદીનો હક મળે !

પિતૃભક્ત ચદે એકલિગજીના સોગદ ખાઇને એવી ભીષ્મ પ્રતિજ્ઞા કરી, અને રાઠોડ કન્યાને પ્રાપ્ત થયેલ રાજકુમાર મુકુલના લાભમા ગાદીત્યાગ કર્યો સત્તાનોભી રણમલ્લે મુકુલના પાલક-પિતા તરીકે મેવાડ રાજ્યની લગામ હસ્તગત કરી, અને જ્યા ત્યા પોતાનાજ માણસોને અધિકારી બનાવીને પ્રજાને પોતાની પકડમા રાખવાના પ્રયાસો આદર્યા

રાઠોડ કન્યા-રાજમાતાને પણ હવે પોતાના પિતાની સત્તાલોલુપતા સાલવા લાગી પોતાના પુત્ર મુકુલનુ હિત જોખમાતુ જણાયુ, અને એણે ચદને વિનવ્યો. દેશ પ્રેમથી દોરાયલો અને પિતાને આપેલા વચનથી બધાયેલો ચદ યુક્તિપૂર્વક ચિતોડ ઉપર ચડી આવ્યો, અને રણમલ્લના નિવાસ ઉપર એણે છાપો માર્યો

' અરે ! આ શોરબકોર શાનો ? ચદના નામની વિજયગર્જના શી ? રાનરાન રખડતો એ ચદ ચિતોડમા પ્રવેશી શકેજ શી રીતે ? '

રણમલ્લનો કેફ ઉતર્યો અને એ ઢોલિયા માથી બેઠો થવા ગયો પરતુ આ શુ ! પોતાની જ પાઘડીથી પોતાને બાધનાર એવો બેમાથાળો કોણ પાક્યો ?

રણવાસની બાનડીને પોતે બોલાવી ત્યાર પછીનો પ્રસગ એની નજર સમક્ષ ખડો થઇ ગયો 'જરૂર એ કાળમુખી દાસીનુ જ આ કામ ' એ હાથમા આવે તો એની ડોકજ મરડી નાખુ ''

એણે ચેરકોને બુમો પાડી. પરતુ સેવકોના

આગમનને બદલે એના ભાગ્યમાં બીજુ જ કંઈ નિર્માયું હતું એનો શત્રુ—રાજકુમાર ચંદ્ર પોતાની સામે ઉભો હતો !

ક્રોધાવેશમાં જ એણે ઢોલિયામાં ઉછાળો માર્યો, ઢોલિયા સાથે જ તે ઉભો થઈ ગયો, સમશેર લેવા તેણે હાથ લંબાવ્યો.

પરંતુ અહિં હથીયાર ક્યું ? નિરાશામાં એણે ચોમેર નજર ફેરવી નજીકમાંજ મદ્ય ભરવાનો પિત્તળનો મજબુત મોટો પ્યાલો પડ્યો હતો તે તેણે ઝડપથી લીધો, અને ચંદ્ર તરફ એનો છૂટો ઘા કર્યો

પિત્તળ ઢાળીને બનાવેલો એ મજબુત પ્યાલો ચંદ્રના લમણામાં જીવલેણ ઘા કરશે એવી માન્યતાથી એ મનમાં મલકાયો, પરંતુ બીજીજ ક્ષણે એના મોંઢા ઉપર કાળી શાહી ઢળી પડી

બરાબર નિશાન તાકીને મારેલા એ પ્યાલાને ચમેલીએ વચમાં પડીને પોતાના લમણામાં વાગવા દીધો હતો, લમણામાંથી લોહી નીગળતુ હતુ '

" પિશાચિની ! તું ! તું માગ શત્રુને લઈ આવી ? "

" નહિ નામદાર ! તમારૂં પાપ પોકારીને ભિષ્મપ્રતિજ્ઞા કરનાર અને તેનુ બરાબર પાલન કરનાર આ મહાપુરૂષને અહીં ખેંચી લાવ્યું એમને અહીં લાવનાર હું હોઉં ! હું તો મને કે કમને તમારી અધમ ઇચ્છાને આધીન થનારી અંતપુરની દાસી ! તમારા દોરી સંચાર મુજબ નાચનારૂં નાચીજ રમકડું ! " અને ચમેલીએ પોતાની વીતક કથા ચંદ્રને કહી સંભળાવી

" કુલટા ! " રણમલ્લની રાડ ફાટી ગઈ ઢોલિયા સાથેજ એ ચંદ્ર ઉપર ધસ્યો

" નિષ્કલંક કન્યાને કલંકિત બનાવીને હવે તેને કુલટા કહેનાર કામી પુરૂષ, સાવધાન !"

ચંદ્રના ભાલાએ એને અધવચથીજ આગળ વધતા અટકાવી દીધો. એ તીક્ષ્ણ ભાલાએ રણમલ્લની છાતી વીંધી નાખી તરફડીયા મારતો એ અધમ આદમી ઢોલીયા સાથેજ ઉંધા મોઢે જમીનદોસ્ત બન્યો

' જગત ઉપરથી એક પાપ ઓછું થયું !" ચમેલીના અંતરમાંથી ઉદ્ગારો નીકળ્યા ઘામાંથી વહેતા લોહીથી મૂર્છા પામીને તે ધરતી ઉપર ઢળી પડી.

× × ×

રાજકુમાર ચંદ્રે રણમલ્લના મળતિયાઓને વીણી વીણીને ઘઉંમાંથી જેમ કાંકરાને દુર કરવામાં આવે તેમ મેવાડમાંથી હાંકી કાઢ્યા, રાઠોડ કન્યા પેટે જન્મેલા કુંવર મુકુલને મેવાડના સિંહાસને સ્થાપીને એને પણ ત્રાસથી મુક્ત કરી, અને પોતે પિતા પાસે લીધેલી ભીષ્મપ્રતિજ્ઞા પરિપૂર્ણ કરી.

ચોરે અને ચૌટે પ્રજાજનો એકજ વાત કરતા હતા—'કર્મના ફળ તો સૌને ભોગવવા પડે છે ભાઈ ! સત્ય કહ્યું છે કે ' કરે તેવુ પામે '





# સ્ત્રીઓ અને સાધુ-સંન્યાસીઓ

લેખિકા
કુમારી શ્રી રમાબહેન અડાલજા

[ સમસ્ત સંસ્કારી મહિલા જગતને 'આઘાત' લાગે તેવું આ એક ધૃણાજનક હકીકત ચિત્રણ છે ને એ નિર્વિવાદ સત્ય છે કે અધ્યાત્મ અને ધર્મના નામે અનેક સ્થળોએ સાધુ સંન્યાસીઓ દ્વારા જે પ્રકાંડ-દંભ-લીલાઓ લાંબા સમયથી ચાલી આવે છે ને ચાલે છે એમાં પુરુષો કરતાં સ્ત્રીઓ વધુ પ્રમાણમાં ખેંચાય છે, ફસાય છે ને પરિણામ એ આવે છે કે ઘણીક વખત આ અનાચાર બહેનોને પતનને માર્ગે ઘસડી જાય છે અને એ ધર્મ જીવનનું અમૃત બનવાને બદલે ઝેર બની જાય છે. આ સ્થિતિ નિવારવા અભણ અને અજ્ઞાન બહેનોને આ માર્ગે ઘસડાતી-ફસાતી રોકવા આપણાં મહિલા મંડળોએ અને શિક્ષિત બહેનોએ પોતાના સંસ્કાર સામર્થ્ય વડે વિચારવંત ને સક્રિય પગલાં યોજવા ઘટે છે.—સંપાદક ]

નમસ્કાર! આપનો પત્ર મળ્યો. તમે લખો છો કે 'શ્રી સ્વામીજી તથા તેના શિષ્ય સ્વામીજી એ કુમારી, સધવા, વિધવા, યુવતી, વૃદ્ધા એવી અસંખ્ય સ્ત્રીઓને પોતાની શિષ્યા-ચેલી બનાવી છે, અને ગુરુને ઈશ્વર કરતાં પણ ચડિયાતા માનવા એવો ઉપદેશ તેઓ આપે છે. 'ભગવાન રામચંદ્રજીએ પણ ગુરુ સેવા કરી હતી, ગુરુના ચરણ દબાવ્યા હતા, એમની પૂજા કરી હતી એટલે ગુરુ કૃપાથી જ તેઓ રાક્ષસોનો સંહાર કરી શક્યા હતા. એટલા માટે ગુરુ સેવા એ જ સારરૂપ અને મોક્ષદાતા છે,' એમ તેઓ કહે છે. સ્ત્રીઓ પાસે ચરણ ધોવરાવી એમને ચરણામૃત પીવરાવવું, એમની પાસે પગચંપી કરાવવી, પંખો નખાવવો, પોતાની પૂજા આરતી ઉતરાવવી વગેરે કરાવે છે અને માતા પિતા ભાઈ બહેન, સાસુ સસરા-અરે પતિ દેવ સાથેનો વ્યવહાર પણ જૂઠો છે એમ સમજાવીને ગૃહસ્થીઓ પાસેથી સારો સારો માલ પચાવી પાડે છે. ઉપદેશ આપે છે કે સાસુ સસરા અને પતિની સેવા કરવામાં કંઈ સાર નથી. ગુરુની સેવા એ જ મોક્ષનું સાધન છે. આમ ઘરઘરમાં વિક્ષેપ ઉત્પન્ન કરીને તેઓની પાસે પોતાની સેવા કરાવે છે.'

આટલું લખીને આપ પૂછો છો કે, 'શું આવા સાધનથી મોક્ષ પ્રાપ્તિ થાય છે? શું ગૃહસ્થ સ્ત્રીઓ સાથે સંન્યાસીઓનો આવો સંબંધ હોવો જોઈએ? એ સ્વામીજીનું વર્તન કેટલે અંશે યોગ્ય છે? શું સંન્યાસીઓને સ્ત્રીઓને ચેલી બનાવવી, એમને ચરણામૃત આપવું, એમની પાસે પગ દબાવવા, એકાંતમાં મળવું, બીજી રીતે સેવા કરાવવી અને પૂજા-આરતી ઉતરાવવાનો અધિકાર છે? અને શું આમ કરવાથી એ આત્માનું કલ્યાણ થઈ શકે છે?

એના ઉત્તરમાં જણાવવાનું કે સાચા ગુરુનો મહિમા એવોજ હોય છે ગુરુદેવ જીવનના પરમધ્યેયરૂપ ભગવાનની પ્રાપ્તિ કરાવવાવાળા છે, એ કારણથી શિષ્ય માટે ગુરુ એ ભગવાનથી પણ ચડિયાતા છે પરંતુ આવા ગુરુ વીરલ વિલક્ષણ હોય છે તમે જે ત્યાગી તથા તેમના શિષ્ય બાબતમાં લખ્યું છે તે કયા છે તેની મને ખબર નથી. બાકી સંન્યાસ ધર્મના સંબંધી વિચારીએ તો એમનું આચરણ સાવ વિપરીત અને શાસ્ત્રવિરુદ્ધ છે સાથોસાથ બીજાઓ માટે બહુ ખરાબ આદર્શરૂપ છે મારી માન્યતા મુજબ તો એ સ્ત્રીઓ-માતા બહેનોની જ ભોળી ભૂલ છે કે જે પોતાના ભોળા સ્વભાવને લીધે એવી વાતોમાં ફસાઈને પોતાનું અકલ્યાણ કરી રહી છે શાસ્ત્રની સંમતિ તથા સંતજનોના આચરણ પ્રમાણે તો કોઈ પણ સ્ત્રીએ પરપુરુષનો સ્પર્શ કરવો ન જોઈએ તેવીજ રીતે કોઈ ત્યાગી પુરુષ કે સંન્યાસીએ કોઈપણ સ્ત્રીનો સ્પર્શ કરવો ન જોઈએ આમ કરવું એ પાપ તો છે જ, પરંતુ સાથોસાથ એ પાપને વધારવાવાળી વસ્તુ છે એનાથી મોક્ષપ્રાપ્તિ તો એક કોર રહી, પણ નરકમાં જઈને ત્યાંની ભીષણ યાતનાઓમાંથી છૂટવું પણ મુશ્કેલ બની જાય છે માનવીનો એ મોહ જ કે વિષયી સ્મૃતિને વશ થઈને દુરાચાર કરતી વખતે મનુષ્યને એના ભયંકર પરિણામનો ધ્યાન નથી રહેતો એટલે તો એ આવા-શાસ્ત્રોમાં નિષેધ કરેલા આચરણ કરે છે જે લોકો આ જડ શરીરને મહત્ત્વ આપીને જાણી જોઈને પોતાના ચરણ પુજાવવા, ચરણામૃત પાન કરાવવું, સ્ત્રીઓ પાસે પગચંપી કરાવવી, એકાંતમાં મળવું, પૂજા આરતી ઉતારવી વગેરે કરે છે કે કરાવે છે તે મોહમસ્ત અને દયાને પાત્ર છે આવા કામો કરવા કે કરાવવામાં બેમાંથી એકેનું કલ્યાણ થતું નથી હા એક એવી સ્થિતિ પણ હોય છે જેમાં મીરાંની જેમ ભગવત્ પ્રેમમાં નિરત થઈને ઘરબાર છોડી દેવાય છે, ભગવાન બુદ્ધ તથા ચૈતન્યદેવની માફક પત્ની લોકોને ઊંઘતા મૂકીને ચાલી જવું પડે છે; પરંતુ આવી સ્થિતિ કંઈ બધાયની નથી થતી કોઈને જો એવો પ્રેમ કિંવા વૈરાગ્ય થાય તો પછી તેના પર કોઈ પણ કર્તવ્યનો ભાર રહેતો નથી માંદગી, અશક્તિ અથવા વિશુદ્ધ વાત્સલ્ય કે સ્નેહને અંગે કોઈ કોઈ વેળા એવી સ્થિતિ પણ થઈ જાય છે કે પગ દબાવવા, સેવા કરાવવી વગેરે સ્વીકારવું પડે છે અથવા તો એવી આત્મજ્ઞાન શૂન્ય સ્થિતિ થઈ જાય છે કે જેમાં પગની પૂજા થવાનું કે માથા પર જોડા-જુતા લાગવાનું ભાન રહેતું નથી પરંતુ આ બધી અસાધારણ સ્થિતિની વાતો સ્ત્રીઓને ચેલી બનાવવાનો ધંધો માંડવો, એની પાસેથી નિષેધ ગણાતી સેવા કરાવવી અને એકાંતમાં મળવું એ તો દેખીતો જ અનાચાર છે અને આજકાલ અધ્યાત્મના નામે એ ખૂબ ચાલી રહ્યું છે પરંતુ એનાથી તો સર્વને હાનિ જ થાય છે આવું કરાવનાર ઘણાખરા લોકોની દાનતમાં પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ દોષ રહ્યો હોય છે કેટલાક સરળભાવથી આવું વર્તન કરે છે, પરંતુ પોતાનું આત્મકલ્યાણ ઇચ્છનાર દરેક બુદ્ધિમાન પુરુષોએ આ દોષોથી અવશ્ય દૂર રહેવું જોઈએ અને સ્ત્રીઓએ તો હંમેશા આવા દોષોથી દૂર રહેવુંજ જોઈએ સાધુ મહાત્માઓમાં શ્રદ્ધા-ભક્તિ એટલીજ રાખવી જોઈએ કે એમને સાચી શ્રદ્ધા તથા આદર પૂર્વક ભિક્ષા આપવામાં આવે, એમના શરીરની સ્થિતિ અનુસાર એમના આરામ નિર્દોષ અને શાસ્ત્રની સંમતિ મુજબની શક્ય તથા યથાયોગ્ય વ્યવસ્થા કરવામાં આવે, અને એમના શાસ્ત્રોક્ત ઉપદેશ અનુસાર જીવન બનાવાય.

સાધુ સંન્યાસીઓને ધન આપવું, વિલાસ સામગ્રી આપવી, અથવા જેનાથી એમના મનમાં વિકારની ભાવના ઉદ્‌ભવે એવો સંભવ હોય તેવું કોઈ પણ કાર્ય કરવું એ તો એમને સન્માર્ગેથી ભ્રષ્ટ કરવા જેવું અને એક પ્રકારનું પાપ કરવા જેવું છે ગૃહસ્થીઓએ એ વાત ખૂબ ધ્યાનમાં રાખવા જેવી છે

વધુ તો શ્રી પ્રભુની કૃપા

---

* 'કલ્યાણ' ઉપરથી.

# સેવા અને ત્યાગમૂર્તિ સ્ત્રી

—શ્રી સૂર્યા દવે—

કુદરતની દરેક કૃતિઓમા મનુષ્ય વિશિષ્ટ રૂપે તરી આવે છે કારણ કે લાગણી અને બુદ્ધિ એ વિશિષ્ટ શક્તિઓ કેવળ મનુષ્યને જ સાંપડી છે અને મનુષ્યમા પણ સ્ત્રીઓ પોતાની અમુક વિશિષ્ટ શક્તિઓ જેવી કે વાત્સલ્ય, ક્ષમા પ્રેમ અને ધાર્મિકતાથી નિરાળી પડી જાય છે હૃદયની કોમળતા અને ભાવનાની ઉત્કટતાને લઈને સ્ત્રીઓમા સેવા અને સમર્પણની ભાવના એવા પ્રાકૃત સ્વરૂપે દેખાય છે કે સ્ત્રીને સેવા અને ત્યાગ વિહોણી કલ્પવી પણ મુશ્કેલ બને છે અને આ ભાવનાઓનુ સર્વોત્કૃષ્ટ સ્વરૂપ જોવુ હોય તો હિંદુ સમાજની એક આદર્શ વિધવા સ્વરૂપેજ એ પ્રતિબિંબિત થાય છે

મહાત્મા ગાધીએ પણ હિંદુ વિધવાને ત્યાગમૂર્તિ કહી છે માનવ જાતની વૃદ્ધિ અને ઉન્નતિ કરવા માટેજ સ્ત્રીનુ સર્જન જાણે સરજનહારે જ કર્યું હોય ? જ્યારે એ પ્રથમ બાલિકા સ્વરૂપે પૃથ્વી ઉપર પગ માંડે છે, ત્યારથીજ તેના માંસેવા અને ત્યાગના ગુણો કેળવવા માટે પરોક્ષ રીતે અનેક પરિસ્થિતિઓ કામ કરી રહી હોય છે એકજ ઘરના બે બાળક એક પુત્ર અને બીજી પુત્રી તેમા અનેક જાતના ભેદભાવ કદાચ વર્તનમાં નહિ તો ભાવનામા તો હોય છે જ બે બાળકોમા પણ અનેક જાતની અસમાનતા તેમના વ્યવહાર વર્તન, શિક્ષણ અને વિચારોમા ભેદભાવનુ કારણ બને છે અને જાણે કે બાલિકા સેવા અને ત્યાગમૂર્તિ બનવા માટે જ આ પૃથ્વી પર આવી હોય તેમ બાલ્યવયમા જ એ સેવાના સાચા અને બનાવટી અખતરાઓ કરવા લાગી જાય છે

છેક જ બાલ્યવયમા બાલિકા સેવા માટેની શક્તિ અને ક્ષેત્ર ન હોવાને કારણે પોતાની રમતોમા ઢીંગલા ઢીંગલીનુ સર્જન કરી તેમની સેવા કરવાના પાઠ ભણે છે અને ત્યારથી જ તેની સેવાની ભાવના સ્વરૂપ પકડે છે બાલ્યકાળમાથી જરા ભિન્ન વયમા આવતા એ માતા પિતાની સેવામા લાગી જાય છે, માતાના પ્રત્યેક કાર્યમા મદદ કરે છે એને પોતાના સ્વતંત્ર વ્યક્તિત્વનો ક્યારેય ખ્યાલ પણ આવતો નથી એટલી તો એની સમર્પણની ઉન્નત ભાવના છે મોટી થતા લગ્ન પછી પતિગૃહે આવી સેવા અને ત્યાગથી પતિની છાયા જ બની જાય છે એનુ એને જ્ઞાન આપવામા આવતુ નથી, સેવા અને ત્યાગનુ એને ભાન પણ હોતુ નથી, એ તો એનો સ્વાભાવિક સ્વભાવ છે અને આવા ઉમદા ગુણોને લઈને હિંદુ સયુક્ત કુટુમ્બમા ગૃહલક્ષ્મી અને કુળલક્ષ્મી ને નામે ઓળખાય છે જીવનમા જાણે કે સેવા અને ત્યાગનો જ સદેશો લઈને આવી હોય તેમ કુટુમ્બના અનેક માણસોને કેમ સતોષવા ? તેમને કેમ ઉપયોગી થઈ પડવુ ? તેમની સગવડો કેમ સાચવવી ? અને તેવા વિચિત્ર સ્વભાવવાળા કુટુમ્બીઓને કેમ અનુકુળ થઈ પડવુ ? અને કુટુમ્બમા સુખ સમૃદ્ધિ અને શાન્તિનુ સામ્રાજ્ય કઈ રીતે વસાવવુ આજ એનુ લક્ષબિંદુ થઈ પડે છે એમા એને પોતાના સ્વમાન પોતાના સ્વતંત્ર વ્યક્તિત્વ વિકાસ પોતાની સગવડો પોતાની તકલીફ અને પોતાની હાનીની ગંધ પણ આવતી નથી

માતૃત્વ પ્રાપ્ત કરતા પછી એ પોતાના પરિવારની સેવામા રત થાય છે અને સતત

જાગૃતિ સાથે સતાનોનો ઉછેર તેમના માનસિક શારીરિક અને નૈતિક વિકાસ તથા તેમના સસ્કાર ઘડતર માટે પોતાના સ્વાર્થ અને ભોગનો ત્યાગ કરી સાચી સેવા અને ત્યાગ મૂર્તિ બની જાય છે પોતાના સતાનોની સર્વાંગીય પ્રગતિ માટે પોતે ગમે તેટલા કષ્ટ સહન કરે છે એ કષ્ટોની વેદના એને થતી નથી પોતાની જાતને ઘસી નાખે છતા ઘસારો સાલતો નથી, પોતાની જીંદગીની બધીજ કમાઇ ખરચી નાખે છે છતા એનો સંકોચ નથી, ભાવીમા એ કમાઇ વ્યાજ સાથે પાછી મેળવવાની જરાયે ઇચ્છા નથી કેવળ પોતાનો પરીવાર સુખી અને આબાદ રહે એ તેને પોતાની આખેજ જોવાની એક માત્ર આકાક્ષા હોય છે અને એવા નજીવા સ્વાર્થ માટે તે જીવન ભર સાહજિક રીતે પ્રેમ અને કર્તવ્યની ભાવનાથી જીવન સાફલ્યની સુખદ ક્ષણો મેળવે છે

સામાજિક અને કૌટુમ્બીક જીવન એજ કેવળ એની સેવા અને સ્વાર્પણનુ ક્ષેત્ર નથી એ સેવા અને ત્યાગને અત્યત વ્યાપક સ્વરૂપે જુએ છે, અને આ અવનિમા તે જે સ્વરૂપે એક મહાન રાષ્ટ્રના અગ તરીકે, સમાજની એક વ્યક્તિ તરીકે, ધર્મના એક અનુયાયી તરીકે પોતે દુનિયામા જે જે એક સબધોથી વીટળાયેલી છે તે બધાજ સબધોમા સેવા અને ત્યાગથી સોહાગ લાવે છે, અને બધાજ સબધો પ્રત્યે પોતાની શુ ફર્જ અને કર્તવ્ય છે, અગર જે સ્વરૂપને જોડાયની છે તેજ સ્વરૂપના સાચા પ્રેમથી તે રાષ્ટ્રની, સમાજની અને ધર્મની કેટલી સેવા કરી શકે છે એજ એની વ્યાપકતા કલ્પની કાનળીના કલ્પનાની ઉન્નતતા અને ભાવનાની ઉત્કટતાનુ પ્રતિબિંબ છે

પ્રતિભાસમા આર્યાવર્તની જે જે આર્ય મહિલાઓએ અમરતા પ્રાપ્ત કરી છે તે અમરતામા તેમની પતિસેવા, સત્યપ્રિયતા, એક પતિવ્રત, કુટુમ્બસેવા સ્વાર્થત્યાગ, સમાજ સેવા, રાષ્ટ્ર સેવા, બળીને પ્રકાશ આપવાની પરોપકારવૃત્તિ, જીવનને હોમી દઇને પણ જીવન અમર કરવાની વિશાળતા, દૃષ્ટિ મર્યાદિત થાય છે સીતાની કલ્પના કરતા સીતા એક સ્ત્રી સ્વરૂપે નહિ પણ ત્યાગ અને સેવાની મૂર્તિ તરીકે કલ્પના ચક્ષુએ ખડી થાય છે તારામતી કે દમયતીને કલ્પતા સત્ય અને સ્નેહને ખાતર સર્વસ્વનો ત્યાગ કરતી નિસ્વાર્થ ત્યાગમૂર્તિઓજ કલ્પનામા આવે છે અહલ્યાબાઇ, લક્ષ્મીબાઇ કર્મવતી વગેરે ઇતિહાસ પ્રસિદ્ધ સ્ત્રીઓની કલ્પના કરતા તેમની રાષ્ટ્રિયતા અને ધર્મપ્રિયતા તેમની સત્યપ્રિયતા અને કર્તવ્યપરાયણતા તેમની શીલરક્ષા અને ધર્મ રક્ષા જોતા આજે પણ તેમના ચરણોમા આપણુ શીર ઝૂકી જાય છે વર્તમાનમા પણ આર્ય નારી એવી સ્ત્રી શક્તિ સ્વરૂપે બીરાજી રહી છે કે સમસ્ત વિશ્વમા આર્ય મહિલાઓના ગૌરવનો ઘટનાદ ગાજ્યા કરે છે ભૂતકાળની ભવ્ય ભાવનાઓ મૂર્તિ કરનારી નારી શક્તિ આજે પણ એટલીજ જાગૃતિ છે ।

સ્ત્રીમા આ બધા ઉમદા ગુણોનુ અવતરણ તેની ધાર્મિકતાને કારણેજ થાય છે કુટુમ્બમા જે ધાર્મિક સસ્કારો મળે છે તેનાથી આ સેવા અને ત્યાગમૂર્તિનુ ઘડતર ઘડાય છે ધાર્મિકતા અને નારીત્વને ગાઢ સબધ હોય તેમ સ્ત્રીઓ ધર્મથી ઘડાય છે અને ધર્મ સ્ત્રીઓથી બાળક રૂપ ધારણ કરે છે એમ લાગે છે

આમ સ્ત્રી રાષ્ટ્રસેવા, ધર્મસેવા, સમાજ સેવા કુટુમ્બસેવા કરવામા શરીરનો સપત્તિનો, સમયનો, સુખનો અને અને સર્વસ્વનો ત્યાગ કરવામા પણ ગૌરવ માની આર્ય નારીને સેવા અને ત્યાગની મૂર્તિ સ્વરૂપે કલ્પના ભારતની ભવ્યતા અને પવિત્રતા સમજતા એવા દેશની નારીમા મારૂ ઘડતર ઘડાયા બદલના ગૌરવથી આજ પણ હુ અપૂર્વ આનદ લુટી રહી છુ

# આપણી રાસોપાસના

શ્રી ઉપેન્દ્રરાય નાનાલાલ વોરા

કવિતા જગતમાં કાન્તા-સમ્મિત વાણીનું જો કોઈ નિતાન્ત મધુર સાધન હોય તો તે રાસોપાસના છે. આપણી આજની રાસસૃષ્ટિ એ ઉપાસનાની દિશા ભણી ગતિ કરી રહી છે, અને એનું કારણ ઉપર કહ્યું તે છે. માનવના હૃદયમાં રહેલાં સુખ સંવેદનો વ્યક્ત કરવા ભાષા અગત્યનું અંગ છે અને એ ભાષા કાવ્યરૂપે વહેવડાવવા સહજ સંગીત, શબ્દ-સૃષ્ટિની જરૂર રહે છે, એને માટે રાસ-વિધાનનો આશ્રય બહુ જ સુકર છે. એમાં ઢાળ વગેરે કેટલાંક પ્રાથમિક તત્ત્વોનો સમાવેશ અનાયાસથી જ થયેલો છે. છંદોનું ગુંજન ઘણીવાર કર્કશ બની જાય છે, ઘણીવાર ચિંતનના અતિભારથી ખરબચડું બની જાય છે—પણ રાસના પ્રકારમાં એવું બનતું નથી. એમાં કાવ્ય દુર્બોધ ઓછાં સંભવે છે અને એટલે જ આપણા મહારથી ઘણા સાહિત્યકારોએ કવિઓએ એનો જ આશ્રય લીધો છે. લોકહૃદયને જાગ્રત કરવાનું કાર્ય એના દ્વારા જેટલું થઈ શકશે તેટલું બીજે કશાથી નહીં સંભવી શકે એ તો નજરે અનુભવાય ત્યારે જ સમજાય. આપણી આજની રાસોપાસના અલબત્ત ઠીક છે, પણ ત્યાં હજી ઘણીયે અપૂર્ણતાઓ છે અને તે અપૂર્ણતાઓ પૈકી પહેલી એ કે ત્યાં શબ્દોનું અતિ કોમળ-પણું, ભાવોની અતિ કૃત્રિમ માધુર્યતા, પ્રાસાનુપ્રાસ પણ ઘણી જગોએ એટલા વિષમ થઈ જાય છે કે તેના સંગીત દેહને બેડોળ બનાવી દે છે. તેના કરતાં કોઈ ઢાળ પ્રમાણે તેનું ગુંજન ઠીક પડે પણ તેમાં તે ઢાળને બંધ બેસતા ભાવ ન હોતાં કૃત્રિમતા જેવું લાગી જાય છે. આપણા કૃષ્ણ-પ્રેમના રાસ જો જોઈએ મધ્યકાળના તો ચોક્કસ જણાશે કે ત્યાં કેવા ભાવાનુકૂળ-શબ્દ બંધ બંધાતા ભાવ વગેરે નૈસર્ગિક રીતે આવેલા છે. આપણો જેટલો સાંગીતિક વિકાસ થયો છે તેટલો શબ્દ-સંગીતનો નહીં જ. આજે મેઘાણી જતાં ગુજરાત પાસે શાયરો કેટલાક છે? આપણું શબ્દ સંગીત ત્યારે જ વિકસે જો તેમાંથી શબ્દ ચાતુર્યની ખોટી વેવલાઈ દૂર થાય, તે વિના નહીં. આપણી કવિતા સૃષ્ટિ આજે રાસોપાસના તરફ વિશેષ ઢળી રહી છે અને એ ઢાળ દોરાણું ન અને તે ચોક્કસ લક્ષમાં રાખવું જોઈએ. આપણા માધુર્યમાં, આપણા શૃંગારમાં કે આપણા નવે રસમાં એક જ ધ્રુવ-પદ ગવાઈ રહ્યું છે અને તે રસો પૈકી આપણા કવિતા જગતની કુમાર સંભવમાં પ્રવેશ પાર્વતી આપણી રાસસૃષ્ટિ છે. એના સંવેદનમાં નિર્દોષભાવ હોવો જોઈએ, એના શૃંગારમાં શીલ હોવું જોઈએ, એના પ્રેમમાં શૌર્ય હોવું જોઈએ. કેવળ રાસ એટલે રાસ—અથવા ચાર જણાનો નાચ, એવું આપણો મધ્યમ વર્ગ પણ માનતો ન થાય એ લક્ષમાં રાખવા જેવું ખરું. આપણા જીવનમાંથી નવનીત તારવવાનું કાર્ય તેવું જ એના દ્વારા સિદ્ધ થઈ શકશે. આજે પુષ્કળ પ્રમાણમાં અભિનવ રાસો પેદા થાય છે, ગવાય છે, છતાં જુના તોયે ૨૮ ઓટલાકારના રાસોમાં જે આત્મા રહેલો છે, તે ત્યાં નથી. પછી દૃષ્ટિ-કોણે ઘડને તે ન ભાસે એ વાત જુદી છે. આપણું નામી જગત ચોક્કસ રાસના આત્માને ઓળખી શકે તેમ એ કારણ કે તેઓમાં રહેલા કેટલાક કોમળ તત્ત્વોને તે વેગ આપે છે તો તેઓની સુધારણાનું રાસ-મંડળીથી કાર્ય શરૂ થાય એવું દરેક રાસ રચયિતા કવિ—એટલે સુધી કે આત્મ સુધારણા સુદ્ધાં રાસોના ગુંજન દ્વારા થઈ શકે જો તેમાં

[ જુઓ પાન ૧૩૫ ]

# અમર ગાંધી

હિન્દમાતાનો સુત લાડીલો દિનેશ શો ઝળહળતો,
ભારત ભાગ્યવિધાતા ગુલામી અંધારા હરતો,
રાષ્ટ્રોદ્ધારક જય ! ગાંધી !
જય ! જગ કલ્યાણક ગાંધી !

શાન્તિ સેવા સત્યતણાને અહીંસાના વ્રતધારી,
ગાંધી, બુદ્ધ, ઇશુ ત્રિમૂર્તિ જગ હૈયે રમનારી,
મુક્તિ જયઘોષે સ્મરતા,
શું વિસરાયે ? રાષ્ટ્રપિતા !

નવયુગ નિર્માતા, નવજીવન અર્પ્યું મુક્તિદાતા,
વીરને શેનુ મૃત્યુ ? યુગાવતારી સંત દિવ્યાત્મા,
આદર્શો કર્યા પૂરા, યશદા !
સમર્પણની ગરવી ગીતા !

વિરાટ શકિતનાં વીરલ પ્રેરણા પુષ્પ ચીરતન મ્હેકે,
અમૃતાક્ષર અંકિત ઇતિહાસે વિજયી હિન્દ ઝળકે,
તુજ પ્રતાપે આઝાદી
જય હો ! જય ! અમર ગાંધી !

શ્રી પુષ્પા શુકલ

## મનવા

( પીલુ )

જગના બંધન ને છોડી, પ્રભુના શરણે જા, મનવા !
જહા ચાદ સૂરજ નુ તેજ નથી, જહા માન નથી, અપમાન નથી,
અભિમાન ની જાળ તજી દેવા પ્રભુના શરણે જા, મનવા !

જહા મોહ મદીરા પાન નથી, જન્મ મરણ ઘટમાળ નથી,
દુખના સાગર ને તરવા પ્રભુના શરણે જા, મનવા !

જહા સ્વાર્થ નથી, સંસાર નથી, જહા અંતરમા અંગાર નથી,
"કનક" હરિ ના મંદીરમા વસવા પ્રભુ ના શરણે જા, મનવા !

ગં સ્વ. કનક કુવર

# મુ
# ર
# લી



( રાગ  ઓધવજી ગાના લીધા રે ? )

ક્યાથી આવે રે અવાજ ?
અવાજ આ ક્યાથી આવે રે ?
મનડુ ભમાવતો ને-હૈયડુ ડોલાવતો
તનડાને તાપ લાગી જાય  અવાજ-૧

ગોકુલની ગલીએ ને મથુરા મારગડે
કદમને ઝાડ ઝાડ જોયુ છુપાય.  અવાજ-૨

યમુનાને ઘાટ ઘાટ વૃન્દાની વાટ વાટ
કુંજ કુંજ ચાહની રેલાય  અવાજ-૩

બંસીના વટમા ને યમુનાના ત્રટમા
રમણ રેતીના પટમા સોહાય  અવાજ-૪

સાન ભાન ભુલી હુ તો લોકલાજ લોપી
ઘુમી વળી વનની વનરાઇ ..અવાજ-૫

મધ્યમ રાતે ને તારલાની ભાતે
મધુવનમા શુ શ્યામ આ દેખાય ?  અવાજ-૬

જંગલમા ઘૂમે છે મૃગ કસ્તુરી સુવાસે
એની કસ્તુરી તો નાભીએ સમાય .  અવાજ-૭

કાયાની, છાયા બની પાછળ ઘુમે છે શ્યામ
કેમ કરી કહેશો શોધાય ?.. અવાજ-૮

આખડી મીચીને જરા ખોલી હુ જોઉ ત્યા
મારી આખડીમા શ્યામ શો છુપાઇ....અવાજ-૯

લોકો કહે બ્હાવરી, બની છે આ રાધીકા
જ્યા ત્યા એને શ્યામ રહ્યા દેખાય  અવાજ-૧૦

રાધિકાને સાદ સાદ મુરલીને નાદ નાદ
ચૌદ બ્રહ્માડો લલચાય.  અવાજ-૧૧

શ્રી ધૈર્યચન્દ્ર ર બુદ્ધ



## સખી સૂણો....

ઢાળ॰ ઓ બાળી તમે થોડા થોડા થાઓ વરણાગી

ઓ સખી સુણો,
કેવી હવે ધૂન મને લાગી,
અંધ શ્રદ્ધા મારી ગઈ ભાગી
ઓ સખી સુણો
કેવી હવે ધૂન મને લાગી

હિંદતણી દાઝ મારા ઉરમાં હું લઈ ફરું,
જનસેવાનો હું પૂરતો પ્રચાર કરું,
ખોટી શરમ બધી દઉં ત્યાગી
ઓ સખી સુણો,—કેવી હવે॰

ભારત આઝાદ થતાં બેડીઓ તૂટી ગઈ,
શહેર અને ગામડે પ્રવૃત્તિઓ થઈ રહી
હવે બ્હેનોની સ્વપ્ન-સૃષ્ટિ જાગી
ઓ સખી સુણો,—કેવી હવે॰

રાંધ્યું ને સીંધ્યું, બાળક ઉછેર્યાં,
સાચા જીવનના ના સંસ્કારો કેળવ્યા,
એ જીવન ઉથપ નાખો ભાગી
ઓ સખી સુણો,—કેવી હવે॰

જીવન અકારૂં હતું ગુલામી-પાશમાં
આઝાદીથી બ્હેનો જાગી ઉલ્લાસમાં,
જાગો જગત સહુ છે બધું જાગી
ઓ સખી સુણો,—કેવી હવે॰

એવો પ્રચાર કરો, ભિન્નતા ન હોય જરી,
જ્ઞાતિ તણા વાડાનું ખંડન ત્વરિત કરી,
કે, અજ્ઞાન કેરો ભ્રમ જાય ભાગી
ઓ સખી સુણો,—કેવી હવે॰

જીવનનું નાવ ભેદ-ભાવે ટકરાય ના,
સાચા સ્વમાનીનું ધ્યેય કદિ જાય ના,
જન સેવા આદર્શ રહે ન બાકી
ઓ સખી સુણો,—કેવી હવે॰

શ્રીમતિ "જ્યોતિ"

## ગરબો રમે રે

ગરબે રમે રે, ગરબે રમે રે ગરબે રમે રે।
પેલી ગરવી ગુજરાતણ ગરબે રમે રે।
સેંથે સિંદૂર અને અંબોડે ફૂલ ભર્યાં
પગમાં ઝાંઝર અને હાથે કંકણ ધર્યાં
કોકિલ શા કંઠમાંથી મીઠડા મધ ઝર્યાં
હીંચ લેતાં, હીંચ લેતાં, લંક નમે રે.
પેલી ગરવી ગરબે॰

જીવન સોહાગ તણી સોહતી ટીલડી
સરખી સખીઓની સાથ શોભે સાહેલડી,
રસની ઝુલોમાં રમે રંગે અલબેલડી
સખીઓની સાથ મળી ઘેલી ઘુમે રે.
પેલી ગરવી ગરબે॰

ગુર્જરીની કુંજ મહીં, મ્હેકી જાણે મંજરી
મંજીરાના તાલે તારે વાગી રહી ખંજરી
ઉરના ઓવારીએથી બજી રહી બંસરી
ચપલા વીજળડી શી સહુને ગમે રે. એ
પેલી ગરવી ગરબે॰

સૌ. પ્રભાવતી પજવાણી

☆

## ઘેલી ગુજરાતણ

ગરબે ઘુમે ગરબે ઘુમે ગરબે ઘુમે રે,
ઘેલી ગુજરાતણ ગરબે ઘુમે રે,
રાસે રમે રાસે રમે રાસે રમે રે,
ઘેલી ગુજરાતણ રાસે રમે રે

હો ચંદાની ચાંદની,
રૂપેરી આભમાં ઝગ્યા છે તારલા,
રઢિયાળી ચાંદનીમાં હેતે ઘુમે રે ઘેલી

હો આછેરી ઓઢણી
મંદ મંદ રણકારે ખખડે છે કડલો
તાળી પાડે હાથે એતો ધીમે ધીમે રે ઘેલી

હો શૂરા શહિદોની
ગાથા ગવાય અમર ભારતના વીરની
શક્તિના રાસ વળી ગાય રમે રે. ઘેલી

શ્રી કનકબાળા ઓઝા

# અબળા

લેખક શ્રી બાલકૃષ્ણ જોશી

સ્ત્રી એટલે અબળા—એવો કેમ જાણે કોઈક ચોક્કસ સંકેત પૂર્વપરંપરાથી એટલો દૃઢ થઈ ગયો છે કે તે માન્યતાનું ખંડન કરવું અત્યંત કઠિન થઈ પડે છે શબ્દકોશમાં જ નહિ પણ સર્વત્ર સાહિત્યમાંયે અબળા શબ્દ એ જ અર્થમાં ભારે કૌતુકથી વપરાતા તે હવે ભાષાનું એક ભૂષણરૂપ બની માનભર્યું સ્થાન પચાવી પડ્યો છે પરંતુ સત્ય વસ્તુસ્થિતિ આ સર્વમાન્ય બનેલા સંકેતથી તદ્દન ઉલટી જ છે સ્ત્રી ભૂતકાળમાં પણ કદાપિ અબળા ન હતી, ને વર્તમાનકાળમાં પણ તે નક્કી અબળા નથી તે નથી જ અને ભવિષ્યકાળમાં પણ તે કદાપિ અબળા થશે એવો સંશય લાવવાનું કાંઈ જ કારણ નથી આ વિધાન તદ્દન સબળ શાસ્ત્રીય પ્રમાણો પરથી જ અહીં રજુ કરવામાં આવે છે

જીવશાસ્ત્રના સંબંધમાં તેના નિષ્ણાતોએ આજસુધી જે જે શોધખોળ કરી છે તેમાં તેમને સ્પષ્ટ માલુમ પડ્યું છે કે કુદરતમાં રહેતા અનંત જીવોની કોટિ પૈકી દરેક જીવ કોટિમાં નર-માદાના ભેદને લઈને જે બે વિભાગ પડે છે તેમાંનો માદાનો વિભાગ શક્તિની વહેંચણીની દૃષ્ટિએ જોતા સંપૂર્ણ રીતે શક્તિશાળી છે, જ્યારે નર વિભાગ અપૂર્ણ શક્તિશાળી છે અને રાજીખુશીથી અલંકારિક ભાષામાં નિષ્ણાત વિદ્વાનો શાસ્ત્રીય રીતે ઉહાપોહ કરતા એ શબ્દોનો પ્રયોગ ખાસ કરતા નહિ હોય—છતાં આ બાબતમાં તે નિયમ થોડોક ફેરબદલો કરી માદા પૂર્ણાંક છે અને નર અપૂર્ણાંક છે, એવી માર્મિક ભાષામાં તેઓએ આ સિદ્ધાંત સ્પષ્ટપણે સાબીત કરી પોતાના ગ્રંથોમાં જાહેર કર્યો છે

પ્રાણીજીવનના બળની એકતા કુદરતમાં અનેક પ્રકારે અનુભવમાં આવે છે જીવશાસ્ત્રના અભ્યાસીઓને તે શાસ્ત્રમાં જણાવેલી કેટલીક બાબતો તો આશ્ચર્યકારક જ લાગશે દાખલા તરીકે કુદરતમાં વિચરતા અનેક કોટિના જીવો પૈકી કેટલીક કોટિના જીવો માટે એમ જણાવવામાં આવે છે કે તેના નર અને માદા એ બે વિભાગ યુવાવસ્થા સુધી એક સરખા જ ઉત્સાહથી વધતા રહે છે પછી પ્રજોત્પત્તિ માટેનો સંગ્રહ થતા માદા સગર્ભા થાય ને એટલે તુર્ત જ નરની વધુ વખત જરૂર ન હોવાથી તે તત્કાળ મરી જાય છે સગર્ભા થયેલી સર્પ માદાઓ પછી પ્રજાનું પાલન પોષણ કરે છે અને તે માદા સાથે જોડાયેલા બધા નર એકી જ વખતે તુર્ત મરણ પામે છે આમ એક વખતે મરનાર નરોની સંખ્યા ઘણી મોટી હોય છે માદા શરીરની વિશિષ્ટતા અને મહત્વ આ નૈસર્ગિક શક્તિ પર રહેલા છે, નરના શરીર કરતાં તેને કુદરતમાં ઘણું મહત્વનું કાર્ય કરવાનું હોય છે તેથી તેનું શરીર સંપૂર્ણ સશક્ત હોવું જરૂરનું છે

સર્વ કોટિના જીવોમાં માનવ કોટિ અત્યંત શ્રેષ્ઠ દરજ્જાની છે તેના નર અને માદા વિભાગ અનુક્રમે પુરુષ અને સ્ત્રી નામ આપવામાં આવ્યું છે બધી જ કોટિના જીવોમાં અબાધિત રીતે દેખાઈ આવતો ઉપર જણાવેલો સિદ્ધાંત શ્રેષ્ઠ દરજ્જાના માનવ-જીવકોટિ પૂરતો જ અવળો થઈ જતા—કંઈક જુદો જ બની ગયો છે એવી ગેરસમજુત થવા માટે નિષ્ણાતશાસ્ત્રીઓ પાસે અદ્યાપી કોઈપણ જાતનો નવીન પુરાવો મળેલો નથી અર્થાત્ મૂળમાંજ સંપૂર્ણ શક્તિના આધાર પર ઉભા રહેલા માનવ-કોટિ જીવોમા

સ્ત્રી વિભાગ પૈકી દરેક સ્ત્રી—જીવ પૂર્ણાંક— એટલે પૂર્ણ શક્તિશાળી હોવા છતા તેને અબળા જેવુ હલાતમ નામ આપવામા હલાતતોએ કમાલ કરી છે—અને તે ભયકર ભૂલ ભરેલી છે

નિષ્ણાતોએ સૂક્ષ્મ સશોધન કરી સાબીત કરેલો આ સિદ્ધાત આપણને સૌને હમેશની કેટલીક પરિચિત બાબતો પરથી પણ સ્વાભાવિક અને સિદ્ધ થયેલો હોવાની ખાત્રી થાય છે;

માતૃત્વ એ આની એક વિશિષ્ટ અવસ્થા છે મૂળના પૂર્ણ અશે શક્તિશાળીપણાના આધાર પરજ આ અવસ્થામા સ્ત્રી સતત નવ માસ બે જીવોનુ પોષણ અને સવર્ધન બીનચૂકપણે અને કાળજીપૂર્વક નિભાવી શકે છે, એ કાઇ કોઇને નવેસર કહેવાની ભાગ્યેજ જરૂર પડે।

સ્ત્રી એ અબળા કદિ હતીજ નહિ, તેજ પ્રમાણે તે આજે પણ અબળા નથી અને ભવિષ્યમા અબળા-અબળા કરી ગણુ સૂકવી નાખવામા આવશે તોપણ તે કદિ અબળા થનાર નથી એ વાત નિર્વિવાદ છે, પરતુ ખૂબી એ છે કે ચાર માણસો કોઇ માણસને "પાગલ" કહેવાનુ ચાલુ રાખે તો કાલાતરે તે માણસ ખરેખર પાગલ બની જાય તો તે અશક્ય નથી તેજ પ્રમાણે સ્ત્રીને અબળા સબોધન આપવાનો પરિપાક આજે કેટલાય સૈકાઓથી ચાલુ હોવાના કારણે તેને પોતાના અમલ શક્તિશાળીપણાનો ખ્યાલ વિસારે પડવા લાગ્યો હોય તો તેમા કોઇ આશ્ચર્ય નથી, અને હવે તો એથી પણ આગળની પાયરીએ સ્ત્રીઓ પહોચી જાય છે "આપણે ખરેખર દુર્બળ અબળા છીએ" એવી તેમની ગોઢસ માન્યતા થઇ ગઇ છે અસબદ્ધ જ્યા સુધી આ માન્યતા તેમના મનમાં ઘર કરી રહે છે ત્યા સુધી આપણે તેમને મનની દુર્બળ કે અબળા કહીશુ—પણ મનની અસર કાળે કરી શરીર પર પણ જામી જાય છે એ વાત ભૂલવા જેવી નથી

સ્ત્રી શરીર મૂળથી જ ઘણુ સશક્ત હોય છે કારણકે તેનુ બધારણ અને વૃદ્ધિ પૂર્ણાંક શક્તિના પાયાપર થયેલા છે પોતાનુ મન દુર્બળ ન થાય તે વાસ્તે જો દરેક સ્ત્રી કાળજી રાખે તો શારીરિક શક્તિ વધારવા માટે તેને બીજી કાઇપણ માથાકુટ કરવાની જરૂર પડતી નથી મુળથી જ તે સરીર સશક્ત હોવાથી તે આપો આપ કુદરતી વલણ પર સશક્ત જ રહેશે એમાં લેશ માત્ર શકા નથી

સ્ત્રીત્વ અને સૌન્દર્ય એ બાબતનો પણ અનેક પ્રસગ' આવો જ ખીચડો કરવામા આવે છે નાજુકતા કોમળતા, સુકુમારતા, ગૌરવર્ણ, પાતળાપણુ એવી કેટલીએ તા અને પણા સ્ત્રી સૌન્દર્યના ભૂષણ અને ચિહ્ન તરીકે વખાણવામા આવે છે. એમાનુ દરેક ચિહ્ન કે ભૂષણ ' શારિરિક દુર્બળતાનુ જ લક્ષણ છે—એમ ચીવટથી જોતા સહજ ધ્યાનમા આવશે

એમ કહેવામા આવે છે કે સ્ત્રીએ તો નાજુક અને સુકુમારજ રહેવુ જોઇએ, અતિશય સુદૃઢ બાધાવાળી સ્ત્રી જડ લાગે છે તે ગૌરવર્ણી હોવી જોઇએ" પણ ગૌરપણાનો અર્થ લગભગ ફિક્કાશ કહીએ તો ચાલી શકે એટલે શરીરમા સતત વહેતુ તાજુ લોહી ઓછુ થવાથી ઉપયુક્ત ભૂષણ સ્ત્રીઓને માથે જ વાગે છે ' સુકલાપણુ-કેવળ હાડકાનો માળો અને તેની આસપાસ વીટળાયલા પાતળા નાજુક સ્નાયુના થોડાક લોચા.. ..ખોરાક ઓછો લેવાથી આવુ સૌન્દર્ય મેળવી શકાય છે, અને Slimming process, સુખાવાની રીત

# ગુણસુંદરી

## અને સ્ત્રીહિતોપદેશ

વર્ષ ૨૭ મું   અંક ચોથો
ડીસેમ્બર ૧૯૪૯

સ્થાપક સ્વ. જયકૃષ્ણ વર્મા
તંત્રી મધુબહેન ઠક્કર





પુ ૫૩ ] ડીસેમ્બર ૧૯૪૯ [ અંક ૪



# સ્વૈર વિહારી*

ગીત

જગના બંધન તોડી ફોડી એકલ હું તો જાઉં છું,
ફિર ઝખે,તે સર્વ વિસારી ગીતો ન્યારા ગાઉં છું
મનને મારાં મુક્ત કર્યું છે માનવજગની માયાથી,
દૂર રહું છું ડેડી પરના વૃક્ષતણી શીત છાયાથી.
તારાઓની સાથે વાતો કરતો રાત્રે જાગું છું,
દિનભર નિદ્રા નશો કરીને ભાન વિસારી ઊંઘું છું
પત્થર પર્વત વૃક્ષ લત્તાને સ્નેહી સાચા માનું છું,
સરિત, સાગર, સમીર કેરું ગાન મધુરું સુણું છું
માળે માળે ફરીફરીને પંખી બચ્ચાં પેખું છું
વ્હાલ કરીને વાત કરાવી હું યે કૈં કૈં બોલું છું
છોડી મોટા સુન્દર માર્ગો ગલીકૂચીમાં ભટકું છું,
મશરૂના બિછાના ત્યાગી ભોંય પથારી સેવું છું
વસ્તકુંજો છોડી દઈને રણવગડે હું રખડું છું,
સ્વૈરવિહારી છોને-વહેતા મનને કાબુ ભરડું છું

શ્રી ભૂપેન્દ્ર વકીલ

* પ્રગટ થનાર કાવ્ય સંગ્રહ 'અભિશાપ'માંથી

# મીરાંને

વસંત તિલકા

વર્ષો વહ્યાં વહી જશે સખિ રિ ! છતાં યે
પુણ્ય પ્રભાભર સુનિશ્ચળ નામ ર્‌હેશે.
સર્વસ્વ ત્હારૂં વરિયું પ્રભુ-ચર્ણ મધ્ય
કાયા સૂતે હરિજીથી થઈ તું સુભદ્ર. ૧

કીધું સખિ રિ ! જગ આપખુ ધન્ય ત્હારે
ત્હેં નામ સર્વ વનિતાજનનું ઉજાળ્યું,
ઊર્મિ ઉછાળ નીરખી ઉર મધ્ય ત્હારા
આનંદ-બોધ મુખવે ઉર મુગ્ધ મ્હારા. ૨

ગીતો સુણી દોડી શી, ચાર જ દાયકામાં ?
બ્રાહ્મી સ્થિતિ ટકી સદૈવ અનન્યતામાં
નિત્યે સખિ ! સ્મરી રહું લલકાર ત્હારા
જે નાથની નજીક નિત્ય લઈ જનારા. ૩

કે ભક્ત ભારતતણી ભૂમિમાં વિરાજ્યા
ત્હેં તો કમાલ કરી, અંજન દિવ્ય આંજ્યાં,
તું ઘૂઘરા પદ ધરી જગમધ્ય નાચી
તેથી પ્રવિષ્ટ થઈ દેવ ઉરે વિરાજી...૪

ન્યાળ્યું સખિ ! વદન મંગળ દેવનું જ્યાં
ખારૂં જ સૌ જગ થયું તુજ દૃષ્ટિએ ત્યાં
ગોઠ્યું નહિ જરીય જગતતણા પ્રપંચે
ના બોલ કૃષ્ણ વિણ કોઈ રુચ્યો જ રંચે ૫

આભૂષણો પણ પસંદ કર્યાં જ કેવા !
નામો વડે જ વિઠ્ઠના સઘળાં રસેલાં,
પીધું હલાહલ છતાં પણ ઓડકાર
પીયૂષના જ સખિ ! વડુ સહસ્રવાર ..૬

ત્હેં સિંધુઓ પ્રણયના હૃદયે ઉછાળ્યા
હૈયે પવિત્ર પડછંદ ગંભીર જાગ્યા
ત્હેં એકતા વિઠ્ઠલસંગે શી અનન્ય સાધી !
કેવી અહો અનુભવી રસની સમાધિ ! ૭

નામે જ થાય સખિ ! માનવ તુજ પુણ્ય
ગાયા નહિ શું કરશે, ગુણની સુધન્ય !
સ્વીકારજે હૃદયની શત વંદનાઓ
ત્હારા સમી ભગિની ભારતને ઉજાશો ૮

વિવિત્સુ

# સામયિક



## અહિંસાની કસોટી

અણુશક્તિના જોર ઉપર પશ્ચિમી રાષ્ટ્રો એક બીજાની સરસાઈનું એક બાજુ સ્વાર્થી વાકયુદ્ધ ખેલી રહ્યા છે ત્યારે બીજી બાજુ હિંદ અને પશ્ચિમના કેટલાક શાંતિવાદીઓ વિશ્વ કવી રવિન્દ્રનાથ ટાગોરના શાન્તિ નિકેતન ખાતે એક પરિષદ દ્વારા વિશ્વ શાંતિની વિચારણા માટે મળી રહ્યા છે, એ સમસ્ત માનવજાત માટે મોટામાં મોટો બનાવ છે

' ભગવાન બુદ્ધ પછી ૨૫૦૦ વર્ષો ગાંધીજીએ અહિંસાનો અસહકાર દ્વારા વિદેશી સરકારની ધુંસરીમાથી દેશને મુક્ત કરવાના રાજકીય ક્ષેત્રમા જે પ્રયોગ કર્યો એના અસહકાર પરિણામ રૂપ દેશને આઝાદી સાંપડી છે એટલુ જ નહિ એના ફલ સ્વરૂપ સમસ્ત એશિયામા નવ જાગૃત્તિનુ ને મુક્તિના આંદોલનનુ મોજું ફરી વળ્યુ છે, એ હકીકત પછી સ્વભાવિક જ ગાંધીજીની અહિંસાએ વિશ્વશાંતિ માટેની એક નૂતન આશાપેશ જગતના શાંતિ વાચ્છુઓના હૈયામાં જન્માવી છે એના ફલ સ્વરૂપ શાન્તિ નિકેતન ખાતે ૨૮મી ડીસેમ્બરે આ પરિષદ મળી રહી છે કારણ કે જગતના તત્વ વિચારકોને ચોક્કસ પ્રતિતિ થઇ છે કે અમાનુષી બળનો સામનો અમાનુષી બળથી થઈ શકે નહિ.

આ પરત્વે પ્રો. આઇન્સ્ટાઇને પોતાનો મત પ્રદર્શિત કરતા શાંતિવાદીઓના આ હેતુઓ વિષે જણાવ્યુ છે કે ' જેઓએ અમાનુષી બળનો ઉપયોગ કરવાનુ હાથ ધર્યું છે તેવાઓ પ્રત્યે અસહકાર કરવાથી તેનો સામનો થઈ શકશે ને વિશ્વના રાષ્ટ્રો જેમાં સપડાયા છે તેના ઝેરી વર્તુળોમાંથી બચવા માટે તે એક જ ઉપાય છે તેમ ગાંધીજી પીછાનતા હતા. બહુ મોડું ન થાય તે પહેલા ગાંધીજીના આ સિદ્ધાંતને વિશ્વના બધા લોકો તેમની મુળભૂત જાતિ તરીકે સ્વીકારે તે માટે આપણી સતામા હોય તે બધુ કરી છુટીએ. '

આમ ગાંધીજીના મહાન સિદ્ધાંતના ઉદાત તત્વને લક્ષમા રાખી ને આ પરિષદ મળી રહી છે એમા જગતના લાખો શાંતિ વાચ્છુઓના ૪૨ દેશના પ્રતિનિધિરૂપ ૭૫ શાંતિવાદીઓ બંધારણ સભાના પ્રમુખ ડૉ. રાજેન્દ્ર પ્રસાદના પ્રમુખ પણા હેઠળ મળશે

આ પરિષદના નક્કર પરિણામો કેટલાં આવશે એ તો ભાવીજ કહેશે પરંતુ આજની તકે પરિષદે એક વિશ્વ હેઠળ અહિંસા, સત્ય અને જાતીય સમાનતા પર રચાયેલ વિશ્વશાંતિ માટે યોજનાનો જે મુદ્દો દ્રષ્ટિ સમક્ષ રાખ્યો છે એ એના અસરકારક પરિણામ વિષે આપણામા આશાદાયી ઉત્સાહ પ્રેરે છે કારણ કે એ મુદ્દા પર આ પરિષદ વિશ્વશાંતિના વિચારોની આપ લે તાત્કાલિક નક્કર પરિણામ ન લાવી શકે તો પણ તારીખના પગલાં દ્વારા અહિંસાની તરફેણમા વિશ્વભરનો પ્રજામત કેળવવાની દિશામા અગ્રેસર થઇને એક નૂતન બળ જન્માવશે કે જે અમાનુષી બળો સામે વ્યાપક રૂપમાં અસરકારક અસહકાર કરી વિશ્વશાંતિ અને વિશ્વસરકારના ધ્યેયને સિદ્ધ કરી શકે. સમગ્ર માનવ જાતના સર્વોપરી હિતમા આમ થવુ જરૂરી છે ને આજના વિશ્વની ખેંચતાણમાં પોતાની માનવજાત માટેની મુક્તિનો એક સાચો ઉકેલ છે અને તે અહિંસા સત્યનાં પરિણામકારી સ્વરૂપથી શક્ય પણ છે. જો પ્રત્યે-માન્ય

આ હકનો દેશને ખતરા તરફ ખેંચી જનારા વિચારી બળોના અવળા પ્રચારમા દોરવાઈને ગેર ઉપયોગ ન થાય એ પ્રત્યેક સ્ત્રીએ પૂરૂપે હવે જોવાનુ રહે છે કારણકે દેશનું નિરક્ષતાનુ પ્રમાણ અને વાદ વાદની ચાલી રહેલી ખેંચતાણમા આમ બનવુ એ ખરેખર સંભવીત હોઈ આવા કોઈપણ પ્રચાર સામે જ્યારે આ નવા બંધારણ હેઠળ ઝડપથી ચુંટણીઓ આવી રહી છે ત્યારે ખાસ કરીને બહેનો સાવધાન બને ।

## હિંદુ કોડ બીલ !

હિંદી પાર્લામેન્ટમાં રજુ થયેલ હિંદુ કોડ બીલનુ પરિણામ ધાર્યા કરતાય કેટલેક અંશે ગંભીરતામા આવ્યુ છે, એ હકીકત આપણને ઉંડા વિચાર તરફ દોરી જાય છે કે જ્યારે આપણે જગતના પ્રાગતિક બળોની સાથે એક વિશ્વ અને માનવ સમાનતાના સિદ્ધાંત તરફ કૂચ કરી રહ્યાનો દાવો કરીએ છીએ હિંદુ કોડના વિરોધકો આ પ્રાગતિક બળોને અને સામાજીક પરિવર્તનના આખાય ઇતિહાસને પોતાના દઢ વ્યામોહમા ભૂલી જઈને આ પ્રાગતિક બળોના મુળમા ઘા કરી સામાજીક સિદ્ધાંતોનુ મુળભૂત તત્વોનુ કેવુ ખૂન કરી રહ્યા છે એ આ બીલને અવરોધવા પાછળની મનોવૃતિએ આપણી સમક્ષ પુરવાર કરી બતાવ્યુ છે એટલુ જ નહિ જાતિય સમાનતાના હિમાયતીઓ સુદ્ધા સ્ત્રીને કેવી નજરથી અવલોકી રહ્યા છે એ ઉઘાડુ થયુ છે પંડિત નહેરૂ ને આ બીલ અંગે પાર્લામેન્ટમાં ચેતવણી ઉચ્ચારવી પડી છે, કે આ બીલ પસાર કરવાનો પ્રશ્ન સરકારમા વિશ્વાસ પ્રદર્શિત કરવાનો પ્રશ્ન છે આ પ્રશ્નપર કાં તો સરકારનુ પતન થશે અથવા તો સરકાર કાયમ રહેશે ।

પંડિત નહેરૂની આ બીલ પરત્વેની ચેતવણી એની ગંભીરતાનો આછો ખ્યાલ આપણને આપે છે એ જેમા પ્રત્યેક મહિલા મંડળની બહેનોએ આ પ્રશ્ન પરત્વે વ્યાપક ઝુંબેશ દ્વારા સર્વ સંમત પ્રજામત આ બાબતની તરફેણમા કેળવવાનો સમય હવે પરિપક્વપણે નજીક આવી પહોંચ્યો છે અને તેમ કરવુ પ્રત્યેક બહેનોના ભાવી હિતમા છે કારણકે આપણી સામે જે નૂતન યુગ આવીના ઉભો છે એ યુગમા પ્રાગતિક સમાનતાના રાહે જીવવુ હોય તો આ બીલ પસાર થાય એવુ તમામ આંદોલન કરી છુટવુ જોઈએ



# જીવનમાં પૂર્ણતા

લેખક

શ્રી યોગિન્દ્ર જ. ત્રિપાઠી, એમ એ



卐

ઘણી વાર આપણને એમ કહેવામાં આવે છે કે પ્રભુને પ્રાપ્ત કરવા માટે જગતનો ત્યાગ કરીને, વનમાં જઈને, એકાન્ત સેવન કરીને એકચિત્તે પ્રભુની ભક્તિ કરવી જોઈએ અને તો જ સંસારની માયા છૂટે, પરમાત્માનો સાક્ષાત્કાર થાય અને સંસાર-સાગર તરી શકાય.

વસ્તુ સ્થિતિ એવી નથી. આપણે એ ધ્યાનમાં રાખવું જરૂરી છે કે કાર્યમાત્ર શ્રી હરિરૂપ છે, કાર્યમાત્ર જો પૂર્ણ નિરવાર્થભાવે અને પૂર્ણ શ્રદ્ધાથી યથાવિધિ કરવામાં આવે તો તે મનુષ્યને કદી પણ બંધનકારક થતું નથી. એટલું જ નહી પણ પ્રભુનો સાક્ષાત્કાર પણ સંસારના કાર્યો કરતાં કરતા જ થઈ શકે છે ફક્ત એટલું જ કે પ્રત્યેક કાર્ય આપણે કેવળ ફરજ તરીકે, પૂર્ણ નિસ્વાર્થપણે કરતા શીખવું જોઈએ અને તો જ આપણે સંસારમાં રહીને, સંસારના કાર્યો કરતા કરતાં પણ પ્રભુનો સ્વાનુભવ કરી શકીએ.

એક દૃષ્ટાન્ત યાદ આવે છે

એક તપસ્વી યોગી હતો. એક વાર એવું બન્યું કે એ રસ્તામાં જતો હતો તે વખતે એક ઝાડ ઉપર બેઠેલા કાગડાના આમતેમ ખસવાથી પેલા તપસ્વીના ઉપર થોડી ધૂળ પડી પેલો તપસ્વી ગુસ્સે થયો અને ક્રોધાયમાન દૃષ્ટિથી એણે પેલા કાગડા તરફ જોયું અને એમ જોતાં વારમાં જ પેલો કાગડો બળીને ભસ્મ થઈ ગયો આથી પેલા તપસ્વીને મનમાં ખૂબ અભિમાન આવ્યું કે મ્હારૂં તપોબળ કેટલું બધું કે સ્હામે દૃષ્ટિ કરતા જ કાગડો બળીને ભસ્મ થઈ ગયો.

ત્યાર પછી એક વાર એ તપસ્વી એક નગરમા એક બ્રાહ્મણને ઘેર ભિક્ષા માગવા ગયો. બ્રાહ્મણની સ્ત્રી એના પતિને ભોજન કરાવી રહી હતી એટલે એણે કહ્યું ! " મહારાજ ! થોડી વાર ઉભા રહો. મ્હારા પતિ જમી રહે એટલે હું આપને ભિક્ષા આપું છું " પેલો તપસ્વી તો ક્રોધાન્વિત દૃષ્ટિથી પેલી સ્ત્રી તરફ જોવા લાગ્યો એટલે પેલી સાધ્વી સ્ત્રીએ હસતાં હસતા કહ્યું " મહારાજ ! હું કંઈ કાગડો નથી " આ સાંભળી પેલો તપસ્વી તો ખૂબ વિચારમાં પડી ગયો કે કાગડો બળીને ભસ્મ થઈ ગયો એ હકીકત આ સ્ત્રીએ કેવી રીતે જાણી હશે !

પેલી સ્ત્રી તો એના પતિને ભોજનનું

કાર્ય પતાવીને આ તપસ્વીને ભિક્ષા આપવા આવી પેલો તપસ્વી તો છેક નમ્ર બનીને બે હાથ જોડીને પેલી પતિવ્રતા સ્ત્રીને કહેવા લાગ્યો, "હે સાધ્વી સ્ત્રી ! પહેલા તમે મ્હને એ કહો કે મ્હારી ક્રોધદૃષ્ટિ વડે કાગડો બળીને ભસ્મ થઇ ગયો એ હકીકત ત્હમે કેવી રીતે જાણી? પછી હુ ભિક્ષા લઇશ "

પેલી સતી સ્ત્રીએ ઉત્તર આપ્યો કે "કેવળ પતિવ્રત અને પતિભક્તિ સિવાય મ્હે કશુ જ સાધન કર્યું નથી અને પતિભક્તિના પ્રસાદ વડે જ ભૂતકાળ અને ભવિષ્યકાળ જાણવાની શક્તિ મ્હને પ્રાપ્ત છે આમ છતા ત્હમારે વધુ જાણવુ તો આ નગરમા ધર્મવ્યાધ નામે એક ખાટકી રહે છે, તેની પાસે ત્હમે જાવ " આમ કહીને પેલી સાધ્વી સ્ત્રી પોતાના ઘરમા ચાલી ગઈ

બીજે દિવસે પેલો તપસ્વી પેલા ધર્મવ્યાધ નામના ખાટકીની શોધમા નીકળ્યો તપાસ કરતા કરતા એણે પેલા ખાટકીનુ ઘર શોધી કહાડયુ જઇને જુએ છે તો પેલો ધર્મવ્યાધ નામનો ખાટકી પોતાની દુકાનમા માંસ વેચી રહ્યો છે ધર્મવ્યાધે એ તપસ્વીને જોયો કે તરત જ એ બોલી ઉઠયો, "પધારો મહારાજ ! તમને તો પેલી સાધ્વી સ્ત્રીએ મોકલ્યા છે ને ?" પેલો તપસ્વી તો આ સાંભળીને દિગ બની ગયો. એ વિચારવા લાગ્યો કે માંસ વેચીને જીવનનો નિર્વાહ ચલાવનાર આ ખાટકી કેવી રીતે આવુ ત્રિકાલજ્ઞાન પ્રાપ્ત કરી શકયો હશે ! આટલી તપશ્ચર્યા પછી પણ જે જ્ઞાન હુ પ્રાપ્ત કરી શકયો નથી તે આ ખાટકી જેવો નીચ કોટિનો મનુષ્ય કેવી રીતે પ્રાપ્ત કરી શકે !

આમ એ વિચારે છે ત્યા તો પેલો ખાટકી બોલી ઉઠયો ' ,મહારાજ ! મ્હારે વૃદ્ધ માતપિતા છે, એમની સેવા કરવી એ જ મ્હારા જીવનનુ પરમ કાર્ય મ્હેં ગણ્યુ છે એમને ન્હવડાવીને હુ ન્હાઉં છુ, જમાડીને હુ જમુ છુ અને એમને સુવાડીને પછી જ હુ સૂઉ છુ આમ કરવાથી મ્હને ત્રિકાલ દર્શન જ્ઞાન પ્રાપ્ત થયુ છે ઇશ્વરે મને જે ધધો આપ્યો છે તે હુ કરુ છુ હુ પશુઓને જાતે મારતો નથી બીજાઓ મારીને જે માંસ લાવે છે તે હુ મ્હારા જીવનનિર્વાહ માટે વેચુ છુ, અને તે પણ જીવનનિર્વાહ પૂરતુ જ આમ કરવાથી હુ અને પેલી પતિવ્રતા સ્ત્રી – અમે બન્ને, પ્રભુએ અમને સોપેલુ કાર્ય નિઃસ્વાર્થપણે બજાવ્યે જઇએ છીએ અને એના કર્તાપણાનો અહભાવ અમે કદી પણ અમારે માથે લીધો નથી, આથી જ અમને ત્રિકાલદર્શી જ્ઞાન પ્રાપ્ત થયુ છે તમે પણ તપનુ કે મહત્તાનુ અભિમાન રાખ્યા સિવાય તપ કર્યા કરશો અને પૂર્ણ સાત્વિકતા અને પવિત્રતા પ્રાપ્ત કરશો તો જ તમે પરમપદ પ્રાપ્ત કરી શકશો, એમા કશો સશય નથી"

ધર્મવ્યાધના આ ઉપદેશ પછી પેલો તપસ્વી વનમા ચાલ્યો ગયો અને અહતાનો ત્યાગ કરીને પૂર્ણ પદને પામ્યો એવી જ રીતે પેલી પતિવ્રતા સ્ત્રી અને ધર્મવ્યાધ ખાટકી પણ પોતાનુ સસારકાર્ય કરતા કરતા જ પરમપદને પામ્યાં

કહેવાનુ એ છે કે જીવનમા મનુષ્યને માથે જે જે ફરજો આવે તે તે તેણે પૂર્ણ ઉત્સાહથી, પૂર્ણ નિઃસ્વાર્થપણે અને પૂર્ણ શુદ્ધિપૂર્વક બજાવવી જોઇએ અને જે જે કાર્ય એ પ્રમાણે પૂર્ણ નિષ્કામભાવે કરવામાં આવે તે તે કાર્ય મનુષ્યને કદી પણ બધનરૂપ થતુ નથી આ માટે શાસ્ત્રોમાથી આપણને જોઇએ તેટલુ સમર્થન મળી રહે છે પણ શાસ્ત્રોમાથી અવતરણો આપીને સિદ્ધ કરવાની કશી અગત્ય નથી એ કાર્ય પડિતોનુ છે

( અનુસધાન પાન ૧૪૪ )

# બાપુની દૃષ્ટિએ સ્ત્રી

લેખિકા
શ્રી સૂર્યબહેન દવે

વિશ્વમાં જ્યારે સઘળે અધર્મ, અનાચાર અનીતિ અને અસત્ય ઉભરાય છે ત્યારે એ બધુ ઉલેચવા મનુષ્ય રૂપે ઈશ્વર અવની પર આવે છે, અને તે વખતના સંજોગ, પરિસ્થિતિઓ, લોકોની રહેણી કરણી એ બધાના મુકાબલે જો મહાપુરુષ એવુ માર્ગદર્શન કરે છે કે સર્વસામાન્ય અને સર્વભોગ્ય થઈ શકે છે મનુષ્યની મહત્તા એના સમય અને સંજોગોને આભારી હોય છે. બાપુની મહત્તા એ એમના સમયની મહત્તા છે તેમના જન્મ સમયે સમાજ અને રાષ્ટ્ર કોઈ જોઈએ એવા નક્કર સ્વરૂપમા હતાં જ નહિ અને બાપુએ બધા જ અનિષ્ટોનુ મૂળ કારણ ધર્મ અને ધાર્મિક કેળવણી લઈને સમાજ અને રાષ્ટ્રના અણુઓને યોગ્ય માર્ગદર્શન કરવા પ્રયાસ કર્યો છે

બાપુએ તે વખતમા ચાલતી અસમાનતા ગુલામી, હિંસા, અન્યાય, અસ્પૃશ્યતા અને આળસ સામે જેહાદ જગાવી છે તે ઉપરાત સમાજની રચના વ્યવસ્થા સુધારણા પુનરાવર્તન વગેરે બાબતોમા જે અગુલી નિર્દેશ કર્યો છે તે જ સમાજ માટે ઉત્ક્રાન્તિનો માર્ગ છે

બાપુની બાલ્યાવસ્થા મા જ તેમની માતાના ધાર્મિક સંસ્કારોની ઘેરી છાયા તેમના પર પડેલી છે તે પછી શૈશવમાં, જ્યાં જ્યાં સ્ત્રીઓના પરિચયમા સંપર્કમા અને સંસર્ગમા આવતા ગયા ત્યા ત્યા તેમણે સ્ત્રીને કેવળ ધર્માનુરાગી તરીકે જ જોઈ છે બાલ્યવયમા બાપુએ સ્ત્રીને કેવળ ધર્મમૂર્તિ તરીકે જોઈ છે અને પાછળથી જ્યારે સમાજનુ ઊંડુ દર્શન કર્યું સમાજના જરૂરી અને બીનજરૂરી કાયદાઓને ધર્મ સમજી કોઈની આત્મહત્યા થાય ત્યા સુધી આચરાતો અનાચાર અને હિંદુ વિધવાના દર્શન કર્યા ત્યારથી સ્ત્રીને તેઓ ત્યાગ અને સેવાની મૂર્તિ લેખે છે પરંતુ જ્યારે તેમણે આ સ્થિતિનુ પૃથક્કરણ કર્યું ત્યારે તેમાંથી દિવ્ય અને દાનવી વૃત્તિમને વિરોધી વૃત્તિઓ દેખાઈ ક્યારેક બાળલગ્નની વિધવા કે જેણે લગ્ન શુ તે જોયુ નથી, જીવન શુ, પતિ શુ, સૌભાગ્ય શુ અને ઘરસંસાર શુ તેનુ જેને જ્ઞાન નથી તેવી બાળવિધવાઓને સમાજ જ્યારે ધર્મના ધમકી શબ્દ નીચે જીવનભર વૈધવ્ય પળાવે છે ત્યારે એ સમાજની કેટલીએ ત્યાગમુર્તિઓની તપશ્ચર્યા અને પુણ્ય તેમાં પરવારી જાય છે

પછી તો બાપુની દૃષ્ટિ સમાજના ઉપલા અને નીચલા બધા જ થરોમા બારીકાઈથી વિચરવા લાગી. સ્ત્રીઓને થતા અન્યાય અનેક સ્વરૂપે તેમણે જોયા. ઘર સંસાર સિવાયની કોઈપણ ક્ષેત્ર માટેની તેની નિર્બળતા તેમને ડંખી બધી જ જાતની કેળવણીથી તેને અલિપ્ત રાખવામા આવતી એ પણ બાપુને મન એક અસમાનતા લાગી લગ્ન જેવા હિંદુસમાજના એક અને અણમોલ ધાર્મિક સંસ્કારમા પણ સ્ત્રીની પરતંત્રતા તેમને ખૂંચી. શ્રીમંત અને સંસ્કારી તેમજ શિક્ષિત કહેવાતા કુટુમ્બોની સ્ત્રીઓમાં સ્વતંત્રતાના નામે આચરાતી સ્વચ્છંદતાથી તેમનુ હૃદય કંપી ઉઠ્યુ સ્ત્રી એ જીવન ખેલવા અને ખુશ કરવા માટેનુ સાધન છે એવી માન્યતા ધરાવનારાઓ માટે તેમને ખેદ થયો, ક્યાંક સુધરેલા ગણાતા કુટુમ્બોમા આયાઓના બહાના નીચે કુમળાં પુષ્પવન બાળકોનુ સંસ્કાર ઘડતર અભણ અને સંસ્કારી આયાઓના હાથે થતુ જોતાં તેમની દૃષ્ટિ ચોંકી ઉઠી. આમ સમાજમાં સ્ત્રીઓને થતા અન્યાય અને સ્ત્રીઓથી થતા સમાજને અન્યાય જોતા તેમણે એ દિશામા પણ સત્ય શોધી અને માર્ગદર્શન કર્યું છે

સ્ત્રી અને પુરુષ બન્ને સામાજીક જીવનના મહત્વના અને વ્યાપક અંગો છે એ આપણે વૈદિક અને પૌરાણિક કાળથી જોતા આવ્યા છીએ વેદ અને પુરાણ કાળમા સ્ત્રીઓનુ જે ગૌરવભર્યું સ્થાન માન, ગરતુંઓ અને સ્ત્રી દાક્ષિણ્ય વ્યાપક હતુ, તે લગભગ

અદૃશ્ય થતુ હોય એમ લાગતુ હતુ તે વખતે બાપુજીએ આપણી દૃષ્ટિને વધુ સતેજ કરી સમાજ જીવનના ઉભય અગો માટેની સાચી સમજુતી આપી છે પુરુષ અને સ્ત્રી બન્ને સમાજ જીવનના જેટલા આવશ્યક અગો છે તેટલાજ રાજકીય, ધાર્મિક અને ઔદ્યોગીક જીવનના પણ આવશ્યક અગો છે, બન્ને અગોની જવાબદારીઓ પણ જીવનના દરેક ક્ષેત્રમા સરખી જ છે કેવળ કાર્ય ક્ષેત્ર ક્યાં કેક જુદા બને છે

આજનુ જીવન એ મોટે ભાગે રાજકિય જીવન હોય તેમ રાષ્ટ્રોત્થાનમા સમાજનો ધર્મનો વ્યક્તિત્વનો ઉદય થતો હોય એવી પરિસ્થિતિ આજે પ્રવર્તે રહી છે અનેક વ્યક્તિઓનો બનેલો સમાજ અને સમાજનુ બનેલુ રાષ્ટ્ર અને બધા જ રાષ્ટ્ર માટેનો એકજ ધર્મ એમ દુનિયા વધુને વધુ નિકટ આવતી જાય છે એવે વખતે રાજકિય જાગૃતિ એજ સમાજઉન્નતિ અને વ્યક્તિ વિકાસના સર્વશ્રેષ્ઠ સાધન મનાઇ ચૂક્યા છે સમગ્ર રાષ્ટ્રના નવવિધાનમા સમાજની ઉન્નતિના પણ અનેક કાર્યો અને ફરજોનો સમાવેશ થાય છે

આમ રાષ્ટ્રોત્થાનના અનેક કાર્યોમા સ્ત્રીનો પરોક્ષ અથવા પ્રત્યક્ષ ફાળો જવાબદારી ભરી રીતે આપવા બાપુજીએ ઘણુ સૂચન કર્યુ છે કેળવણીના ક્ષેત્રમા પણ આત્મિય કેળવણી, ધાર્મિક કેળવણી, નૈતિક કેળવણી પુરુષની માફક સ્ત્રીઓ પણ લઇ શકે છે તેવુ સમર્થન કર્યુ છે પ્રૌઢ શિક્ષણ દ્વારા અજ્ઞાન અને અભણ માણસોને શિક્ષણ આપી શિક્ષણનું મહત્ત્વ વધારવામાં સ્ત્રીઓ સારૂ કાર્ય કરી શકે છે તેમજ પોતાની જાતીના ભાવી માટે વધુ આશાસ્પદ કેળવણીની વ્યાપકતા લાવી શકે છે તે તેમણે પ્રયોગાત્મક રીતે સિદ્ધ કરી બતાવ્યુ છે પ્રૌઢ શિક્ષણ ઉપરાંત નિરક્ષરતા નિવારણ એ કાર્ય પણ સ્ત્રીઓ માટે અને સ્ત્રીઓને હાથે થાય તેમા તેમણે ભારપૂર્વક જણાવ્યુ જ તે ઉપરાન રાજકિય જાગૃતિમા, રાજકિય આદોલનોમા ભાગ લઇ રાજકિય જીવનને જ પોતાનુ સામાજિક જીવન બનાવવા માટેનો પણ તેમનો આગ્રહ છે દેશની સેવા કરવા માટે સ્ત્રીઓ સ્વયસેવક, સૈનિક અને પરિચારિકા પણ બની શકે છે અને તે માટે તેમને કેવી તાલીમની આવશ્યકતા છે તેનો પણ નિર્દેશ કરેલો છે

બાપુ સ્ત્રીને એક શક્તિ જ સમજતા હતા અને તેને અબળા કહેતા આરોપનો રદિયો આપતા તેમણે કહ્યુ છે કે " સ્ત્રીને અબળા કહેવી એ એની બદનક્ષી છે સ્ત્રી અબળા કઇ રીતે છે તે હુ જાણતો નથી એમ કહેવાનો આશય એ હોય કે સ્ત્રીમા પુરુષ જેવી પશુવૃત્તિ નથી, અથવા તો પુરુષના જેટલા પ્રમાણમા જગલ નથી તો એ આરોપ કબુલ કરી શકાય. મે સ્ત્રીને ત્યાગ અને અહિંસાની મૂર્તિ જ કહી છે સ્ત્રીમા જેમ શુરુ કરવાની લોકક્ષયકારી શક્તિ છે તેમ ભલુ કરવાની લોકહિતકારી શક્તિ પણ સુતેલી પડી છે "

નારી નારી કરણી કરે તો નારાયણી અને સ્ત્રી શક્તિ તરીકે પૂજતો સ્ત્રી સન્માન અને સ્ત્રી દાક્ષિણ્યનો હિમાયતી ભારત વર્ષ દુનિયામા કેટલુ ગૌરવભર્યુ સ્થાન લઇ શકે !

## જીવનમાં પૂર્ણતા

— પાન ૧૪૨નું ચાલુ —

હુ તો એટલુ જ કહીશ કે આખીયે ભગવદ્ગીતામા શ્રીકૃષ્ણ ભગવાને ભક્ત અર્જુનને જે બોધ આપ્યો છે, જે રસામૃતનુ પાન કરાવ્યુ છે તેનો સારાંશ પણ આજ છે

स्वे स्वे कर्मण्य भिरत

संसिद्धि लभते नर ।

જ્ઞાની અખાએ ગાયુ છે '

હરિ પામવા સૌ તપ કરે

અખો હરિમા ભેળે ફરે

જ્ઞાનીને તો કાર્યમાત્ર શ્રી હરિરૂપ છે ત્યા એને બધન શુ અને મુક્તિ શુ ! શુદ્ધ સાત્વિક અને નિષ્કામભાવે કર્મ કરીએ તો આપણને કર્મનુ બધન નડતુ નથી મનુષ્ય માત્ર એવી નિષ્કામભાવના વડે કર્મમાત્ર કરે અને સસારમાં ને સસારમા રહીને પરમ પદ પ્રાપ્ત કરી શકે.-હૃદયની એવી નિર્મળતા અને નિષ્કામના પ્રાપ્ત કરે એવી શુભેચ્છા સાથે વિરમુ છુ



# શાન્તિની શોધ



હો શાન્તિ સંસારમાં ક્યાં છે છુપાઇ તું,
અથવા શું વિશ્વથી રીસાણી હો જી
શોધી રહ્યા છે ત્હને આજે મુસાફીઓ,
ત્હારી એંધાણી ના કળાણી હો જી ૧
શોધે છે રાય અને શોધે છે રંક ત્હને,
શોધે માલિકને મજુરો હો જી
શોધે છે સાક્ષરો શોધે નિરક્ષરો,
શોધે ચિન્તાએ ચતુરો હો જી ૨
શોધે છે દેશમાં શોધે વિદેશમાં,
શોધે વિજ્ઞાની વિજ્ઞાને હો જી
શોધે છે વ્યોમમાં શોધે સહરાઓમાં,
શોધે છે ધ્યાન અને ધ્યાને હો જી ૩
વિધવિધ પ્રકારથી પોકારે પુજને,
સંભ્રમથી શોધ કરે ત્હારી હો જી,
શાથી તું આવતી ક્યાંથી તું આવતી
એથી અજાણ નરનારી હો જી ૪
શાન્તિ કહે કે ત્હમે ખોટો છો ભૂલતા,
આજે ન કોઇ મ્હને ઇચ્છે હો જી,
આજે તો માનવી માયાને ઇચ્છતા,
મુજને ન કોઇ આજ પ્રીછે હો જી ૫
મ્હારી ઓથાર અશાન્તિને ન્હોતરે,
આવી ઉઠીએ એની ટોળી હો જી,
વ્યાપી રહી રે એ વિશ્વે નરનારમાં
પાય ધીરા ઝેર ઘોળી ઘોળી હો જી ૬
હું એ આ વિશ્વમાં વસવાનું શીખતી
જ્યાં ત્યાંથી મળતા જાકારો હો જી
હું મ્હારી મહત્વની સાથે રે આવતી,
એના ન થાતા સ્વીકારો હો જી ૭
સંયમ સંતોષ ને ધર્મ સદાચાર વળી,
પ્રેમ પરમાર્થ ત્યાગ સંગે હો જી,
સમતા ક્ષમા દયા નીતિ ભક્તિ વળી
શ્રદ્ધા તિતીક્ષા ઉમંગે હો જી ૮
એ સૌ સહોદરની સંગે રહું સદા
એ વિણ હું ક્યાંય નથી જાતા હો જી,
આજે તો ના તેમને ઉરે સ્થાન ક્યાં
સ્નેહે સદૈવ હું સમાતી હો જી ૯
મ્હારા સહોદરને આદરે હું આવતી
વિખુટી જોડી ન કદી પડતા હો જી
શાસ્ત્રે બતાઇ મ્હને શોધે ન ઓળખે,
ત્હેને ન ધામ મ્હારાં જડતાં હો જી ૧૦

—શ્રી સુભદ્રા ધ્રુવ



# પ્રિન્સીપાલ

પાત્રો
ભારતી મનોજ
શારદા ઝવેરભાઇ,
લક્ષ્મી ગોવિંદલાલ
રશ્મિચંદ્ર ઉપાકાન્ત

——— નાટિકા ———

પ્રયોજક
શ્રીયુત મોરારજી લાલજી ઓઝા

( સર્વ હક્ક સ્વાધિન )

(આધી ગામમાં કસ્તુરબા કન્યા વિદ્યાલયમાં કુ ભારતીની પ્રીન્સીપાલ તરીકે નિમણુક થયેલી છે તેણી પી એ બી. ટી અને અમેરિકા જઈને એમ એ પી એચ ડી થયેલ છે નવુ સત્ર શરૂ થતા તેણી નોકરી પર હાજર થવા આવે છે એ જ વિદ્યાલયમા પોતાની સાથે ભણેલી બ્હેનપણી કામ કરે છે પૂર્વ ઇતિહાસ તેણી મારફત જાણી લે છે અને ઉતારો તેને ત્યાં જ રાખે છે અગીઆરમાં દશ મીનીટે બન્ને બ્હેનપણી ચાલતી આવી પહોંચે છે પુરી સાડાપાંચ ફુટની ભરેલ શરીરવાળી ભારતીના મુખ ઉપર કૌમાર્ય અને કેળવણીની પ્રભા અને પ્રતિભા દેખાય છે તેણીએ શુદ્ધ ખાદીનો પોષાક પહેર્યો છે અર્ધ ચન્દ્રાકારે આવેલ કન્યા વિદ્યાલયને પગથીયે ચઢીને આવતી કન્યાઓને નિહાળે છે એક છોકરીને રોકીને )

**ભારતી** શુ નામ તારૂ બ્હેન ?

**છોકરી** કમલીની

**ભારતી** તેગા જ શરીર ઉપર ડાઘ ભર્યો છે અહિંઆ ઉભી રહે

[ બીજી છોકરીને રોકે છે ]

તારૂ નામ ?

**છોકરી** પ્રતિમા

**ભારતી** પણ શણગાર વગરની ઉભી રહે આ કમલીની પાસે.

**શારદા** આનુ શુ કારણ ભારતી બ્હેન

**ભારતી** તુ જોયા કર હમણા સમજાશે

[ ત્રીજી છોકરીને રોકે છે ]

તારૂ નામ શુ છે

**છોકરી** પૂર્ણિમા

**ભારતી** નામ તો મજાનુ છે, પણ મુખ ચન્દ્રને તો મેલના વાદળાએ આવરી લીધો છે

[ઉભી રહે આ કમલીને પ્રતિમા પાસે ]

અરે શારદા આપણા કારકુન આવ્યા હોય તો બોલાવને.

**શારદા** લખી, મહેતા-ભાઇને બોલાવી લાવ જોઈ

[ જાય છે ]

[ છોકરીઓ આવતી જ હોય છે ]

**ભારતી** શારદા તને એક વાત કહી દઉં જીવનમાં કોઇને પણ તોછડા નામે બોલાવવાનુ હવેથી બંધ કરજે આ લખીને જો તુ લક્ષ્મી કહે તો એને કેટલો આનંદ થાય.

**શારદા** ભારતી બ્હેન તમારી શિખામણનો ચોક્કસ અમલ કરીશ

[ મી મહેતાને બોલાવીને લક્ષ્મી આવે છે ભારતીને નમન કરે છે ]

**ભારતી** આપનુ નામ

**મી. મહેતા** ઉપાકાન્ત મહેતા

**ભારતી** શાળાની વાર્ષિક ગ્રાંટ કેટલી છે ?

**ઉપાકાન્ત** પંદરસો રૂપિયા

**ભારતી** વારૂ આપણી પાસે ડસ્ટરો તો હશે જ

**ઉપાકાન્ત** છે

ભારતી દ્રતીયા, અરીમા
ઉપાકાન્ત જી, એ નથી
ભારતી તો હમણા જ મગાવી લ્યો
ઉપાકાન્ત પણ શાળા તો આજે જ ખુલે છે એટલે એ વસ્તુઓ પૈસા
ભારતી ( વચમા જ ) શુ આ ગામમા શાળાની એટલી ક્રેડીટ પણ નથી ?
ઉપાકાન્ત મને માફ કરજો, પણ એક બે ટ્રસ્ટીઓ બહુ ચેપીલા હોવાથી ઉધાર નથી મળતુ
ભારતી વારૂ, લ્યો આ પાચ રૂપિયા અને ચાર સારા દ્રતીયા, અને એક માથામા નાખવાના તેલનો રતલી બાટલો હમણા જ મગાવી લ્યો, અને આ લક્ષ્મી બ્હેનને ચાર ડસ્ટર આપી રાખો
ઉપાકાન્ત બહુ સારૂ

( જાય છે જતા જતા સ્વગત )

આ મૂર્તિ કાંઇ જુદી જ જણાય છે પણ શેઠને ઓળખતા નથી લાગતા
ભારતી અને લક્ષ્મી બ્હેન જુઓ, આ બધી છોકરીઓના હાથ મોં બરાબર ધોઇ તેલ નાખીને એમના માથા તમો ઓળી આપો, કેમ ફાવશે ને ?
લક્ષ્મી હોવે બાઈ સાહેબ, આ તો આપણુ ઘેરાનુ જ કામ છે ને એમા ફાવવુ શુ શુ !
ભારતી અને બીજી વાત કહુ તમારે મને સાહેબ બાહેબ નહિ કહેવાનુ, બ્હેન જ કહીને બોલાવવાની, અને રોજ સવારે તમારે બધા કલાસમા ફરીને આવી બધી છોકરીઓને ભેગી કરીને ચોકખી રાખવી.
લક્ષ્મી બહુ સારૂ કહ્યુ બ્હેન, ગરીબ મા બાપની છોકરીઓ અને એના મા બાપ રાજી થશે ને આપને આશિષ આપશે. ચાલો છોકરીઓ.

[ બધાને લઇને જાય છે શાળાના મકાન પાસે એક મોટર આવીને ઉભી રહે છે અને એમાંથી એક ચાળીસેક વયની ઉમરનો એક માણસ ઉતરે છે તેને લઇને ]

શારદા આ આવ્યા તે આ શાળા બધાવનાર શેઠ રસીકચદ્ર
ભારતી એમ કે !
શારદા એનો પગ જરા સરખો નથી રહેતો.
ભારતી મને સરખો કરતા આવડે છે, ગભરાઇશ નહિ

[ શેઠ આવી પહોંચે પગથીયા ચડતા ]

રસીકચદ્ર નમસ્તે
ભારતી નમસ્તે
રસીકચદ્ર એમ્મ અચાનક આવી ગયાં કહેવરાવ્યુ હતે તો સ્ટેશન ઉપર ગાડી લઇ માણસ મોકલતે ઉતારાની સગવડ કરી રાખત.
ભારતી આપની લાગણી માટે આભાર આપના જેવા મોટા માણસને તકલીફ આપવી મને યોગ્ય ન લાગ્યુ
રસીકચદ્ર પણ ઉતારો ક્યા રાખ્યો ? થોડાક દિવસ તો અમારે ત્યાં મહેમાન તરીકે રહેવુ જોઇએ ને તમારા માટેના બગલાનુ થોડુક સમારકામ ચાલે છે એટલે એકાદ અઠવાડીયુ લાગશે.
ભારતી કાંઇ હરકત નહિ, આ શારદા બ્હેનને ત્યાં જ જ્યા સુધી બગલો તૈયાર થાય ત્યા સુધી રહીશ અમે સાથે ભણતા હતા
રસીકચદ્ર અરે એમને ત્યા તે રહેવાય, ત્યા તમારી સગવડ શુ સચવાય !
ભારતી એક સ્ત્રીની સાથ જેટલુ ફાવે એટલુ બીજે ક્યાય ન ફાવે
રસીકચદ્ર મારા કુટુબમા પણ સ્ત્રીઓ છે જ ને
ભારતી પણ આ તો સહાધ્યાયીને
રસીકચદ્ર તો જમવાનુ તો આપણે બગલે જ રાખજો
ભારતી હુ આપને કહુ, હુ બાજરીનો

રોટલો અને ફળફળાદી સિવાય બીજો કોઈ ખોરાક લેતી નથી

[ ઉષાકાન્ત તેલની બાટલી દ'તીઆ વગેરે લઈને આવે છે તેને જોઈ ]

રસીકચંદ અરે મી. મહેતા આ શુ ઘર માટે ખરીદી લાવ્યા કે ?

ઉષાકાન્ત . જી નહિ, એ શાળા માટે છે અને પ્રિન્સીપાલ સાહેબના હુકમથી લઈ આવ્યો છુ

રસીકચંદ (ભારતી તરફ જોતા) અહિ શાળામા આ બધી વસ્તુઓ શા માટે મગાવી છે ?

ભારતી આ કન્યા મંદિર છે એ આપ ભૂલી ગયા લાગો છો.

રસીકચંદ આ મકાન મે કન્યા મંદિર માટે જ બંધાવ્યુ છે

ભારતી પછી જ્યા કન્યાઓ હોય ત્યા તેલ અને દતીયાની પહેલી જરૂર પડે

રસીકચંદ અને એવી જરૂરીયાત શાળા એ પુરી પાડવી જોઇએ એમ તમારૂ કહેવુ છે ?

ભારતી આપ શાળાને માટે ગ્રાંટ આપો છો ને ?

રસીકચંદ જરૂર પણ એનો ઉપયોગ આવી રીતે કરવા માટે નહિ

ભારતી એનો શુ અને કેમ ઉપયોગ કરવો તે હુ આપના કરતા વધાર સારી રીતે જાણુ છુ

રસીકચંદ આવી ઉડાઉગીરી કરવા માટે મે આપને ચાન્સ નથી આપ્યો

ભારતી આપના તરફથી અપાતી ગ્રાન્ટથી વધારે રકમની માગણી કરીએ તો નામંજુર કરજો

રસીકચંદ પણ ગામની કન્યાઓને કેળવણી આપવા પુરતી જ આ શાળા છે

ભારતી એનામા ચોકખાઇના સંસ્કાર રેડવા એ શાળાનુ પહેલુ કર્તવ્ય છે

રસીકચંદ આને હુ ઉડાઉગીરી કહુ છુ

ભારતી હુ એને શાળાનુ પહેલુ પગથીયુ ગણુ છુ, અને શેઠજી આપને કહી દઉં છુ કે હુ અહિ આવી છુ સ્વતંત્ર પણે કામ કરવા મારા કામમા કોઈની ડખલગીરી નહિ જોઇએ એ શરતે જ મે આ જગ્યા પર આવવાની કબુલાત આપી છે

[ રસીકચંદ તો સાભળી ડઘાઇ જાય છે કારણ કે એની એક એક વાત કાપી નાખે છે તો પણ ]

રસીકચંદ આ બધા પૈસા આપનાર હુ છુ એ તમારે ભુલવું નહિ જોઇએ

ભારતી મને લાગે છે કે આટલા જ પૈસા આપની ખરી કમાણીના હશે !

[ રસીક ગુસ્સે થતો જાય છે ]

રસીકચંદ એટલે ?

ભારતી એટલે એ પૈસાનો આવો સદ્વ્યય થયો છે, બાકી કાળા- બજારની કમાણીમા આવા વિચારો ઉદ્દભવેજ નહિ.

રસીકચંદ મીસ ભારતી, આ તો તમો મારા મકાનમાજ મારૂ અપમાન કરો છો.

ભારતી ભૂલો છો શ્રીમાન આ મકાન તો ગ્રામ સમાજને અર્પણ થઇ ગયુ છે એના ઉપર આપને દેખરેખ સિવાય કશો હક્ક નથી

રસીકચંદ આવા ઉડાઉ પ્રિન્સીપાલ અહિ ન ચાલે

[ મની પર્સમાથી એગ્રીમેન્ટનો કાગળ કાઢે છે અને બતાવતા ]

ભારતી આમા ચોકખુ લખી આપવામા આવ્યુ છે કે શાળાની બાબતમા શેઠ કે ટ્રસ્ટી કોઇપણ ડખલગીરી કરી શકશે નહિ.

રસીકચંદ જોઇ લઇશ.

[ કહી ચાલવા માડે છે અને શાળામાં જાય છે ]

ભારતી જય હિંદ ચાલ શારદા

—પડદો—

( અપૂર્ણ )

એના હાથમા પચીસ હજાર રૂપિયા આવ્યા. અને એ પ્રમાણીકતાના શીખરેથી પાગલ બની અધપાતની ઊંડી ખીણમાં સરકી પડયો.

# અધઃપતન

લેખક, શ્રી નવનીત પ. શુક્લ

સંસારમા કોઈ અનાથ હોય કે સનાથ. પણ સતીશની આગળ પાછળ કોઈ ન હતુ જન્મ થયા પછી તરતજ તેની મા મરી ગઈ હતી, દશ વરસ પછી સસારમાંથી પિતાએ પણ સ્વર્ગે પ્રયાણ કર્યું એવું ધર્મ કર્યું નહિ. બાર વર્ષની ઉમ્મરે તે એક ધનવાન વેપારીને ત્યાં નોકરીએ રહ્યો બચપણથી જ એનુ જીવન સંઘર્ષમય હતુ પણ તે અર્વાચીન પુરૂષોની જેમ ન વિદ્રોહી બન્યો કે ન દેશભક્ત

તે ગાય જેટલો ગરીબ અને પત્થર જેટલા કડક દિલનો હતો એના રોમે રોમમા પ્રામાણિકતા પ્રસરી હતી તે પરોપકારાર્થે જીદગી પણ સમર્પણ કરી દેતો. એનુ કામ હતુ શેઠજીની ઉઘરાણી વસુલ કરીને તીજોરીમા રૂપીઆ જમા કરાવવાનુ એ વખતે તેની ઉંમર ત્રીસ વર્ષની હતી. એણે કરોડો રૂપીઆ વસુલ કર્યા પણ એક પાઈની પણ ભૂલ ન થઈ હોય ! શેઠજી એને અધિક ચાહે છે કે માણસ હોય તો સતીશ જેવો. માણસ નહિ કોઈ દેવપુરૂષ છે એ ટમા, પેઢીમાં અને લેણદેણની ગાદીમાં સતીશની પ્રામાણિકતાની ભણી તારીફ થતી હતી દરેક માણસ તેને શ્રદ્ધાની નજરે જોતા હતા.

એને કેટલાક લોકોએ ચગાવ્યો પગાર ઉપરાંત બીજુ કઈક પેદા કરો, આજ કાલ રૂપીઆ વગર કીર્તિ નથી પણ સતીશ એ વાત મશ્કરીમાં ઉડાવી દેતો કેટલાક લોકોએ એની પ્રામાણિકતાની કસોટી પણ લીધી પણ ખરૂ સોનુ નીકળ્યુ

તે મહિને વીસ રૂપીઆમાં પોતાનુ ગુજરાન ચલાવતો. એકલા માટે એટલા રૂપીઆ બસ હતા હા, કદાચ એ જો ચાહે તો એને ઘણી નોકરી મળે એમ હતુ તે આજે મહિને સો સવાસો રૂપીઆ કમાઈ શકે, પણ દુનિયામા રૂપીઆની કિંમત વધારે નથી, માણસાઈ અને પ્રમાણિકતાની વધારે છે

( ૨ )

બપોરની સમય હતો. પચીસ હજાર રૂપીઆના ચેકની કેશ લઈને સતીશ ઘેર આવી રહ્યો હતો. એકાએક એનું હૃદય ધડકવા લાગ્યું અને એ વિચાર વમળે ચડયો—હુ રૂપીઆ લઈને શા માટે નાસી ન જાઉ ? મને પણ નામાંકિત બનવાની જરૂર તો છે જ લગ્ન કરવા હુ કેટલા વખતથી વિચારી રહ્યો છુ કોઇ હસમુખી અને સુકોમળ કુસુમ જેવી ગુણસુંદરી મળી જાય તો સોનામા સૌરભ રહેવા માટે સુંદર મહેલ અને બગીચાની પણ જરૂર છે

એણે વિચાર કરી માર્ગ બદલ્યો હવે તે પેઢી તરફ ન જતા એક અનિશ્ચિત માર્ગે ચાલ્યો એના જીવનમા રૂપીઆ હજમ કરવાની એક વિચિત્ર આંધી આવી ગઈ અને ક્ષણ ભરમા તે એક સુનકાર બગીચામાં જઈને એક તૂટેલા બાકડા પર બેઠો.

એણે જોયુ તો પચીસ હજાર રૂપીઆ જેવાને તેવા સુરક્ષિત હતા. તે મનમા ને મનમા મલકાયો અને આસમાન તરફ જોવા લાગ્યો. ભુરા આકાશમા વાદળીના હલકા ટુકડા તેજીની સાથે ઉડી રહ્યા હતા. એને મનમાં વિચાર આવ્યો કે હુ પણ કેમ નહિ આ વાદળમા સમાઇને દૂર દૂર કોઇ પ્રદેશમા ઊડી જાઉ ! શહેરમા રહેવાથી મોટી આફત થશે. જો હુ રાત સુધીમાં પેઢીમાં રૂપીઆ જમા ન કરાવુ તો મારી શોધ થશે, સરકારમાં ખબર અપાશે અને મને ગિરફતાર કરી લેવામાં આવશે.

એ વહેમથી એના મનમા વેશ પલટો કરવાની અપેક્ષા થઈ. વેશ પલટો કરીશ તો મને કોઇ ઓળખી શકશે નહિ. એણે તેમાંથી પચીશ રૂપીઆ કાઢયા અને લાંબી દાઢી, રેશમી ખમીશ અને પાયજામો ખરીદ્યો અને ઉતાવળો ઉતાવળો બાગમા જઇ સાંજના પાચ વાગે શણગાર સજી ફરવા નીકળી પડયો. હિંદુ કે મુસલમાન કોઇએ એને પારખવું અતિ મુશ્કેલ હતુ દુકાનમાં ટાંગેલાં મોટા મોટા દર્પણોમાં પોતાની તસ્વીર જોઇને એ ખુશ ખુશ થતો હતો.

એમ ત્રણ દિવસ વિત્યા. ચોથે દિવસે એણે વર્તમાનપત્રમાં એક જાહેરખબર જોઈ,

" રૂા. ૨૦૦૦ ઈનામ. "

" મારો મુમાસ્તો સતીશ પચીશ હજાર રુપીઆ લઇને ગુમ થયો છે રંગે ઘઉં વર્ણો, કસાયલુ શરીર અને માથાની વચ્ચોવચ એક ઘાનુ ચિન્હ, જે કોઇ એને ગિરફતાર કરશે તેને ઉપરોક્ત ઈનામ આપવામાં આવશે "

સતીશ એ વાંચતાં જ ગભરાઇ ગયો, બધુ બરોબર છે પણ માથાના ઘાનુ ચિન્હ કયા સતાડુ ! હવે મને પોલિસ જરૂર પકડશે. બધા માણસોએ વાચ્યુ હશે હવે હુ ગિરફતારીમાથી બચીશ નહિ એવુ હૃદય ધડકવા લાગ્યુ, આખે અધારા આવ્યા અને શુ કરૂ ! કયા જાઉ ? એમ વિચારવા લાગ્યો.

એ ધ્રુજતો ધ્રુજતો નવાઝ ટોકિઝ પાસે આવ્યો. મરાઠી ખેલ હતો. કઇ સમજ પડી નહિ તે એ ફિકરમા હતો—કે કયા નાસી જાઉ ! દુનિયામા એને કોઈ પોતાનુ હતુ નહિ ! ખેર ! જ્યારે ચોરીનુ કલક લાગ્યુ તો હુ ચોર છુ, ડાકુ છુ, શેતાન છુ

એના દિલમા ધરતીકપના જેવા આંચકા લાગવા માડયા. ગમે તેમ કરીને ખેલ ખલાસ થયો. અને તે પ્રેક્ષકોની નજર આગળથી અબિકા તટના અધકાર તરફ જતો રહ્યો એ વખતે કોઇ જહાજ પણ જવાનું ન હતુ ગભરાટની મુસીબતમાં અગિયાર વાગી ગયા. સ્ટેશનથી કોઇ ગાડી પણ ઉપડવાની હતી નહિ, ચારે તરફ રાતની સનસનાટી ફેલાઇ ચૂકી હતી માણસોની આવજા પણ બધ થઈ રહી હતી. હવે શુ કરવુ ! કોની મદદ લેવી ! રાતના આમ બેકાર ઘુમવાથી પોલીસ પકડી લેશે તો મોટી પચાત થઇ પડશે

તે મનમા સેકડો તોફાન લઇને રસ્તામાં ચાલવા લાગ્યો એને ઇચ્છા થઇ કે અબિકામા કુદીને આપઘાત કરૂ, સડક પર સુઈ જાઉ અને મારી છાતી ઉપરથી મોટર નીકળી જાય. અકસ્માત એની નજર એક મકાન પર પડી. વિજળીના ઝગમગતા પ્રકાશમાં એક નવયુવતી બેઠી છે ઘણી જ સુદર છે સતાશને જોઇ એની નજર બગડી. એણે ઇશારાથી સતીશને ઉપર બોલાવ્યો. સતીશ બેધડક મકાનમા ગયો સુદરીની ઓરડીમા જઇને ઉભો રહ્યો. સુદરીએ એનુ સ્વાગત કર્યુ એ

સુંદરી સિવાય ત્યાં કોઈ બીજું ન હતું સતીશે છૂટકારાનો શ્વાસ લીધો. હવે મને કોણ પકડશે !

ઉન જયો, લાખો રૂપિઆ મળ્યા

સુંદરી વેશ્યા હતી, પણ એ સતીશની સમજમાં આવ્યું નહિ એ સમજે પણ કેવી રીતે ? તે કોઈ દિવસ પણ વેશ્યાને ત્યાં ગયો ન હતો. એણે વિચાર્યું કે આ પણ મારા જેવી એકલીજ છે અને દુનિયામાં એનું પણ કોઈ નથી.

એણે ધાનું ચિન્હ છુપાવતાં ચારે બાજુ નજર કરી કે અહીં તે સમાચાર પત્ર તો નથી ને ? જેમાં મારા પકડવાની ઇનામની સૂચના છપાઈ છે ત્યાં કોઈ સમાચાર પત્ર હતું નહિ, સુંદરીના પુછવાથી સતીશે પોતાનો પરિચય આપ્યો

મારૂ નામ રમેશ છે, હું સુરતનો માલદાર જમીનદાર છું મેં હજી સુધી લગ્ન કર્યું નથી. કાલે સવારે પાછો જઈશ અને પાછો એક અઠવાડિયામાં આવીશ

સુંદરીએ કહ્યું ' મારૂ નામ રાધા છે મેં પણ હજી સુધી લગ્ન કર્યું નથી. ભગવાને ઘર બેઠાં આપણું મુખ ઠીક મેળવી આપ્યું તમે મારી સાથે લગ્ન કરો. મને તો જીંદગી આનંદમાં પસાર થશે.'

રાધાએ આ વાત કહી તો દીધી પણ સતીશની લાબી દાઢી પર એને ઘણી ઘૃણા હતી.

હું પણ એજ ઇચ્છું છું સતીશે કહ્યું ' તમે મારી સાથે લગ્ન કરી લો દુનિયામાં હું પણ એકલો છું અને તમે પણ. હું પગે‌‌‌‌ચાલ થાકી ગયો છું પીવા માટે પાણી આપો અને સુવા માટે જગા બતાવો. સવારે તમારી સાથે ખૂબ વાતચીત કરીશ.

રાધાએ સુવા માટે જગા આપી અને ઠંડુ પાણી આપ્યું, સતીશ સુતો અને જરા વારમાં ઘેરવા લાગ્યો.

રાધા પણ બત્તી હોલવીને સુઈ ગઈ

પણ સતીશને ઉંઘ ન આવી. તે ગિરફતારીથી બચવાના ઉપાયોના વિચાર કરી રહ્યો હતો. જ્યારે રાધા ઉંઘી ગઈ એટલે તે હળવે રહીને ઉઠ્યો. કમરમાંથી પચીસ હજાર રૂપિઆની નોટો કાઢી ચાદરમાં બાંધી દીધી અને પ્રાતઃકાળની પ્રતિક્ષા કરવા લાગ્યો

( ૩ )

સવારે રૂપીઆની પોટલી રાધાના હાથમાં મૂકતા કહ્યું—આ મારાં કપડાં છે લગ્નના ચિન્હ સ્વરૂપ તમે એને તમારી પેટી મા સુરક્ષિત મૂકી રો હું આજે બપોરના બારની ગાડીમાં સુરત જાઉં છું, અઠવાડિયાની અંદર હું પુષ્કળ પૈસા લઈને આવીશ. અને તમારી સાથે લગ્ન કરીશ.

હવે તે જરૂરત કરતા પણ જ્યાદા ખુશ અને બેદરકાર હતો. રૂપીઆ તો તેની પાસે હતા નહિ ડર પણ શાનો ! પણ તે રસ્તામાં ચાલતાં ચાલતાં પણ વહેમની નજરે જોતો હતો અને રસ્તામાં ચાલતાં રાહગીરોને છૂપી પોલિસ સમજતો હતો. એટલામાં સડકના નાકા ઉપર આવ્યો. ત્યાં એને કોઈ રસ્તે ચાલતા રાહગીર સાથે તકરાર થઈ ગઈ અને એની નકલી દાઢીનો એક ભાગ ખુલ્લો થઈ ગયો અને લટકવા લાગ્યો.

નાકા પર પહેરેગીર હતો. આદમીએ બૂમ પાડી સિપાઈ, સિપાઈ દોડી આવ્યો.

' ગિરફતાર કરો એ બદમાશને '—તે આદમીએ સિપાઈને કહ્યું હાથકડી મારી પાસે છે

તેણે સતીશને હાથમાં લોઢાની હાથકડી પહેરાવી દીધી. સતીશે નાસી જવાની કોશીશ કરી. પણ પોલિસના હાથમાં આવેલો ચોર પોતાને છોડાવી શકે

ત્રીજે દિવસે અદાલતમા કેસ ચાલ્યો ફરિયાદ હતી પચીશ હજાર રૂપિયા ઉપાડી-જવાની સતીશે જવાબમા કહ્યું મારી કોઈ પણ જાતની ભૂલ નથી હું બેંકમાથી રૂપીઆ લઈને ફરવા ચાલ્યો ગયો હતો ઠંડી હવા હતી, બાંકડા પર સુઈ ગયો. જાગ્યો ને જોયુ રૂપીઆ ન મળે. મે માથુ પછાડયુ, રડયો શોધ કરી પણ કંઈ પત્તો લાગ્યો નહિ કેટલાઓ દિવસથી ચોરની તપાસમાં હતો. પણ પોલિસે પકડી જેલ ખાનામાં પૂરી દીધો

ન્યાયાધીશે એને પાચ વર્ષની સખ્ત કેદની શિક્ષા કરી હવે સતીશ મૂછો પર તાવ દેતો ઘડી બેચી રહ્યો હતો. જેલમાં લોકો મહાયાતનાઓ ભોગવે છે, પણ સતીશને માટે એ વાત શક્ય ન હતી. તે બને વખત આરામથી ભોજન કરતો અને આનદથી ઉઘ કાઢતો એના મનમાં રાતદિવસ એકજ વિચાર આવતો—ઓહ ! ઘણીજ ખૂબસુરત અને સુદર સ્ત્રી મળી ગઇ છે મારા રૂપીઆની ગોસડી પેટીમાં સુરક્ષિત છે પાંચ વર્ષ બાદ હું એ કુસુમ પાસે ભ્રમર બનીને રહીશ અને પચીશ હજાર રૂપીયાથી સ્વર્ગીય સુખ ભોગવીશ એ વખતે મને ન પોલિસનો ડર, ન શેઠનો ન રસ્તે ચાલતા રાહગીરોનો.

તે એ આશા પર જીવી રહ્યો હતો. એની એ આશા પક્ષીઓની જેમ ઉડીને આખ અગળ શરીરમાં મસ્તી પેદા કરી રહી હતી અને આનદી બનાવતી હતી તેને કેદને માટે જરા પણ દુખ હતુ નહિ.

ધન્ય છે આશા—જો મનુષ્ય પાસે આશા ન હોય તો બજારમાં તેની કિમત કોડીની હોત

(૪)

પાંચ વર્ષ પછી

સતીશ જેલમાથી છૂટયો, એનું શરીર એટલુ બધુ સુદર થયુ હતું કે કોઇ પણ તદુરસ્ત માણસ એની અદેખાઇ કર્યા વિના રહે નહિ

એ હજામત કરાવી, પોતાનો જુનો પોશાક પહેરી રાધાની પાસે ચાલ્યો

તે પગેજ ચાલી રહ્યો હતો આશાની સોનેરી લહેરોથી એનો ચહેરો ખીલી ઉઠયો હતો. ઉત્સાહના ચચળ વિચારોએ એને મનુષ્ય બનાવી દીધો હતો તે ઘણાજ ઉત્સાહથી તે જગ્યાએ ચાલ્યો આવ્યો જ્યા રાધાનુ મકાન હતુ

પણ આ શુ ? મકાનની જગાએ આજે નજર આગળ મેદાન દેખાય છે, પૂછવાથી ખબર પડી કે આ મહોલ્લો સરકારે તોડી નાખ્યો છે વેશ્યાઓના મકાનો ઉજ્જડ કરી નાખ્યા છે રાધા કોઇ જગાએ ચાલી ગઇ છે

કયાં ગઇ ? કઇ બાજુ ગઈ ? ઘણી જ શોધ કરી, પણ સતીશને પત્તો લાગ્યો નહિ એનુ મગજ કાબુમા રહ્યુ નહિ ગાડા જેવી તેની હાલત થઈ ગઇ શરીરનુ લોહી પાણી થઈ ગયુ, અને બિમારી શરૂ થઈ ગઈ

તે રસ્તામા જાનવરોની માફક રખડવા લાગ્યો અને હડકાયા કૂતરાની જેમ માણસોને કરડવા દોડવા લાગ્યો નાના નાના બટુકો એને પત્થરો મારતા. તે રખડતો અને દુનિયાને દુશ્મનના રૂપમાં જોતો

તે મહિનાઓ સુધી નર્ક યાતના ભોગવતો રહ્યો એક દિવસે તેની લાશ પરનાલની પાસે પડી હતી અને તેની આખોની ભયાનકતા વાદળી આકાશ તરફ જોઇ રહી હતી અને એની દુર્ગંધથી એ રસ્તેથી નીકળતા બધા માણસો નાકમા કપડુ દબાવીને નીકળતા એની લાશને સળગતી જોઇને એક દાર્શનિકે લખ્યુ કે,

"સ્વર્ગ અને નર્ક અહીયા જ છે જે કલ્પના કરે છે કે સ્વર્ગ અને નર્ક આકાશના પડદા પાછળ છે તે મૂર્ખ છે મનુષ્યના કર્મ આ ભૂમીમડળમા સ્વર્ગની રચના કરે છે અને નર્કના પણ આંધળા એને જોઈ શકતા નથી. જેની આખ ઉઘાડી છે, તે જાણે છે કે, હુ શુ છુ, પૃથ્વી શુ છે અને મનુષ્યે સસારમાં આવીને શુ કરવુ જોઇએ !"

# જાહેર જીવનમાં સ્ત્રીઓનું સ્થાન



> સ્વ ડાહી બહેન ઇનામી નિબંધ માળામા 'જાહેર જીવનમાં સ્ત્રીઓનુ સ્થાન' એ વિષયના શ્રેષ્ટ નિબંધ તરીકે શ્રી હર્ષદ મ ત્રિવેદી પ્રથમ નંબરે આવે છે. જ્યારે બીજા નંબરે શ્રી હર્ષદરાય મ ત્રિવેદી અને ત્રીજા નંબરે બહેન માદી આવે છે અમે એમને અભિનંદન આપીએ છીએ ને પ્રથમ નંબરે આવેલ શ્રી હર્ષદ મ ત્રિવેદીના નિબંધ અહિં આપીએ છીએ. બીજા નિબંધો અનુક્રમે આગામી અંકમાં આપીશુ
>
> સંપાદક

લેખક શ્રી હર્ષદ મ. ત્રિવેદી

દરેક વસ્તુને બે બાજુ હોય છે જીવનને હોય છે અને જીવન જીવવાની રીતિને હોય છે પેલો સિક્કો નથી જોયો? પેલી રાત દિવસની ઘટમાળા નથી જોઇ? સિક્કાને ફક્ત એક બાજુ રાખીને કોણે સિક્કાને ઘડયો છે! જગતની ઘટમાળા માટે ઇશ્વરે બે શક્તિઓ ગતિમાન કરી. એક સ્ત્રી અને બીજી પુરુષ જગત જીવતુ હોય તો તે એના અસ્તિત્વથી, જગત જીવતુ હોય તો તે એના સહકારથી, જગત જીવતુ હોય તો એના સમતોલનથી! સ્ત્રી અને પુરુષ પ્રકૃતિની બે બાજુઓ છે ઈંટ અને સીમેંટથી ઘર ચણાય કોઇએ એકલી ઈંટોથી કે કોઇએ એકલા સીમેંટથી ઘર ચણ્યુ છે? સમાજ! તારા ચણતરમાં પુરુષ અને સ્ત્રી બન્નેએ દટાવુ પડશે-એક વડે તારો પાયો-તારુ ચણતર સબળ નહી બને! ત્રાજવાના બન્ને પલ્લાં સમતોલ હોય તો જ સાચો તોલ-આવે. બાકી એક ઉંચુ ને બીજુ નીચુ હોય-તો તે વેપારીને વેપારના ધંધા માટે અયોગ્ય જ ગણી કાઢવામાં આવે! રાષ્ટ્રની મુક્તિ માટે શહીદીના ચણતરમા એકલા પુરુષો પાયારૂપ નથી બન્યા, નથી બની એકલી સ્ત્રીઓ પાયારૂપ-બન્નેના ભોગ મુક્તિના પાયારૂપ લીધા છે સાહિત્યમાં જુઓ, વિજ્ઞાનમા જુઓ જીવનની એકે એક બાજુઓ જુઓ,-પુરુષ અને સ્ત્રી-પ્રકૃતિની બે બાજુઓના સહાસ્તિત્વ વિના કોણે પ્રગતિ સાધી છે? નહિ તો ઇશ્વર સ્ત્રી-પુરુષને એક જ' દેશમાં સ્થાપિત શા માટે કરે? એને પણ સ્ત્રી-પુરુષોના જુદા જુદા દેશો બનાવવાનુ નહી આવડતુ હોય? માટે એકલા પુરુષો ઉંચે આવવા મથે એ અનિચ્છનીય છે સ્ત્રીઓ અને પુરુષોના અધિકારના મિનારા જ્યારે સમોવ્ય થશે ત્યારે જગતને શિરે સુવર્ણયુગનો તાજ ઝળકી રહેશે!

( ૨ )

આજે દુનિયાનુ એકે એક ક્ષેત્ર વિકાસ સાધવા મથી રહ્યુ છે જયારે હરણ ફાળે પ્રગતિ સાધી રહ્યુ છે ત્યારે જગતનુ એકે એક અણુ ચેતનધારી બની, દુનિયાની ગતિમાથી પ્રેરણાનું પીયુષ પી ઉન્નત થઈ રહ્યુ છે અને તે બધામા ખાસ પ્રગતિ કરી

હોય તો તે માનવજાતિએ મનુષ્ય જાતિના બે ખાસ પેટા-વિભાગ તે એક પુરૂષ અને બીજી સ્ત્રી. સ્ત્રીને રસોડામાં જકડી રાખી છે ને તેને પુરૂષની બરોબર થવા દીધી નથી. પુરૂષ આગળ વધ્યો છે—પણ પોતાના પ્રગતિ-કાર્ય-માંથી સ્ત્રીને બાતલ રાખી તેણે ઘોર પાપ કર્યું છે

પણ હવે શુભ ચિહ્નો દેખાય છે જીવનના એકે એક ક્ષેત્રમા પુરૂષો સાથે સ્ત્રીઓ કદમ ભરી રહી છે, સ્ત્રીઓએ ઘરનો ખૂણો છોડયો છે તેમણે પણ જાહેર-જીવનમા છડે ચોક ભાગ લેવા માડયો છે

રશિયામા એક એવો ધારો હતો કે ઝાર દેશભરમાથી સત્તર રૂપવતી નવયૌવનાઓ પકડી લાવે અને પછી તેને મન ફાવે તેની સાથે લગ્ન કરે. આ કાર્યમા અનેક સ્ત્રીઓને વેઠવુ પડતુ ત્યારે ઉંચી આખ કરવી એ સ્ત્રીઓ માટે ઘોર પાતક મનાતુ પણ બધાને ઈશ્વરે બુદ્ધિ આપી છે—બુદ્ધિની સાથે અલૌકિક શક્તિ આપી છે સ્ત્રીઓએ તેનો ઉપયોગ કર્યો, તેમણે ઝાર સામે-પુરૂષોએ બાંધેલા કાળા કાયદાઓ સામે કદમ મીડાવ્યા-તેઓ સ્વતન્ત્ર બની અને તેમણે પણ જીવનનો ખરો આનંદ-સ્વાતંત્ર્ય-ભોગવવા માડયુ શી રીતે તેમણે પુરૂષોને જેર કર્યા તેનો લાંબો ઈતિહાસ અત્રે લખવો યોગ્ય નથી

× × ×

જીવનના અનેક ક્ષેત્રો છે તે પૈકી નીચેના ખાસ છે ખાસ એટલે કે 'જાહેર જીવન' સાથે થોડે ઘણે અંશે જે સબંધ હોઈ શકે તે –

(૧) રાજકારણ (૨) સાહિત્ય (૩) વિજ્ઞાન (૪) ધર્મ અને સમાજ

( ૧ )

સ્ત્રીઓએ રાજકારણમા કેટલે અંશે ભાગ આપ્યો તે તપાસીએ, આજે જ્યારે સ્ત્રીઓએ દરેક ક્ષેત્રમા ઝંપલાવ્યુ છે અને જ્યારે તેમણે તેમા નોંધપાત્ર પ્રગતિ સાધી છે તે વખતે તેમણે રાજકારણમા પણ ઠીક ઠીક ભાગ લઈ નામાંકિત્ય પ્રાપ્ત કર્યું છે બીજા કોઈ પણ ક્ષેત્ર કરતાં તેઓ આ ક્ષેત્રમાં વધારે યશસ્વી થઈ છે આજે દુનિયાભરમા વિશ્વયુદ્ધના નામની બૂમો ઉઠે છે, ને જે જે ગુલામ દેશો છે તેમણે સ્વાતંત્ર્ય-પ્રાપ્તિ માટે ઝંડો ઉઠાવ્યો છે હિન્દ જેવુ રાષ્ટ્ર ગુલામીની જંજીરોમાથી મુક્ત બની તેના કર્તવ્યમા મચી ગયુ છે ઈન્ડોનેશિયા જેવા દેશો પણ એ કાર્ય માટે તનતોડ મહેનત કરી રહ્યા છે જમાનો ભાગફોડ ને સ્વતંત્ર માનસનો છે. દુનિયામા રાજકારણનો વા વાયો છે નવસર્જન ને પુનર્રચના આ આજના યુગનો પ્રધાન ધર્મ થઈ ગયો. ત્યારે એની અસર તળે કયો દેશ કે સમાજ ન આવે! જનતા બીજા કોઈ પણ ક્ષેત્ર કરતા રાજકારણમા વધારે ખૂંપેલી છે ને હોય તે પણ સ્વાભાવિક છે સ્ત્રીઓએ બીજા ક્ષેત્રો કરતાં રાજકારણમા શા માટે, વધારે યશ પ્રાપ્ત કર્યો તેનુ આ મુખ્ય કારણ. આપણે ઘણે દૂર જવાની જરૂર નથી હિન્દુસ્તાનનો જ દાખલો લઈએ આઝાદી મળી નહોતી ત્યારની વાત છે

હિન્દુસ્તાનમા એની બિસેન્ટે એમના પગ મુકયા ને હિન્દુસ્તાનની પ્રજામાં અપૂર્વ જોશ રેલાવ્યુ ને 'આઝાદી' ની ભાવનાની પ્રેરણા તેમણે પણ આપી વખત વિતતો ગયો. હિન્દુસ્તાનમા એક નવુ બળ ઉભુ થયુ તે હતુ સુભાષ બાબુની 'આઝાદ હિન્દ ફોજ' તેના એક ભાગ તરીકે 'કેપ્ટન લક્ષ્મી' ની એક સ્ત્રી સેના ઉભી થઈ તેમા સ્ત્રીઓ 'અબળા' મટી 'સબળા' બની. જેના બાવડામાં લેશ માત્ર તાકાત નથી એમ કહેવામા આવતુ હતુ તેમના બાવડામે

વજનદાર બંદૂક ઉપાડીને ફેંકી બતાવી. આ વાત જ્યારે કરું છું ત્યારે મને ઝાંસીની રાણી લક્ષ્મીબાઈએ અંગ્રેજ દલ સન્મુખ ઉચ્ચારેલા શબ્દો યાદ આવે છે, " મૈં મેરી ઝાંસી નહીં દુંગી । " ને આઝાદીના ઇતિહાસમાં એ લક્ષ્મીબાઈ હોમાઈ ગઈ આઝાદી મળી-પૂજ્ય બાપુજીના પ્રતાપે આઝાદી મળી અને દેશના કેટલાક અમલના ખાતાઓમા સ્ત્રી અધિકારીઓ રાખ્યા જે માન સમસ્ત દુનિયામા સ્ત્રીઓને અત્યાર સુધી નથી મળ્યું તે માન હિન્દુસ્તાનની સ્ત્રીઓને મળ્યું રાજકુમારી અમૃતકુંવર જેવી સ્ત્રીઓ એ માન ભોગવે છે સ્વ સરોજિની નાયડુ સંયુક્ત પ્રાંતના ગવર્નરપદે શોભાયમાન થયાં ને પરદેશના એલચી તરીકેનું પદ વિજ્યાલક્ષ્મી પંડિતને પ્રાપ્ત થયું બળવાખોર સ્ત્રી શ્રીમતી અરુણા અસફઅલીને કોણ નથી ઓળખતું ? યુનોના એક સભ્ય તરીકે હિન્દુસ્તાનની એક સ્ત્રી બિરાજે છે

આમ રાજકારણમાં સ્ત્રીઓએ જાહેર રીતે ભાગ લેવા માડયો છે અને હવે જે જુવાળ પ્રગટ થયો છે તે ઓસરી નહી જ જાય.

આ તો હિન્દુસ્તાનની વાત થઈ પણ જગતભરના ઇતિહાસ તરફ દૃષ્ટિક્ષેપ કરો હિંદમા રઝિયા બેગમ જેવી શાહજાદીઓ તખ્તનશીન થઈ ચૂકી છે મરાઠી રાજ્યમાં રાણી અહલ્યાબાઈનો ઉલ્લેખ મળી આવે છે ઇંગ્લડની ગાદી પર એન, મહારાણી વિક્ટોરીયા, ઇલિઝાબેથ, કેથેરાઈન જેવી રાજ્યકર્તા સ્ત્રીઓ તખ્તનશીન થઈ હતી અને નામદાર કિંગ જ્યોર્જ પછી રાજ્યાભિષિક્ત થનાર ઉમેદવાર પણ સ્ત્રી જ છે ઝારના જંગલમાં ભટકતા બહારવટિયાઓને પણ તેમની સ્ત્રીઓની જ હૂંફ હતી, અને રશિયાની સરકારને કોપને ઉત્તેજીત કરનાર સરદાર હિનેબિણી કેગેરાઈન પણ એક સ્ત્રી જ હતી. રાજદૂત પદે પણ સ્ત્રીઓને નિયુક્ત કરવામાં આવે છે હોલબ્લસની કુમારી સુસિ, એચમ્સન, બલગેરિયાના રાજદૂત પદ પર રોનક્રાઇક, રશિયા અને લંડનની રાજદૂત સ્ત્રી લેડી સુમોડીલર, ઉર્મન પ્રાંત તરફથી બેલ્જીયમની રાજધાની બ્રસેલ્સમાં નિયોજેલી રાજદૂત સ્ત્રી કોટાઇક સૂપ્સ નોર્વે તરફથી પહેલવહેલી રાજદૂત પદે નીમેલી (મેક્સિકોમા) હેનરિયટ હાપનો ઉલ્લેખ વિલાયતના સામાયિક ' સીનીઝન ' મા એક વખત પ્રકાશીત થયો હતો.

નવીન રશિયાનો અસલી સ્થાપક લેનિન નહી પણ ઓલ્ગા ગોરોકોફ નામની એક સુંદર યુવતી હતી તે ગરીબીમા જન્મેલી એક કિસાન દંપતીની પુત્રી હતી. માતા પિતાના મૃત્યુ સુધીના વખતમાં એ મહિલા ફોજની સભ્ય માત્ર હતી, પણ પછી તે ચતુરાઈ ને વીરતાથી કર્નલ બની આ પદ પ્રાપ્ત કરીને તેણે એટલી વીરતા બતાવી કે લોકો તેને ' Woman Napoleon ' કહેવા લાગ્યા.

અને દેશમાતાની મુક્તિ માટે કે તેની લાજ માટે ખપ્પરમા હોમાઈને ઇતિહાસને પાને અમર બની જનારી અનેક સ્ત્રી રાજકારણીઓનો આપણને ઠેકાણે ઠેકાણે ઉલ્લેખ મળે છે

કેટલાક આગળ પડતા દેશોમા સ્ત્રીઓની રાજસભાઓમા વરણી કરવામા આવે છે વળી એવું પણ કેટલીક જગ્યાઓએ બન્યુ છે કે સ્ત્રીઓને વહાણના હોદ્દાઓ પર નિયુક્ત કરવામાં આવે છે વળી પરદેશોમા મહિલાઓના લશ્કરની યોજનાઓ પણ અમલમા મૂકાય છે પણ આ બધાની પૂર્વ તૈયારી રૂપે સ્ત્રીઓના સાંસારિક સુસજ્જતા તેમજ આ ક્ષેત્રના ઉંડા અભ્યાસની ખાસ જરૂર છે

સ્ત્રીઓ કેટલે અંગે રાજકારણીય જીવનમાં ભાગ લઇ શકે અને સ્થાન સંપાદન કરી શકે તેનો ખ્યાલ આ ઐતિહાસિક પ્રસ્તાવમાથી સારી રીતે મળી રહે છે

( ૪ )

સ્ત્રીઓએ રાજકારણમા પણ ભાગ આપ્યો છે કદાચ તે રાજકારણ જેટલો વિશાળ નહી હોય પણ, આ ભાગ પણ જેવો તેવો તો નથી જ

પહેલા ગુજરાત પર દૃષ્ટિ ફેરવીએ ગુજરાતી સાહિત્યમા એક યુગલ નજરમા સૌથી પહેલુ તરી આવે છે એ જોડી છે શ્રીયુત કનૈયાલાલ મુન્શી અને શ્રીમતી લીલાવતી મુન્શીની બન્નેને એક બીજાનો સહયોગ સાપડયો લીલાવતી મુન્શી ગુજરાતી સાહિત્યમા ઠીક ઠીક આગળ પડી ગએલા મહિલા છે. બીજા પણ હ્લાણુબહેન મહેતા, પુષ્પા બ્હેન મહેતા વિ અન્ય સાહિત્ય કાર્યો છે.

રાજ કારણમા અગત્યનો ભાગ લેનાર સ્વ. સરોજીની નાયડુ પણ અંગ્રેજી કાવ્યો રચતા હતા તમને એમના કાવ્યોતા લગભગ દરેક દરેક ઇંગ્લીશ સીલીકેશન્સમા દર્શન થશે તેમના કાવ્યો એટલા બધા મુગ્ધતા પ્રેરક છે કે તેમને "હિંદના બુલબુલ"નુ શોભા સ્પદ ઉપનામ મળ્યુ છે તેમનુ ખોળિયુ ગયુ, પણ તેમના કવિત્વ અને પ્રતિભાની સુવાસ હમેશા ધરતીને ભરેલી જ રાખશે

વિશ્વ વિખ્યાત નોબેલ પ્રાઇઝના અનેક જણ વિજેતાઓ થયા છે અને તે કોઇ એક દેશમાથી નહી બલ્કે ઘણાય જુદા જુદા દેશોમાથી વિશ્વવિખ્યાત લેખિકા પર્લ બકને પણ આ માન મળ્યુ છે તે સાધારણ કુટુ-બની બાઇ છે તેને પણ સભાળ રાખવા જેવા બાળકો છે, ખેતરનુ કામ કરવાનુ છે છતાય એક નાનકડી ગૃહ-લાયબ્રેરી વસાવાય એટલા પુસ્તકો એણે લખી નાખ્યા છે ઉપ યુંક્ત કથન પ્રમાણે તેને નોબેલ પ્રાઇઝનો પુરસ્કાર મળ્યો છે

'કાન્ત'ના 'પૂર્વાલાપ'મા શ્રીમતિ બ્રાઉનિંગના કાવ્યના અનુવાદ નજરે પડે છે આ લેખિકા ભૂતકાળમાં ડૂબી ગઇ છે છતાય એની સુવાસ ભૂતકાળને ભેદીને આપણને મુગ્ધ કરી જાય છે

—અપર્ણ

## પ્રેમીને ઠપકો

રડી રડી થઇ લોચન લાલ,
કે છોડો મેલુ રે !

માગ ઉરના થયા બેહાલ,
કે એકલ ખેલુ રે !

જાણી જાણી તમારી પ્રીત,
કે છોડો મેલુ રે !

એમા માની તમારી જીત ?
કે એકલ ખેલુ રે !

ચોક્ખુ કહી દે 'ન મળવુ એમ,'
કે છોડો મેલુ રે !

આમ રઝળાવે છે કેમ ?
કે એકલ ખેલુ રે !

કહે તો જોઉ ન તારે વાટ,
કે છોડો મેલુ રે !

પછી મણુ નહી શિર સાટ,
કે એકલ ખેલુ રે !

ધ્યાન બેસે છે મારી વાત ?
કે છોડો મેલુ રે !

જોજે, આવુ ફરી નહી હાથ,
કે એકલ ખેલુ રે !

અનુપસિંહ પરમાર 'કોકિલ'



# સત્ય પત્રો

અનુવાદક શ્રી નલિન છો. પંડ્યા

શ્રી સુમનજી સ્ત્રી જીવનના અચ્છા અભ્યાસી અને હિંદીના સુપ્રસિદ્ધ લેખક છે તેમનો એક બગ મહિલા વચ્ચેનો મા કે પત્ર નામના પુસ્તકમા પ્રસિદ્ધ થયેલા પત્રવ્યવહારનો અનુવાદ અહીં રજુ થાય છે

૧

પત્રક્રમાંક ૧

અજમેર, દિ. ૯–૨–૨૯

બહેન,

'સ્ત્રી પુરુષના અધિકાર' નામક આપનો લેખ કેટલા દિવસ પહેલા મળ્યો. × × × આપનામા પ્રતિભા છે, માનવજાતિની સેવા કરવાની તમન્ના છે, ઉત્સાહ છે અને આ માટેજ ઉક્ત લેખમા પ્રકટ કરેલ ભાવના સબંધી કંઇક લખવા પ્રેરાયો છુ આપને મારો પરિચય નહિ હોવાથી આપને વિશ્વાસ બેસશે નહિ કે મારા હૃદયમા આપના કરતા પણ વધુ આગ સળગે છે અંધારી રાતના એકાંતમા બેસી કેટલીયવાર બહેનોની દુર્દશા અને દયાજનક પરિસ્થિતિ પર આંસુ વહાવ્યા છે–વહાવુ છુ

તમે પુરુષ અત્યાચારની વાતો લખી છે તે સત્ય છે તે કરતા પણ વધુ ધૃણાજનક અત્યાચારો પથ્થરી હૃદય બનાવી જોયા છે, અને જોઇ રહ્યો છુ શક્ય છે ત્યાસુધી તો મે સ્ત્રી જાતિની તરફેણમાજ મારો મત આપેલ છે માતાઓએ અને બહેનોએ સામાજીક આંદોલન વખતે વ્યક્તિગત હીત તરફ ધ્યાન ન રાખતા સામુદાયીક હીત તરફજ ધ્યાન આપવુ જોઇએ હુ આજ મતનો છુ હુ જાતે દેશ, કાળ, જાતિ વિ. ને નષ્ટ કરીનેજ વિવાહ પ્રથામા માનનાર છુ પણ તે માટે સામાજીક ક્રાંતિ કરવામા માનતો નથી, વ્યક્તિગત ઉદાહરણની ઝીણવટ ભરી તપાસ કરવામા આવે તો સમાજમાં કઇ જાતનો સડો પડે છે તે સ્પષ્ટ માલુમ પડશે. પુરુષો દયાપાત્ર બનશે ક્રોધને પાત્ર નહિ સારી સમાજ રચના તુટી પડી છે સારાસાર વિચારનો અભાવ માલુમ પડે છે, તેમા સ્ત્રી અને પુરુષ બન્ને ભાગીદાર હોવા છતા તેની જવાબદારી દરેક પર અલગ અલગ નાખી દેવી તે યોગ્ય નથી જેવાં ઉદાહરણો પુરુષોની બાબતમા આપ્યાં છે તેવાજ ઉદાહરણો બહેનોની બાબતમા મે જોયા છે અને બહેનો પર ગુસ્સો થતો નથી સમજુ છુ દોષ સંજોગોનો–વાતાવરણનો છે નહિ કે સ્ત્રી યા પુરુષનો. એક બીજાની ઉપેક્ષા કર્યા કરતા ભેગા મળી એક સમાજ રચના કરવી જોઇએ સમાજ રચનાના પાયામા રહેલ દોષો દૂર થતા જ સ્ત્રી પુરુષના સબંધો આપોઆપ સુધરશે. આપણા સમાજની સ્થિતિ એક એવી જમીન જેવી થઇ ગઇ છે જેમા ફળ ઉપજતા નથી અને જે છોડ તેમા ઉગે છે તેને ત્યા રહેલ કીડાઓ ખાઇ પી તેની પ્રગતિ અટકાવી દે છે તેનુ

બાહ્ય કલેવર બદલાયું નથી, આ સત્વહીન અનાજ ખાઈ ગાળો આપવી વ્યર્થ છે તેનાથી શોભા પણ શી ? આપણે તે ખેતરને જ દુરસ્ત કરવું ને !

કેટલીય બહેનો કષ્ટમય જીવન વ્યતીત કરી રહી છે આ શુ કોઈને કહેવા જેવી વાત છે ? વિચારુ છુ અને બધે જ અંધકાર જાણુ છુ કોઈ કોઈવાર તો ગુસ્સો કાબુમા રહેતો નથી મનમા થાય છે કે આવી પુરુષ જાતિનો વિનાશ થઇ ગયો હોત તો ઘણુ જ સારુ થાત. શાંત મને વિચારતા થાય છે કે તે બહુ દોષીત નથી તે અસહાય છે—અજ્ઞાન છે તેમની બુદ્ધિ બહેર મારી ગઈ છે તે તો દયાને પાત્ર છે તેમના પર ક્રોધ કરવો યોગ્ય નથી આવી હીન અવસ્થામા પણ બહેનોને ત્યાગ અને તપશ્ચર્યાની સાધના કરતી જોઉ છુ અને મનમા આનંદ પામુ છુ તેમની દયા, કરુણા, મમતા, તપશ્ચર્યા અને તેમના પ્રેમથી જ પુરુષ જાતિનો ઉદ્ધાર થશે. તેમનો પ્રેમ અને આશિર્વાદ, તેમની લગન અને શુભ કામના પર વિશ્વાસ હોવાથી જ જ્યારે તેમને અધીર થતા દેખુ છુ ત્યારે લાગે છે કે બચેલી મુડી પણ જવા બેઠી છે પુરુષોએ પુરૂષત્વ ગુમાવ્યુ છે અને સ્ત્રીઓ સ્ત્રીત્વ ગુમાવશે તો આપણા હાલ રસ્તાપરના ભીખારી કરતાય બુરા થશે મે વિધવા બહેનોની મૌન તપશ્ચર્યા ભાળી છે તેમના દુ:ખ પરત્વે અશ્રુધારા વહાવી છે તેમને જોઉ છુ અને વિચારુ છુ "કેટલુ સહન કરે છે" અંતરથી ઇચ્છુ છુ કે તેમના દુ:ખ સત્વરે નષ્ટ થાય, પણ એમ નથી ઇચ્છતો કે તેમનામાં રહેલ સહનશીલતા, મૌન તપશ્ચર્યા અને સાધના સહિત નષ્ટ થઇ જાય. આસ્કર વાઇલ્ડ—અંગ્રેજી લેખકના શબ્દો યોગ્ય જ છે, "જ્યાં દુ:ખ છે ત્યા પવિત્રતા છે મનુષ્ય કોઇ દિવસ આ સત્ય સમજશે "

હુ આશા રાખુ છુ કે જે કાંઇ લખ્યો તે શાંત મને લખશો આપણા જીવનમા આવતા વેદનામયી પ્રસંગો આપણી આંતરિક જ્વાળાને ઉશ્કેરે છે જે આપણને અશાંત અને અસ્થિર બનાવી મૂકે છે આ જ્વાળાને જ સળગતી રાખીને જ સંયમથી, આત્મદમનથી કામ કાઢવુ જોઇએ હુ યુવાન છુ યૌવનના થનગનાટનો પુજારી છુ વિદ્રોહને મારો ધર્મ સમજુ છુ ઇચ્છુ છુ કે બહેનો પણ વિદ્રોહ કરે એ વિદ્રોહ એ દળ સામે ન હોવો જોઇએ કે જેમના સાથે તેમને જીવન વિતાવવાનુ છે, પણ વિદ્રોહ તો સમાજ રચના સામેજ હોય. પાયો બરાબર થઇ જાય — જમીન ફળદ્રુપ બની જાય — પછી સુંદર વૃક્ષો આપો આપ ફુલશે-ફાલશે.

આપનો

• •

## પત્રક્રમાંક ૨

(પહેલા પત્રનો જવાબ)

દિ. ૧૪-૨-૨૬

સ્નેહી ભાઈ,

પત્ર લખવા માટે ધન્યવાદ. આપે લખેલ વસ્તુ યથાર્થ જ છે પુરુષોના અત્યાચાર પર દયા દાખવવી એ તેના અત્યાચારી ભાવોને ઉત્તેજન આપવા જેવું નથી ? ધારો કે તેમના અત્યાચારી કૃત્યો તરફ ધ્યાન ન આપતા દયા બતાવીએ તો શુ તેમનો ઉત્સાહ બમણો નહિ વધે ? તે સ્ત્રીઓને કચડવામા આનંદ નહી માને ? પુરુષ શક્તિશાળી છે, તે ધારે તો સમાજ રચના બદલી શકે એમ છે આથીજ કહુ છુ કે સમાજ રચના માટે કોઇ ગુન્હેગાર હોય તો પુરુષજ છે એમ નથી કહેતી કે સ્ત્રી સાક્ષાત્ દેવીનો અવતાર છે સ્ત્રીઓમાં પણ

એક જગ્યાએ કરુણા અને વાત્સલ્યતાના ઝરણા વહેતા જોશો ત્યારે બીજી જગ્યાએ કઠોરતા અને પૈશાચિકતાનુ તાડવ નૃત્ય નિહાળવા મળશે શિવ અને શૈતાનનુ કેવુ વિચિત્ર મિશ્રણ !

પુરુષોમા પણ આવુ જ જોવા મળશે. આમ હોવા છતાય સ્ત્રીઓને દોષિત ગણુતી નથી. તમે કહેશો અમારો અધ વિશ્વાસ છે ! હુ સ્ત્રી હોઇ સ્ત્રી પ્રત્યે સન્માન હોય એ સ્વાભાવિકજ છે ઉંડો વિચાર કરશો તો તમે પણ મારા મતને માન્ય રાખશો. સ્ત્રી પરાધીન છે તેને કોઇ જાતનો અધિકાર નથી તેની બધીજ ઇચ્છા પુરુષ પર નિર્ભર-આધારીત-છે કોઇપણ કાર્ય કરવા પ્રેરાશે પણ પુરૂષોની નાદિરશાહી આગળ નમી પડશે.

આજે ભારતવર્ષમા કાયસ્થ જાતિ જેટલી ઉન્નત છે તેટલીજ તે કુરૂઢીઓની દાસી છે-કુરૂઢીઓથી ભરપુર છે ભલે મારુ આ ઉદાહરણ સમસ્ત જાતિને લાગુ ન પડે તો પણ જ્યાસુધી મે જોયુ છે-અનુભવ્યુ છે ત્યાસુધી તો બધાજ ઉદાહરણ મારા વિચારોને પોષે છે

હાઇકોર્ટના જજ સર નોજ દાખલો લો. પોતે સુધારક છે પરણુ વિ કુરૂઢીઓના વિરોધી હોઇ ખુલ્લુ બડ પોકારે છે કાયસ્થ -પાઠશાળાના માનનીય સભ્ય છે તેમણે પોતાની એક પુત્રીનુ લગ્ન એવી જગ્યાએ કર્યું છે કે જ્યાંથી તેમને બદલામાં રૂ. ૩૫૦૦૦) મળ્યા. ઘરની સ્ત્રીઓનો આ સામે વિરોધ હતો એટલુ જ નહિ પણ તે ઇચ્છતી કે પુત્રીનુ લગ્ન અહિ ન થાય તો સારુ. નગારખાનામા પિપુડીનો અવાજ કોણ સાભળે ! આથી ઉલટુ જ સ્ત્રીને બદલે પુરૂષ વર્ગેજ વિરોધ કર્યો હોત તો પૈસા લેવાત ? આથીજ બધા દોષ માટે જવાબદાર હોય તો તે માત્ર પુરૂષ જાતિજ છે.

પુરૂષ જાતિનો વિનાશ થાય એમ ઇચ્છતી નથી પણ એટલુ તો જરૂર ઇચ્છુ છુ કે તેમના કુકૃત્યોની નિદા થાય, તેઓ શરમથી નીચુ જુએ અપમાનિત થતાજ તેમને ભાન આવશે નહિ તો પોતાની સત્ય દશાથી અપરિચિત રહેશે આપનાજ વિચારમા સહેજ ફેરફાર કરી કહુ તો, 'જમીન ખરાબ નથી પણ છોડ ઉગતાજ છોડના મુળમા કુરૂઢીના કીડાઓ પેસી તેમને સત્વહીન બનાવી દે છે આથી આવશ્યક છે કે જરૂરી ડાળોને કઠોરતા પૂર્વક કાપી નાખી કીડાઓને દુર કરવા જોઇએ

સમજુ છુ કે તમે આશાવાદી હશો, લખાણ પરથી અટકળ અનુમાન બાધુ છુ હુ તો અધીર હૃદયી છુ સ્હેજ પણ વિલબ મારા માટે અસહ્ય છે હા, માનુ છુ કે વિવેક ગુમાવવો નહિ બની શકે છે મારી અધીરતા માગ માટે લાભદાયી ન પણ નીવડે લાચાર છુ ઉર્મિઓ દબાવવા છતાં દબાઈ રહેતી નથી, તમારી સલાહ માન્ય છે જે કાઇ લખીશ તે શાત ચિત્તે લખવા પ્રયત્ન કરીશ શક્ય છે હૃદયોર્મિ મને લાચાર બનાવી દે મોકલેલ લેખ લખતી વેળા મારુ મગજ અસ્થિર હતુ ઉર્મિઓ દબાવવા પ્રયત્ન કરેલો પણ લાચાર, આજ લેખમા આપને ઘણી અશક્યતાઓ લાગશે. આપનુ જ વાક્ય પુનશ્ચ – " જીવનમા આવતા વેદનામયી પ્રસગોની આતરિક દુખદ જ્વાળા આપણા મનને ચચળ અસ્થિર અને અશાંત કરી મૂકે છે " એ જ્વાળાને જ્વલત રાખી સયમથી આત્મદમનથી દ્રઢતા અને શાતિથી કામ કેવી રીતે ઉકલે તેજ મારે મન એક મુશ્કેલી છે હા એ સત્ય છે કે અમારો વિદ્રોહ એક જાતિ તરફ ન હોવો જોઇએ કે જેની સાથે અમારે જીવન વીતાવવાનુ છે પણ એ વિદ્રોહ તો સમાજરચના સામે જ હોવો જોઇએ અહિં પણ એક મુશ્કેલી છે સમાજ રચના તરફ વિદ્રોહ કરીશુ તો રચના લાગુ કોને પડશે ? દોષિ હશે તેનેજ ને ?

આપની

..

( અપૂર્ણ )

# ભાઈ-બ્હેન

મુળ લેખક શ્રીમતિ સત્યવતી મલીક
અનુ. શ્રી કપિલા વ્યાસ

માનસશાસ્ત્રની દૃષ્ટિએ બાળમાનસનુ વિશ્લેષણ કરતી ભાઇ બહેનના બાળક પ્રેમની એક ચિંતનશીલ વાર્તા

卐

“ એ એ એ ! ઓ આ ! એ , એ ! ”—એકવાર, બે વાર નહિ અને સતત, અટક્યા વગર કમલનો બેસૂરો સંભળાયો એટલે સાવિત્રીથી સહન થયુ નહિ, કારબન પેપર અને ડિઝાઇનની કૉપી ટેબલ પર પછાડી તરત તે ઉભી થઇ અને બાથરૂમના બારણા બહાર ઉભેલા કમલને તેણે ગોદમા લીધો હોઠથી બુચકારતા બુચકારતા તે બોલી–“ ના રડીએ દીકરા, સવારના પહોરમા ના રડાય ! ”

“ તો નિમળા મારૂ ગીત કેમ ગાય છે ? ને મારૂ આ ખમીસ પણ પાણી ઉરાડી છાંટી નાખ્યુ ! ”

સ્નાનાગારમાંથી હજુ ઝીણો સૂર કાઢી નિર્મળા ગણગણી રહી હતી—”

“ એક છોકરો હતો, તે શેતલ હતો ”

“ દુષ્ટ છોકરી છે, નાહિને એને બહાર તો નીકળવા દે પછી એને એવી ટકોરૂ કે એ જ ભૂલી જાય ”—મા પાસેથી આ આશ્વાસન પામી કમલ કપડા બદલવા ચાલ્યો ગયો.

કોણ જાણે કેટલીએ મંગલ કામનાઓ, ભાવનાઓ અને આશીર્વાદો વર્ષાવતા વર્ષાવતા સાવિત્રીએ તેના ભાઇને જન્મગાંઠના દિવસે ભેટ તરીકે આપવા એ સફેદ રેશમી વસ્ત્ર ઉપર પતંગીઆની સુંદર ડીઝાઇન ખેંચી છે આછા ભૂરા, સોનેરી અને ઘેરા રાતા રંગના રેશમી દોરાથી ટેબલક્લોથ ગૂંથતાં ગૂંથતા એના હૈયામાં કેટલાંએ મીઠા સ્મરણો આવીઆવીને ટકોરી ગયા હતા, અનેક વન, પર્વત, નદી–નાળા તથા મેદાનની યે પેલી પાર કયાંક દૂરથી એક મુખાકૃતિ વારવાર નેત્રોની સમિપ આવીને એના રોમેરોમને પુલકિત કરી મૂકે છે વળી એમ લાગે છે કે જાણે સામી દિવાલ પર ટીંગાવેલી નરેન્દ્રની તસ્વીર હસીને બોલી ઉઠશે “ બહેન ! ” સાવિત્રીની આંખોમા પ્રેમાશ્રુ છલકી ઉઠયા. પતંગિયાની એક પાંખ પુરી થઈ ગઇ છે, બીજી તરફ ગુંથવાની શરૂઆત કરે તે પહેલા જ કમલના ડુસકા અને આંસુઓએ સાવિત્રીને ફરીથી ત્યાંથી ઉઠવા ફરજ પાડી દીધી

ગુસલની વસ્તુઓ બેગમા નાખતી નિર્મળાની નિકટ ઉભા રહી સાવિત્રીએ કડકાઇથી કહ્યું “ નિર્મળા, આવડી મોટી થઇ તોય તને શરમ પણ છે કે નહિ ? કમલ તારાથી ચાર વર્ષ ન્હાનો છે, તુ એને તારી કોઇ ચીજને અડકવા દેતી જ નથી, હરેકપળે એ બિચારો રડતો રહે છે ધારો કે એણે તારા કંપાસબોક્ષને જોવા લીધુ તો શુ બગડી ગયુ ? ”

નિર્મળા નીચુ માથુ કરી ધીમુ હસી રહી હતી, એ જોઇ સાવિત્રીનો મિજાજ વધુ ફટકી ગયો એણે મોટે ધારે બોલવાની શરૂઆત કરી “ રાણીજી, મોટી થઇ

ત્યારે ખબર પડશે, જ્યારે એનું મ્હો જોવાય નહિ મળે. ભાઈબહેન કાંઈ હમેશાં સાથે નથી રહેતાં.. કાલે સવારે છૂટા પડવું પડશે."

બાના ધમકાવ્યાથી બાલિકાના નાનકડા માનસને ગૂંચવણમાં મૂકી દીધું આશ્ચર્યચકિત બની તે બાના ગુસ્સે થયેલા મ્હોં ભણી એક સ્થિર, ગંભીર, કુતુહલ પૂર્ણ દૃષ્ટિ નાખી રહી ગઈ

લગભગ અર્ધો કલાક પછી સ્હેજ ઉદાસીન મુખે નિર્મળા જ્યારે કમલને લઈ સ્કુલમાં ગઈ ત્યારે સાવિત્રીને તેની સર્વ વાચાળતા સારહીન લાગી એકાએક થોડા વર્ષો પહેલાની એક વાત એને યાદ આવી ગઈ ત્યારે તે નરેન્દ્ર સાથે કેમ લડી પડી હતી ! છિ !

એક તુચ્છ જેવી વાતમાં . પરન્તુ આજે જે વાત તુચ્છ જેવી લાગે છે તેજ વાતે એવું ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું હતું કે જેને લીધે ભાઈબહેને પુરા એક મહિના સુધી એક બીજા સાથે વાત પણ કરી નહોતી ! એકાએક સાવિત્રીના ચહેરા પર હાસ્ય પ્રગટી ઉઠ્યું, એને યાદ આવ્યું કે એ અબોલા તોડાવવા નરેન્દ્ર બિચારો પણ કેવો તલસતો હતો રાતદિવસ નવી નવી રેકર્ડો લાવી વગાડવી, મિત્ર પાસેથી દુર્બીન માગી લાવવું અને જતા આવતાં બહેનના ઓરડામાં ડોકીયું કરી જોવું કે કંઈ પ્રભાવ પડે છે કે નહિ ! પોતે જાતે પણ કેવી ચોરી છુપીથી મીઠાઈની રકાબી નરેન્દ્રના ઓરડામાં મૂકી આવતી—આ બધું યાદ કરી તેને ખુબ હસવું પણ આવી ગયું

*　　*　　*

ફરી ટેબલકલોથ હાથમાં લઈ ભરતાં ભરતા મનમાં ને મનમાં સાવિત્રીએ પ્રતિજ્ઞા લીધી કે આજથી હવે બાળકોને જરાય ધમકી આપવી કે ફટકારવાં નથી, પરન્તુ જ્યા બાર વાગે નાની રીસેસમાં ખાવા માટે બન્ને જણું ઘેર આવ્યા ત્યારે કમલ તરફથી ફરિયાદ ચાલુ જ થઈ ગઈ ' બા ! નીમૂ મને એની સાથે ચાલવા દેતી નથી અને પાછળ મૂકીને દોડી આવી છે ' મન્દાકીની નીર પૂર્ણ ધારાએ ' ને બદલે ' કમલ નીર પૂર્ણ ધારાએ 'નું ગાયન ગાઈ ચીઢવે છે અને ' ગધેડો કહે છે "

ખાસ કોઈ ગંભીર વાત નહોતી અને બીજા કોઈ દિવસે નિર્મળાની આ મસ્તીને હસીને સાવિત્રીએ ટાળી નાખી હોત, પરન્તુ આજે સવારથી જ એના મનગમતા અને આવશ્યક કામકાજમાં વારંવાર એ ઉદ્ધત છોકરીએ ડખલ પાડયા કરી એથી સાવિત્રી ગુસ્સે થઈ ગઈ એક ધોલ નિમૂના ગાલ પર ચોડી દઈ ગુસ્સામાં બોલી " બસ, હું તો થાકી તારાથી કાલેજ સ્કુલમાંથી તારૂં નામ કઢાવી નાખું ત્યારે ખરી ! આ અંગ્રેજી ભણતરનું જ પરિણામ છે આ ટીચણું જેવડી છોકરીએ તોફાન કેવું માંડયું છે ! અત્યારથી ભાઈબહેનોનું મ્હો ગમતું નથી તો મોટી થઈશ તો કોણ જાણે શું યે કરીશ !"—પછી થાળીમાં પૂરી અને શાક પીરસી બન્ને બાળકોની સામે થાળી મૂકતા સ્હેજ ધીમા સ્વરે તે બોલી " જો નિર્મળા, જ્યારે હું તારા જેવડી હતી ત્યારે મારા ભાઈ બ્હેનને કદી પજવતી નહોતી, મારા બા–બાપાને પણ નહિ " પરન્તુ આ વાત કહેતાં કહેતા સાવિત્રીનો થોડો કંપ પણ આવી ગયો.

*　　*　　*

" ઓ બા ! અમે બન્ને સીતાને ઘેરથી સ્વારી જોઈશું, જઈએ જો ! " કમલે નમ્ર સ્વરે એની બાની સંમતી માગી.

" ના ભાઈ, આપણે ઘેરથી કયા

દેખાતી નથી ? " બારણાની ઓથે નિર્મળા ઉભી હતી. સાવિત્રી સમજી ગઈ ખીજવાઇને બોલી " સારૂ ટળો, સાચવીને પાછા આવજો, છોકરી કેટલી સેતાન છે ! આ બાધાને આગળ કરે છે – નામ એવુ અને કામ મોતાનું, જાવ "

પાચ વાગે મહોરમની સ્વારી નીકળવાની હતી. ઘડીવારમા તો ચોકમા સેકડો મનુષ્યોની ગીર્દી જામી ગઈ સાવિત્રીનુ ધ્યાન કદી કાળા, લીલા, રગ બેરગી વસ્ત્ર પહેરી આવેલા જન સમુદાય ઉપર જતુ તો કદી સ્વારીને લીધે અટકી ગએલી મોટર ગાડીઓમા બેઠેલી વ્યક્તિઓ ભણી અનાયાસે ખેચાઇ જતુ અને આ બાજુ બાળકી નિર્મળાના એકાએક હોશજ ઉડી ગયા ! આખા ઘરમા જ્યારે કમલનો પડછાયો સરખો જણાયો નહિ ત્યારે વ્યાકુળ જેવી બની તે એક ખડમાથી બીજા ખડમા, પાછી છજામાં એમ પાખ વિનાના પખીની જેમ તરફડતી દોડવા લાગી, એના બાલ નેત્રોની સામે અધકાર છવાઇ ગયો. એને સર્વત્ર સુનુ સુનુ લાગવા માડયુ બા પાસેથી કેટલીયે વાર નાના બાળકો ભીડમા ખોવાયાની વાતો તેણે સાભળી હતી હાય-હાય ! એનો ભાઇ કમલ કયા ગયો હશે ?

નીચેની સડક ઉપર જુદા જુદા પ્રકારના રગબેરગી રમકડા, નવા નવા આકારના ફુલકા, કાગળની ફરકડીઓ અને પખા, ભિન્ન ભિન્ન સૂરની પપૂડિઓ વેચનારાઓ બાલજગત્ ઉપર એક સમોહની જાળ બિછાવી દેતા હતા થોડે દુરથી ઢમાઢમ ઢમઢમ નગારાનો અવાજ પણ આવતો હતો. નિર્મળા આ સર્વ ચિત્તાકર્ષક વસ્તુઓ ભણી જોયા કે સાભળ્યા વિના ભીડને ચીરતી વેગપૂર્વક દોડતી દોડતી સીતાને ઘેરથી નીકળી પડી. પરન્તુ કમલ તો ઘેર, પણ નહોતો રડતા રડતા નિર્મળાની આખો સુઝી ગઇ ચહેરોય ફીકકો પડી ગયો છેવટે ડુસકા લેતી લેતી, રૂધાયલા કઠે એની બા પાસે જઇ બોલી " કમલ કમલે તો સીતાને ઘેર પણ નથી ! "

સાવિત્રીનુ આખુ શરીર એકવાર તો સહસા કપી ઉઠ્યું ઘડીવારમા ભીડ, મોટર અને ગાડીઓના ભયથી ઘણી અનિષ્ટ શકાઓ પણ એની આખો આગળ આવી ગઇ, પરન્તુ એને એના બીકણ છોકરાની નસેનસનો પરિચય હતો એને ખાત્રી હતી કે કમલ જરૂર કઇને કઇ કોઇની દુકાને ઉભો રહીને અથવા કોઇ નોકરના સામે સ્વારી જોઇ રહ્યો હશે, છતા તેણે ડુસકાં લઇ લઇ રડતી નિર્મળાને છાતી સરસી ચાપી ધીરજ આપી નહિ, ઉલટુ તેમણે ભયખો પામી હોય તેમ તેની છોકરીના રૂદનને સમજવાનો પ્રયત્ન કરવા લાગી રહી રહીને તેના મનમા સદેહ ઉપજતો કે મારાથીય વધારે ભલા માના હૈયાથી પણ વધારે કમલને માટે કોઇના દિલમા દર્દ–ચિન્તા થાય ખરી ? અને આ નિર્મળાને તો કયાંથી થાય, જે આખો દિવસ કમલને સતાવ્યાજ કરે છે ?

સ્વારી પુરીએ થઈ ગઇ કમશ પ્રેક્ષકોના ઝુડ પણ વીખરાવા લાગ્યાં મોટર–ગાડીઓની ધડાધડ આવ જા પહેલા જેવી શરૂ થઇ ગઇ અને સામેના જ ફુટપાથ ઉપરથી સફેદ ચડ્ડી અને સફેદ ખમીસ પહેરેલા કમલ શેય પડોસી ડૉકટર સાહેબના નોકરની આગળી ઝાલી ઘેર આવતા જણાયા

* * *

ફરી દાદરમા ડુસકાંનો અવાજ સાંભળી સાવિત્રીએ ડોકયુ કર્યું તો તે મત્રમુગ્ધ બની ગઇ કમલને દૃઢ બાહુપાશમા જકડી દેવા

( અનુસધાણ પાન ૨૬૫ )

# હૃદય પલટો

લેખક
શ્રી અનંતકુમાર મહેતા

ગોરા ગોરા એના ગાલ હતા. નાજુક અને નમણું નાક હતુ, અને આંખો તો જાણે એ ચાયેલા ધનુષ્યની કમાન ' એમાય જ્યારે તેના ગોરા ગાલ ઉપર કાળા વાળની એકાદી લટ સંતાકુકડી રમતી ત્યારે તો જમનાનુ રૂપ કાંઇ ઓરજ દેખાતુ હજી હમણાજ તે યુવાવસ્થામાં પગલા માંડી ચુકી હતી.

...

તેના લગ્ન હજી હમણાજ થયા હતા. જ્યારે તે પરણીને, પ્રથમ શ્વશુરગૃહે આવી કે તરતજ તેની જેમ એક ચબરાક પોલીસ ઇન્સપેક્ટરની છાપામા હતી, તેના પોલીસો કોઇ તાજા ચોરની જડતી લઇ નાખે, બરાબર નિરક્ષણ કરે, તેમ જમનાની સાસુ કે જે મુખ્ય ઇન્પેક્ટર હતી, તેની નણંદ કે જે સબઇન્સપેક્ટર હતી. તેની સરદારી નીચે બધા સગાવહાલાઓએ તપાસ કાર્ય શરૂ કર્યું

' વહુ રૂપાળી તો છે, પણ કાન જરા લાંબા છે ' એક ચકોર આંખવાળી બાઇએ ટોલ કરી

' અને કાન તો ઠીક, પણ એના કાનના એરીંગ તો જુઓ. ' બીજી બોલી અરે ! એના માબાપ જ એવાં લોભીયા છે જુઓને એની બગડી અને એરીંગ ' સબઇન્સપેક્ટરે સાથ પુરાવ્યો. ત્યા તો મુખ્ય ઇન્સપેક્ટર બરાડ્યા

' હું તો મારા રતન જેવા દિકરાનો વિવાહ જ નોંતી કરવાની '

હજી હમણાજ નવવધુ બનીને આવતી જમના તો આ બધુ જોઇ ડઘાઇજ ગઇ તે નમ્રતાથી બધુ સહન કરી રહી હતી, આ પણ તેની સાસુથી સહન થયુ નહી.

' મોઢામાં જીભ છે કે નહી ? સાવ મુઢ છે મુઢ ! ' આવી રીતે વિવેચન કર્યા પછી પછી પહેલી બેઠક બરખાસ્ત થઇ ' અને જમના તેના દુ ખને મનમા સમાવતી તેના ઓરડા તરફ ચાલી.

× × ×

કરશન સમજુ માણસ હતો તે ઓરડામા બેઠા બેઠા તેની પત્નીની દુર્દશા જોઇ રહ્યો હતો તે આ બધુ જોઇ મનમા અપાર દુ ખ પામતો હતો તે વિચારતો હતો કે,

' આજે સાસુનુ સામ્રાજ્ય જ જગમાં ચાલી રહ્યું લાગે છે ' વાત વાતમા વહુને ગાળો દેવી, તેને હલકી પાડવી એ તો જાણે તેનો સાધારણ વ્યવહેવાર થઇ પડયો છે અને ' તે આગળ વિચારે તે પહેલા તો જમના અંદર દાખલ થઇ તેની નીચી ઢળેલી આંખોમાથી જાણે તે બળ પૂર્વક આંસુઓનો પ્રવાહ રોકતી હતી ધીમે ધીમે તે અંદર આવી અને તેના પતીના પગ પાસે બેસી ગઇ કરશન ઉભો થયો, બારણુ, બંધ કરી આવ્યો, પછી આવીને પ્રેમથી જમનાને ઉઠાડી અને ઢોલીયા ઉપર બેસારી

' માનો સ્વભાવ જ એવો છે જો જમના, એમા દુઃખ ન લગાડીએ એ તો માને અને બ્હેનને ટકટક કરવાની ટેવ પડી. છે હું તારે શાંતીથી સહિષ્ણુ કરને એજ તેમને ઘાત કરવાને રામબાણ ઉપાય છે ' અને જમના, તેના પતીને આવી પ્રેમ પૂર્વક વાતો કરતો જોઈ બધુ દુ ખ ભુલી ગઇ '

પોષ મહીનાની ઠંડી મનુષ્યના કલેજાને વીંધી નાખતી હતી હજી હમણા જ સાતના ટકોરા પડયા હતા છતા રાત્રી પડી ગઇ હોય એવુ લાગતુ હતુ જમના ખાઈ પીયને જરા ચુલા પાસે બેસીને તાપતી હતી તેના અંગ ઉપર એક ચોળી, ચણીયો અને જરી ગયેલો સાડલો, એ ત્રણ સીવાય કશુ જ નહતુ તેના શરીર દ્વાર, જાણે બડછી થઇને હુમલો કરતી હતી.

'બા, બા, આ, ભાભી સાહેબ તો ખાઇ પીયને તાપે છે, કેમ જાણે કઈ કામ જ નથી લાગતુ ' જમનાની નણંદને જમના તાપે તે ન ગમ્યાથી તેની બા પાસે જઇને ચાવ ખાધી પછી જાણે કોઇ કોઇ વિજય કર્યો હોય તેવી અદાથી ઉભી હતી આ સાંભળીને જમના તો બિચારી તરતજ કામે લાગી ગઇ, કારણ કે ઠાક કરતા તેની સાસુની વધુ બીક તેતી

'હા ,વાલામુઈ ' ' સાસુના શ્લોકો એક પછી એક બહાર પડવા લાગ્યા, ' આવી ત્યારથી કાંઈ કામજ નથી કરતી. ખાવુ પીવુ અને ઉંઘવુ ' કેમ જાણે પોતેજ બધુ કામ કરી નાખતા હોય એવી રીતે આંસુ ટપકો આપવા લાગ્યા અને થોડી વારમા, તો પ્રભુ પણ જાણે આવી સાસુ ઓથી શરમાતો હોય તેમ દુનિયા ઉપર તેણે સાવ અંધકાર જમાવી દીધો '

સવારથી સાંજ સુધી કામ કરીને જમના લોથપોથ બની ગઇ રાત્રીએ સુતી હતી હજી સવાર થવાને વાર હતી તમેજ તેના કાન ઉપર, અર્જુનના તીરની જેમ તેની સાસુના એક પછી એક મહા વાક્યો અથડાવા લાગ્યા

'અભાગણી હજી ઉંઘે છે, આ ઘરમા આટલુ આટલુ કામ - પડયુ છે, તોય વાલામુઇ ઉંઘે છે, તો રાણીસાહેબ જરા બાપાને કહેવુ હતુ ને કે મને કોઇ રાજાના કુંવર સાથે પરણાવો '

જમના તો જ્યારથી સાસુસાહેબ ભાષણની પ્રચંડ તૈયારી કરે તે પહેલા જ ઉઠી ગઇ હતી. છતા સાસુનુ ભાષણ ચાલુ હતુ આ જોઇને કરશન એક ઉનો નિસાસો નાખી તેના કામે ચાલ્યો ગયો જમનાને તે જ હિંમત આપતો, અને જમના માટે તો આ ખારા સમુદ્રમા, તેનો પતી જ એક મીઠી વિરડી સમાન હતો

આવી રીતે દિવસો વિત્યે જતા હતા જમનાને અહીયા આવ્યે એક 'વર્ષ' પુરુ થયુ ન હતુ. તેની ઉપરનો અચાનક જુલમ પહેલાના જેવો જ હતો, પણ હવે તો તે ટેવાઈ ગઇ હતી. અચાનક તે ગામમા કોલેરાએ દેખો દીધો અને આવતાની વાર જ જમનાના સાસુને કોલેરા લાગુ પડયો

'વાલમુઇના પગલા જ અવળા છે ' સાસુ બબડતી.

તે ગામના ડોક્ટરે જમનાની સાસુની તપાસ કરી કહ્યુ કે' પૂરતી સારવાર મળશે, તો જ બચશે, છતુ જે સારવાર કરશે, તેને પૂરતુ ધ્યાન રાખવુ 'પડશે 'નહીતર તેને કોલેરા લાગુ પડશે.' આમ કહી ડોક્ટર દવા આપી ચાલ્યો ગયો.

'એ સારવાર હુ કરીશ ' જમનાએ ધીમેથી કહ્યુ એ સાંભળી જમનાની નણંદ આભી જ બની ગઈ કરશનને પણ આનંદ થયો ને એક પ્રેમપૂર્ણ નજર જમના તરફ ફેંકી બહાર ફેંકી બહાર ચાલ્યો ગયો જમનાની સાસુ તો બેભાન હતી જમનાની નણંદ તો જમનાના પગ પકડી રડી ઉઠી.

'ભાભી તમે કેવા દયાળુ છો, મને માફ નહી કરો ? '

ગાડા રે ગાડા મારા નણદબા એમા તે શુ માફી માગવી'તી ? '

જમનાએ પ્રેમથી જવાબ આપ્યો. ' ચાલો આપણે સાથે માની સેવા કરીએ અને પ્રભુને પ્રાર્થના કરીએ કે માને બચાવે '

× × ×

અને જમના, તેની નણદ અને કર શનની અમુલ્ય સારવારથી બા બચી ગયા. તે બધુ જોતી હતી તેના પાણીના પ્યાલાથી માંડીને જે કામ માગવુ હતુ તે જમનાએ બરોબર કર્યુ હતુ તે સમજતી હતી કે મને નવુ જીવન આપનાર જમના જ છે ગળગળે સાદે તે બોલી ઉઠી ' વહુ બેટા ' મે તમને ખુબ સતાપી છ, તને સતાપીની હુ ક્યાં ભવમા છુટીશ ?

' ' મા, આવુ શુ બોલતા હશો ' જમના શરમાઈ ગઇ

અને પછી તો, જમનાના સાસુ બરાબર શાન્ત થઇ ગયા. તે કુટુબ કીલ્લોલ કરતુ હળીમળીને રહેવા લાગ્યુ જમનાને બે દીકરા પણ છે કરશન વિચારે છે
'

' આ જાતીનો પ્રેમ અગમ્ય છે આવી સ્ત્રીઓથી જ ભારતની પ્રતિષ્ઠા ઉજળી રહી છે એવી આદર્શ ગૃહદેવીઓને લાખો વન્દન હો '



ભાઇ-બહેન : ( પાન ૧૬૨નુ બાકી )

સરસો ચાપી નિર્મળા બમણા વેગથી રડી રહી હતી, એના કોમળ ગુલાબી ગાલ મોટા મોટા આસુઓથી ભીના થઇ રહ્યા હતા અને વારવાર કમલના મ્હો પર બચીઓ ભરતી તે કહી રહી હતી " ઓ મુરખા ' તુ ક્યા ભાગી ગયો હતો ! ગધેડા ' તુ ક્યાં ગયો હતો "

સાવિત્રીનુ હૈયુ ભરાઇ આવ્યુ, પવિત્ર પ્રેમભર્યા આ દ્રશ્યને જોઇને એક આનદની ધારા એના અતરસ્થલમા વહેવા માંડી આખ-માંથી ટપકતાં આસુવાળા મુખે તે નીચે ઉતરી અને કમલને બદલે નિર્મળાને છાતીએ લગાડી એણે તેનુ મુખ ચુમી લીધુ અને તે બોલી ' બેટા, બહેનને પ્યાર કરજે, તારે માટે તે કેટલી બધી રડી છે ! તુ કહ્યા વિના કેમ જતો રહે છે ! " નિર્મળાને આટલુ માન મળતુ જોઇ કમલ બોલી ઉઠ્યો

" તો અમે ત્યાં નહિ રડ્યા હોઇએ, કેમ ! "

" તુ કેમ રડ્યો હતો ! " બાએ કુતુહલવશ પૂછ્યુ

" મારે ફુલકો જોઇતો હતો અને પૈસો હતો નહિ. "

નિર્મળા દોડીને એના બેગમા કરેલા પાવ લીના પૈસામાથી બે ફુલકા અને કાગળના બે રમકડા લઈ આવી, કમલના હાથમા મુકી એકવાર ફરી એને ભુજાઓમા જકડી બોલી " ગધા ' તુ એકલો કેમ ચાલ્યો ગયો હતો ! "

એણે પ્રથમ ગુમાવ્યો અને એના કપાળે વૈધવ્ય જડાઇ ગયું.

# અભાગી

—લેખક શ્રી જયંત ચોકસી—

વર્ષા ઋતુની શરૂઆત હતી જૂન માસની ૩૦ મી તારીખે મધ્ય રાત્રિએ ગાજ વીજ સાથે વર્ષાદનુ આગમન થયુ વાવાઝોડા અને તોફાનથી સારૂયે શહેર ખળભળી ઉઠયુ વીજળીના કડાકાથી ઝબકીને બાળકો જાગી જતા રડારોળ કરી મુકતા હતા

નગરની મધ્યમા આવેલા એક સુશોભીત બગલામા વસ્તી જાગ્રત અવસ્થામા જણાતી હતી. મધ્યરાત્રીએ પણ બગલાની વીજળીક બત્તીઓ ઝગઝગાટ સળગતી હતી. નોકરો દોડધામ કરતા હતા

એ બગલો હતો શહેરના એક શ્રીમત સરાફ શેઠ પ્રેમાનદનો. એમનો પુત્ર સુબોધ છેલ્લા દશ પદર દિવસથી માંદગીના બિછાને પડયો હતો એની સ્થિતિ આજે કઇક ભયકર હતી. પિતાએ પુત્રને બચાવવા સ્પેશીયલ ડોકટરને બોલાવ્યો હતો. પરતુ દર્દીના જીવનની દોરી તુટી થઇ ગઇ હોય એમ સૌને લાગતું હતુ

સુબોધના પલગ પાસે અનેક સગા વ્હાલાં વીટળાઇને બેઠા હતા. એના માથા આગળ એની પત્ની શોભા બેઠી હતી સુબોધને એ ખૂબ ચાહતી હતી, ઇશ્વરે એની ઇચ્છા મુજબનો જ એને પતિ આપ્યો હતો; પરતુ, પરણ્યા પછી પ્રથમ વર્ષેજ એના જીવનમા આ ભયકર તોફાન આવ્યુ

'નાથ' શોભાના કઠમાથી ધીમો અવાજ નીકળ્યો પરતુ બેશુદ્ધ અવસ્થામાં નિશ્ચેતન પડેલા સુબોધને એ જાગ્રત ન કરી શકી ફરીથી સુબોધના કાનમા એણે એજ શબ્દો ઉચ્ચાર્યા, અને સુબોધ કઇક ગણગણ્યો

'કોણ'

શોભાના હૈયામા આશાનુ એક કિરણ પ્રગટયુ એણે ધીમેથી સુબોધના મોઢામા ચમચી વડે પાણી રેડયુ અને સુબોધ કઇક જાગ્રત થતો જણાયો

'હુ કયા છુ. ' શોભા કયા?'

'હુ અહીજ બેઠી છુ, મારા સ્વામી' અને શોભાએ સુબોધના લલાટ પર પોતાનો કોમળ હાથ ફેરવ્યો.

'કેમ લાગે છે હવે?'

'મને શુ થયુ છે...આ બધા મારી આગળ પાછળ શુ કામ બેઠા છે?' સુબોધે સાધારણ આંખ ખોલી આજુ બાજુ નજર નાખી

ડોકટરે બધાને બહાર જવા સુચના આપી અને સુબોધ પાસે ફકત શોભા અને ડોકટર જ રહ્યા.

'ડોકટર ..તમે શુ જુવો છો? મને શુ થયુ છે?' સુબોધે ડોકટરની સામે નજર કરી કહ્યું

'સુબોધભાઇ તમારી તબીયત કઇક અસ્વસ્થ જણાય છે બાકી બીજુ તો

કંઈ જ નથી. તમને બીજું કંઈ દુખ થાય છે ? બીજી કંઈ ફરીયાદ હોય તો કહો દૂર કરવા પ્રયત્ન કરીશ '

' ડોક્ટર મને કંઈ સમજ પડતી નથી શોભા '

' શોભા બ્હેન તમારી પાસે જ છે ' ડોક્ટરે શોભાને જરા નજીક બેસવા ઇશારો કર્યો.

' કેમ . ? હું તારી પાસે જ છું સુબોધ તારી ફીકરમાં બધા બેચેન બની ગયા હતા. હવે કંઇક જીવ ઠેકાણે આવ્યો છે '

' મારી ફીકર. મને શું થયું હતું ? કેમ બોલતી કેમ નથી ? સુબોધને કંઇપણ યાદ હોય એમ લાગતું નથી.

શોભા બ્હેન હમણાં એમને વાતો ન કરાવશો કારણ કે હજુ એમના મગજ પર નબળાઇ છે જો કે ઓપરેશન ઘણું જ સફળ થયું છે મને તો કેસની આશા ન હોતી પણ ઇશ્વરે લાજ રાખી છે'

ડોક્ટર શોભાને સુચના આપી ઝટ બહાર ગયા, ' શોભા ' સુબોધ શોભાનો હાથ પકડી ઉભો થતા જાય છે.

' અરે અરે.. આ શું કરે છે. હમણાં બેઠા નહિ થવાતું સુઇજા હું તારી પાસેજ બેસુ છુ ' શોભાએ સુબોધને પાછો સુવાડી દીધો અને એની ખૂબજ નજીક આવીને બેઠી.

' કેમ મને બેઠો નથી થવા દેતી '

' ડોક્ટરે ના કહ્યુ છે માટે '

' ડોક્ટર તો ગાંડા થઇ ગયા છે.. તુ પણ ગાંડી થઈ ગઇ કે શું ' સુબોધ એના મનમાં ફાવે તેમ બોલતો હતો.

' સુબોધ.. વ્હાલા સુબોધ શોભાએ વ્હાલ ભરી એક નજર માંડી અને ઉભળાતા હૃદય એક બીજાને નીરખી રહેતા.

' શોભા . કેમ મારી સામુ આમ તાકી તાકીને જુવે છે '

' તું નવો જન્મ લઇને જગતમાં આવ્યો માટે '

' કેમ નવો જન્મ હું મરી ગયો હતો '

' એ જરા ધીમેથી બોલી વાતો કરવાની ડોક્ટરે ના પાડી છે તુ જો નહિ માને તો મને પણ બહાર જવાની ફરજ પડશે '

' ચાલ ગાંડી મને બનાવે છે શો '

અને સુબોધ પ્રેમના આવેગમાં પલંગમાં બેઠો થઇ ગયો. અને શોભાને ભેટી પડયો. શોભા એના પ્રણયમાં ખેંચાઇ એને ભાન ન હતુ કે સુબોધના શરીરે આની શું અસર થશે. ઉભયના આત્મા પરસ્પર ભેટયો અને સુબોધના મગજ પર એની અસર થવા માંડી.

સુબોધના જ્ઞાન તંતુઓ તુટવા માંડયા અને પળવારમાં જ એ વર્તમાન જીવનની વાતોને વિસરવા માંડયો. એને જીવનની વાતો યાદ આવેલી ભૂલવા માંડી

' સુબોધ મારા સુબોધ '

' કોણ છે કોણ છે તુ ' ઘડી પહેલા પ્રણયથી છલકતા હૈયે જેને ભેટયો હતો તે સુબોધ ભૂલી ગયો.

' સુબોધ આમ શું કરે છે.. હું તારી શોભા ' શોભાએ પ્રેમથી એના હાથ પકડયા

' કેમ કેમ હજી મને નથી છોડતી ચાલ દૂર થા હું તારો કોણ ? '

હવે શોભાને ભાન થયુ કે સુબોધની યાદ દાસ્ત જતી રહી છે, એણે જોરથી ચીસ

પાડી અને અને ઘરના બધા જે ઘડી ભર નિરાતે સુતા હતા તે ઝબકી જાગી ઉઠયા ડૉક્ટર પણ ગભરાતા દોડી આવ્યા.

' શુ છે શોભા બ્હેન '

' ડૉક્ટર આમને ફરીથી કઈ થઇ ગયુ '

ડૉક્ટરે સુબોધ તરફ નજર કરી અને શોભા તરફ નજર કરી શોભાને પૂછયુ

' સુબોધભાઈ પથારીમાથી બેઠા થયા હતા. '

' એકવાર તો મે એમને બેઠા થતા અટકાવ્યા હતા પણ ફરીથી એ વાતો કરતાં કરતા બેઠા થઇ ગયા અને મને '

શોભા આગળ બોલતા શરમાઈ ગઈ

' શોભા બ્હેન તમે એમને ન સાચવી શકયાં મે તમને શુ કહ્યુ હતુ કે વાતો બહુ ન કરશો અને બેસવા ન દેશો. પણ તમે છેવટે ફરજ ભૂલ્યા એમના કોમળ જ્ઞાન તતુઓ જે મહા મહેનતે ઠેકાણે આવ્યા હતા તે તૂટી ગયા. મારી મહેનત ઉપર પાણી ફરી વળ્યુ '

' ડૉક્ટર મારી ભૂલ થઈ '

' તમારી ભૂલ આજે તમને સહન કરાવશે. હવે દેશ માટે ઓછી આશા છે

' ડૉક્ટર માટે ખાતર.. એક વાર ફરીથી પ્રયત્ન કરો એના વગર મારૂ જીવન . ' શોભાનુ રૂદન બગલામાં પડધા પાડી રહ્યું હતુ

' સુબોધ પહેલાની માફક ' નિશ્ચેતન પડયો હતો

સવારના એને શહેરની મુખ્ય હોસ્પીટલમા ખસેડયો. અને ત્યા ડૉક્ટરોએ ફરીથી એના મગજનુ ઓપરેશન કર્યુ પરતુ તેમા નિષ્ફળતા મળી.

બીજા દિવસની મધ્યરાત્રિએ તો ડૉક્ટ-રોએ એને ઘેર લઈ જવાની સલાહ આપી નિરાશ હૈયે જીવતી અચેતન લાશને બગલામાં લાવ્યા.

શોભા એના મુખ તરફ જોઇ વારવાર રડતી હતી પણ હવે એનો સુબોધ બોલતો નથી

પવનનુ એક તોફાન આવ્યુ વિજળીના ભયકર અવાજ સાથે મેઘ તુટી પડયો પલગ પાસે બળતો ઘીનો દીવો વધુ તેજ આપી રહ્યો હતો, અને સુબોધના ડોળા ફાટી રહ્યા હતા, એનો શ્વાસ રૂધાતો હતો શોભા અને સુબોધના પિતા એકી ટસે નિહાળતા બેઠા હતા અને એની ડોક મરડાઇ ગઇ, ડોળા ફાટી ગયા

દીવો બુઝાઈ ગયો. શોભા સુબોધના મૃતદેહ પર વિલાપ કરતી પડી રહી. સવારના સુબોધના દેહનુ પૃથ્વીમા વિલોપન થયુ, અને શોભા સમાજમા એક વિધવા જીવનની મુર્તિ બની ઊભી રહી.





## દીપોત્સવી રસથાળ

નવગુજરાત તંત્રી પ્રભુદાસ પટેલ વડોદરા. આ રાષ્ટ્રીય સાપ્તાહિકે પ્રણાલીકા અનુસાર તેના ૧૫૦ પાનાના દીપોત્સવી અંકમાં કેટલાક જાણીતા લેખકોના લેખો, વાર્તાઓ અને કાવ્યોની સારી મનનીય સાહિત્ય સામગ્રી પીરસી છે, એ દૃષ્ટિએ દીપોત્સવી અંકનો આ પ્રયાસ સ્તુત્ય ગણી શકાય. પરંતુ ગોઠવણી અને કલાની દૃષ્ટિએ સામાન્યત આંખને ખૂંચે છે

બે ઘડી મોજ અધિપતિ શાપદા મુંબઈ કાળની થપાટમાં સપડાઈને કેટલાક સમયથી બંધ પડેલા આ વિશિષ્ટ કોટીના સાપ્તાહિકનુ સંચાલન પાછું શ્રી શાપદાએ સંભાળી લીધા પછી તેના પુનઃ પ્રકાશનનો આ દીપોત્સવી અંક વાર્તા, કાવ્યો અને લેખોની વિશિષ્ટ સામગ્રી પુરી પાડે છે શ્રી શાપદાના સ્તુત્ય પ્રયાસને અમે અભિનંદન સાથે આવકારીએ છીએ

શારદા તંત્રી ગોકળદાસ રાયચુરા વડોદરા. મહાગુજરાતના આ માનીતા માસિકે પોતાના દીપોત્સવી અંકમાં સુંદર છપાઈ સાથે ખ્યેયલક્ષી કક્ષા જાળવી રાખી છે ને ગુજરાતના જાણીતા સાક્ષરોના લેખો, વાર્તાઓ કાવ્યોથી આ અંક ખરેખર વાંચવા યોગ્ય ગ્રંથને સ્મૃદ્ધ બન્યો છે

બાલજીવન, તંત્રી રમણલાલ નાનાલાલ શાહ વડોદરા આ બાલ માસિકે પોતાના દીપોત્સવી અંકમાં ઉડીને આંખે વળગે એવા ચિત્રો સાથે બાલ માનસને સ્પર્શ કરે એવુ જ્ઞાન-પ્રેરક સુવાચ્ય સાહિત્ય પીરસ્યુ છે ને પોતાની વિશિષ્ટતા સુંદર છપાઈ સાથે જાળવી રાખી છે

બહુરૂપી તંત્રી ચંદુલાલ જેઠાલાલ વ્યાસ રાણપુર અદ્ભૂત રસભરી ડીટેકટીવ વાર્તાઓથી એક વખત ગુજરાતના બહુજન સમાજમાં પ્રખ્યાત બનેલા આ સાપ્તાહિકે પોતાના આ અંકમાં ઠીક ઠીક સાહિત્ય પીરસ્યુ છે એ દૃષ્ટિએ અંક જોઈ જવા જેવો છે

ભવિષ્ય દર્શન. તંત્રી પ્રો. બી એચ. શાહ વડોદરા જ્યોતિષ, યોગ, આધ્યાત્મ અને રહસ્ય વિદ્યાના ક્ષેત્રમાં પ્રકાશ પાથરી રહેલા આ વિશિષ્ટ શૈલીના સામયિકે દીપોત્સવી અંકમાં એ ક્ષેત્રની સુંદર તે માનનીય સામગ્રી સાથે અભ્યાસી લેખકો દ્વારા એ પ્રાચીન વિદ્યાઓ પરત્વે સારો પ્રકાશ નાખ્યો છે તંત્રીશ્રીના આ નવિન પ્રયાસને અમે આવકારીએ છીએ

આર્ય સંદેશ તંત્રી નાગજીભાઈ આર્ય વડોદરા આર્ય સંસ્કૃતિની જળહળતી જ્યોત સમા સ્વામી દયાનંદનાં જીવન પુષ્પોની વાસ પથારતા આ સાપ્તાહિકે પોતાના નાનકડા દીપોત્સવી અંકમાં દીપોત્સવીના મહત્વ સાથે સારૂં સાહીત્ય પીરસ્યુ છે

( અનુસંધાન પાન ૧૭૧ )

—— મધુસંચય ——

## ઇસુ ખ્રિસ્તની તૈયાર થતી આંતરરાષ્ટ્રિય ફિલ્મ

ઇસુ ખ્રિસ્તના જીવનને વણી લેતી એક આંતરરાષ્ટ્રિય ફિલ્મ તૈયાર કરવાનુ નક્કી કરવામા આવ્યુ છે. આ ફિલ્મનુ નામ "દૈવી કરુણકથા" સુચવવામા આવ્યુ છે

આ ફિલ્મના ખર્ચ માટે બ્રિટને પા ૫૦,૦૦૦ (રૂા ૬૬ લાખ) નો ફાળો આપવાનુ નક્કી કર્યું છે અને આ માટે નાણા મન્ત્રી સર સ્ટેફર્ડ ક્રિપ્સની મજુરી પણ મળી ગઇ છે આનો અર્થ એ નથી કે આ નાણાં સરકારી તીજોરીમાથી ખર્ચવામા આવશે. પરન્તુ તે માટે જાહેર ઉઘરાણુ થઇ રહ્યુ છે અને ફંડના સંચાલક બૅરનેસ રેવન્સડાલના જણાવ્યા પ્રમાણે હજારો લોકો આ ફાળામા નાણા આપી રહ્યા છે તેમાંના ઘણા ખરા તો સામાન્ય સ્થિતિના માણસો છે. તેમનુ એવુ માનવુ છે કે આવી ધાર્મિક ચરિત્રાત્મક ફિલ્મ અત્યંત ઉપયોગી અને આશીર્વાદ રૂપ નીવડશે. ગરીબ અને તવંગર સૌ તરફથી આ નામાંકિત વ્યક્તિઓની બનેલી એક સમિતિ રચવામાં આવશે અને આ ફિલ્મ દ્વારા થનો નફો ધર્માદા કાર્યોમા ઉપયોગમા લેવાશે

આ ફિલ્મ જ્યોર્જેસ ગ્રાન્ડિયર નામના એક ફ્રેન્ચ ડાયરેક્ટર તૈયાર કરશે. ઇસુ ખ્રિસ્તની ભુમિકા વિદ્યાપીઠના એક યુવાન પ્રાધ્યાપક ભજવશે. તેઓ પાચ વર્ષ સુધી બીજી કોઇ ફિલ્મમા ઉતરશે નહિ તેમજ કોઇ પણ અખબારનવેશને મુલાકાત પણ આપશે નહિ બીજા બધા પાત્રોના નામ જાહેર કરવામાં નહિ આવે.

આ ફિલ્મ તૈયાર કરવામા આશરે પા. ૭૦૦,૦૦૦ (રૂા. ૯૩ ૩૩ લાખ) જેટલો ખર્ચ થશે એવો અંદાજ છે ફ્રેન્ચ અંગ્રેજી, ઇટાલિયન અને સ્પેનિસ એમ ચાર જુદી જુદી ભાષાઓમા આ ફિલ્મ તૈયાર કરવામા આવશે

*

## હિન્દમાં શાંતિવાદી વિશ્વ પરિષદમાં આવનાર બ્રિટનના પ્રતિનિધિઓનો પરિચય

સ્વ શ્રી રવિન્દ્રનાથ ટાગોરના સંસ્કાર કેન્દ્ર સભા 'શાંતિનિકેતન' ખાતે ડીસેમ્બર મહિનાના પ્રથમ અઠવાડિયામા દુનિઆભરના શાંતવાદીઓની આંતર રાષ્ટ્રિય પરિષદ યોજાવાની છે આ પરિષદની બીજી બેઠક પાછળથી ગાંધીજીના આશ્રમ સ્થાન બનેલા 'સેવા ગ્રામ' ખાતે યોજાશે. આ શાંતિ પરિષદમા દુનિઆ ભરમાથી ૫૦ ઉપરાંત પ્રતિનિધિઓ ભાગ લેશે તેમા બ્રિટનના નીચેના ૭ સભ્યોનો સમાવેશ થાય છે

કુમારી વેરા બ્રિટન —આ સુપ્રસિદ્ધ લેખિકા અને પત્રકાર આ વર્ષના એપ્રિલથી 'પીસ પ્લેજ યુનિઅન' (શાંતી મૈત્રિ મંડળ) ના અધ્યક્ષ છે

શ્રી વેલ્નોક —ઉપરોક્ત મંડળના સભ્ય કોઇ 'વિશ્વ શાંતિ' જેવા વિષયોના પ્રખર અને પ્રખ્યાત વક્તા છે

મિ. અને મિસિસ ગ્રેશો.— 'સોસાયટી ઓફ ફ્રેન્ડઝ' નામના મંડળના બન્ને સભ્ય છે, અને હિન્દમા કેટલાક વર્ષો ગુજાર્યા છે મિસિસ ગ્રેશો એ ઉપરોક્ત સોસાયટીની

વાર્ષિક સભાઓમા કેટલાક વર્ષો સુધી ક્લાર્ક તરીકે કામ કર્યુ છે

મિ રેનોલ્ડ્ઝ—તેઓ પણ 'સોસાયટી ઓફ ફ્રેન્ડના સભ્ય છે તેમજ 'શાંતિ' માટે ઝઝુમનાર કાર્ય કરતા તથા સારા વક્તા છે

*

### વણાટ કામના ગૃહઉદ્યોગને વેગ આપનાર વૃદ્ધ મહિલા

કાપડની મોંઘવારી અને માપબંધીના પરિણામે કેન્ટના પરગણામા વણાટ કામના ગૃહ ઉદ્યોગને ઉત્તેજન મળ્યુ છે મિસ મેરી સોમર વિલ નામની ૮૨ વર્ષની વૃદ્ધાએ ત્રણ વર્ષ પહેલાં 'પશ્ચિમ કેન્ટના કાંતનારાઓ અને વણકરો માટેની કલબ' ની સ્થાપના કરી હતી આજે કેન્ટમાં ૬૧ સ્ત્રી સંસ્થાઓએ આ કલબના કાર્યને ઉપાડી લીધુ છે કાંતણ અને વણાટ માટેની યોજના ઘડનાર ખુદ આ વૃદ્ધના ઘરમા જ વણાટ કામના નમુનાઓનો ઢગલા ખડકાયા છે

*

### ઘરોમા અકસ્માતો અટકાવવા માટે મહિલાઓ મેદાને પડે છે

બ્રિટનમા મહિલા મંડળના સ્વયંસેવક સભ્યો તરફથી ઘરોમા થતા અકસ્માતો અટકાવવા માટે જબ્બર ઝુંબેશ ઉપાડવામા આવી છે તેમણે તેમના લંડનના વડા મથકે ગૃહશાળામા 'સલામતિ વર્ગ' શરૂ કર્યો છે અને તેમા ઘરોમા થતા નાના મોટા અકસ્માતો અટકાવવા અંગે શિક્ષણાત્મક ભાષણો આપવામાં આવે છે, પછી આ વર્ગમા તૈયાર થએલી વ્યક્તિઓને 'અકસ્માત નિવારણ' અંગેનુ પ્રચાર કાર્ય સોંપવામા આવે છે તેઓ ઠેર ઠેર ભાષણો તેમજ ઇતર પ્રચાર સાધનો દ્વારા અકસ્માત-નિવારણ'ની ઝુંબેશને ઉપાડી લે છે

## દીપોત્સવી રસથાળ

— પાન ૧૬૯નુ ચાલુ —

**સુગીલાની સંસાર પોથી** પ્રકાશક એન. એમ ઠક્કરની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ ૨ આ ઉપયોગી આ પુસ્તકના પ્રકાશન પાછળ વ્યવહારૂ દૃષ્ટિએ પ્રકાશકે સારી જેહમત ઉઠાવી છે એમ પ્રથમ નજરેજ જોતાં સ્પષ્ટ જણાઈ આવે છે એટલુંજ નહિ પ્રત્યેક બહેનોને આ પુસ્તક ઘરઅંગુ બાબતોની ઝીણવટભરી ને હિસાબી નિત્ય નોંધ માટે સરળ અને ખૂબજ ઉપયોગી નીવડશે એ દૃષ્ટિએ આ પુસ્તકને અમે આવકારીએ છીએ ને પ્રત્યેક બહેનોને આ પુસ્તક પોતાના ઘરમા વસાવી લેવા આગ્રહ કરીએ છીએ

**માલા** હિન્દી કવિતા સંગ્રહ. લેખક અને પ્રકાશક ડૉ. નિર્ભય ઠક્કર મુંબઈ બર્માના યુદ્ધ મોરચા પર જ્યાં મોતની સાથે ઘોર સંગ્રામ ખેલાઇ રહ્યો હતો. એવા સંહારક વાતાવરણમાં ઘવાયેલા સૈનિકોની સેવા સુશ્રૂષા કરતા કરતા ડૉ ઠક્કરે હૈયામાંથી સ્ફુરણ પામેલા ૧૦૮ સર્જનાત્મક કાવ્યનો સંગ્રહ આ પુસ્તકમા રજુ કર્યો છે અને સવિશેષ પ્રશંસનીય હકીકત એ છે કે ડૉ. ઠક્કર ગુજરાતી હોવા છતાં કાવ્ય જેવા ઉચ્ચ વિષયમાં હિંદી પર પોતાનો સારો કાબુ જમાવ્યો છે અથ બત ક્વચિત શબ્દ હોય કે વ્યાકરણ હોય રહી જવા પામ્યો છે એ પરત્વે ડૉ. રાજેન્દ્રપ્રસાદે આ નાનકડા પુસ્તકની પ્રસ્તાવનામા મનનીય ધ્યાન ખેંચ્યુ છે

૧૦૮ કાવ્યોની આ કાવ્ય માળામાં ડૉ ઠક્કરે પ્રત્યેક વિષયને સ્પર્શ કર્યો છે ને દરેક વિષય પાછળ તેમની આધ્યાત્મિક દૃષ્ટિની વેદના અને હાસ્યનુ પ્રતિબિમ્બ જણાય છે એ આ કાવ્ય માલાની સર્જનાત્મક વિશિષ્ટ કલાનુ સૂચન છે

ડૉ ઠક્કરની જાગ્રત ઉર્મિ ચેતના આ દિશામા વધુને વધુ પ્રયત્નશીલ બને એ આશા સાથે અમે આ પ્રકાશનને આવકારીએ છીએ

### સાભાર-સ્વીકાર

ભૂપેન્દ્ર ડાઇંગ એન્ડ પ્રિન્ટીંગ વર્ક્સ મુંબઈ તરફથી નવા વરસનુ સુંદર કેલેન્ડર મળ્યુ છે

નવા વરસ માટેની નવી સંસ્કાર ભેટ

# કંજુસાઈ ન કરો

પરંતુ

# કરકસર જરૂર કરો

કરકસર કરવાની ખરી રીત ઘર ખર્ચનો હીસાબ રાખવાની છે

તે માટે

## તમારા ઘરમાં આજેજ

આવતા નવા વરસ માટે એક પ્રત

## 'સુશીલાની સંસાર પોથી' વસાવી લ્યો.

ગમે તે વરસ, માસ યા દિવસથી શરૂ કર્યે બાદ પુરા એક વર્ષ (અધીક માસ સાથે) સુધી ચાલતી સુશીલા નારીની સંસારપોથી

# સુશીલાની સંસાર પોથી

(પુષ્કળ ચિત્રો અને ઉપયોગી માહિતી સાથે ગુજરાતીની ગૃહખર્ચની પોથી)

# બાળ કેળવણી

લેખક ડો અમૃતલાલ હ. પટેલ ડી પી એચ

આપણી સાધારણ રીતે એવી માન્યતા છે કે બાળક જેમ જલદી ભણતા શીખે તેમ સારૂ. વધારે પડતા ઉત્સાહવાળા મા-બાપો, પોતાનો પુત્ર બહુજ બુદ્ધિશાળી, ચપળ અને બીજા છોકરાઓથી દરેક બાબતમા વધારે આગળ છે તે બતાવવા સારૂ, બાળકને કાચી વયમા ભણવવાનુ શરૂ કરી દે છે અને પોતાનુ ચાર વર્ષનુ બાળક વાંચતા શીખે, અક્ષરો ઓળખતા શીખે તેમા મગરૂરી લે છે અને આનદ માને છે ગાયના વાછરડા ગમે તેટલા મજબુત અને કદાવર હોય છતા તેને ગાડા સાથે જોડી કામ કરવા અમુક ઉમરનો તે થવો જોઈએ તેવીજ રીતે મનુષ્યને પણ અમુક જાતના કામ કરવા માટે અમુક ઉમરે પહોચવુ જોઈએ અને પછી તે કામ બુદ્ધિનુ હોય કે શરીરનુ બાળકોનો શારીરિક વિકાસ થયા અગાઉ જેમ તે મહેનતનુ કામ કરી શકે નહિ તેવી રીતે તેનો માનસિક વિકાસ થયા વગર તે બુદ્ધિનુ કામ બરાબર કરી શકે નહિ બાળક સાત વર્ષનુ ન થાય તે અગાઉ તેને ભણતર શીખવવામા જે માનસિક બોજો પડે છે તે એટલો બારે હોય છે કે બાળક તે સહન કરી શકતુ નથી એ તેનો માનસિક અને શારીરિક વિકાસ અટકી પડે છે અપવાદ રૂપે કોઈ બાળક આ બોજો નુકશાન ખમ્યા વગર સહન કરી શકે છે પરન્તુ ઘણા ખરા બાળકો ઉપર તો આની ખરાબ અસર થાય છે નાની ઉમરના બાળકના મગજ ઉપર કેળવણી લેવાનો બોજો કોઈ વખત તેને ઘણુંજ નુકશાન કરે છે બાળકનુ માનસ વિકૃત થઈ જાય છે અને તે ભણતો નથી, રખડેલ થઈ જાય છે અને માબાપની સામો થાય છે ટુકમા તેની આખી જીદગી બગડે છે આવા એક બાર વર્ષના બાળકનો કરૂણાજનક ઇતિહાસ છે સાત વર્ષ અગાઉ તે બાળકની માએ તેને પરાણે ભણાવવા માડ્યો, તેના પર સખ્તાઈ કરી તેનુ પરિણામ એ આવ્યુ કે બાળકને ભણવાનુ ગમ્યુ જ નહિ અને આપેલુ લેસન ચોપડીઓ છાની માની ઉપાડી તેમાથી તે લખી કાઢતા શીખ્યો. આ બાબતની તેની માતાને જાણ થતા જ તેણે શીક્ષા કરવા માડી પરિણામે બાળકનુ માનસ વિકૃત થઈ ગયુ તે ચોર, મનસ્વી, બડખોર અને લાગણી વગરનો થઈ ગયો. જે બાળકને કાચી ઉમરમા ભણવાની ફરજ પાડવામાં આવે છે તે ઘણી વખત તોતડુ બોલતા શીખે છે આવા બાળકોની યાદ રાખવાની શક્તિ જલદી ખીલતી નથી નાના બાળકમા યાદ રાખવાની શક્તિ બહુ ખીલેલી હોતી નથી. શબ્દો યાદ રાખવાની ક્રિયા અને આખો જે જુએ તેની અસર જ્ઞાનતંતુઓ દ્વારા મગજ પર થાય અને મગજના અમુક ભાગ જીભને આ વાહન આપે ત્યારે બાળક વાચી અને બોલી શકે આ ક્રિયાઓ સાત વર્ષ અગાઉ સાધારણ રીતે ખીલતી નથી. વળી આપણે સાધારણ રીતે જોઈએ છીએ કે જે બાળકનો માનસિક વિકાસ બહુ જલદી થાય છે તેનો શારીરિક વિકાસ અટકી જાય છે આ પ્રશ્ન ઉપર માબાપો એ ખાસ ધ્યાન રાખવાની જરૂર છે જે બાળક શરીરે દુબળુ પાતળુ હોય તેના ઉપર ભણવાનુ વધારે પડતુ દબાણ ન કરવુ જોઈયે. બન્ને શક્તિઓની સમાન રીતે પ્રગતિ થવી જોઈએ. એકને ભોગે બીજાને આગળ વધવા ન દેવી જોઈયે

આ બધા કારણોને લઈને કેળવણીકારો આગ્રહ કરે છે કે બાળક જ્યા સુધી બરાબર ઝડપથી બોલતા ન શીખે, સાભળીને શબ્દો અને તેનો અર્થ યાદ રાખતા ન શીખે ત્યાં સુધી તેમના ઉપર જલદીથી ભણવાનુ દબાણ કરવુ નહિ આ ઉપરથી જોઈ શકાય છે કે જે માતા કીડર ગાર્ટન કે બાલમંદિરમા જઈ ત્યાંના શિક્ષકને મગરૂરીથી કહે છે કે મારૂ બાળક તો વાચતા, લખતા પણ જાણે છે તે માતા તેના બાળકને ફાયદો કરતા નુકસાન વધારે કરે છે

— ગુણસુન્દરી યોજિત —

સ્વ ડાહીબહેન ઠક્કર

અને

સ્વ પ્રભાવતી ઠક્કર

# સ્મારક ગરબા હરિફાઈ

ગુણસુન્દરી માસિકના માલિક શ્રી નટુભાઈ ઠક્કર તરફથી સ્વ કુમારી સ્મારક ટ્રસ્ટ મંડળ રચિત તાજેતરની ગરબા હરિફાઇ વખતે જુનીયર બાળાઓની ગરબા હરિફાઇ માટેનું શીલ્ડ જાહેર કરવામા આવ્યુ હતું પરંતુ એમના સ્નેહી-મિત્રવર્ગ તરફથી શ્રી નટુભાઈ ઠક્કરના ૨૧ માતુશ્રી ડાહીબ્હેન ઠક્કર અને તેમના સ્વ પત્ની પ્રભાવતી ઠક્કર કે જેમણે ગુણસુંદરીના વિકાસ અને સંચાલનમાં તેમજ વડોદરા અને અમદાવાદના સ્ત્રી સમાજ માટે પ્રત્યેક અનેક સારા કાર્ય કર્યું છે એમની સ્મૃતિ રૂપે આવી એક કાયમી સ્મારકની યોજના કરવાની સૂચના મળતા એ સર્વના સહકારથી શ્રી નટુભાઈ ઠક્કર તરફથી આ યોજના સ્વતંત્ર અને વિસ્તૃત રૂપમા નિશ્ચિત કરવામા આવી છે જે નીચે પ્રમાણે છે

૧ આ હરિફાઇમાં શહેરની સ્ત્રી સંસ્થાઓની ૧૪ થી ૨૫ વર્ષની અંદરની બહેનો સીનીયર ગ્રુપમાં સ્વ ડાહીબહેન ઠક્કર ટ્રોફી હરિફાઇમા અને ૯ થી ૧૪ વર્ષની અંદરની બહેનો જુનિયર ગ્રુપમાં સ્વ પ્રભાવતી ઠક્કર કપ હરિફાઇમા ભાગ લઈ શકશે

૨ આ હરિફાઇની તમામ જવાબદારી સાથેની વ્યવસ્થા માટે શ્રી. રમણભાઇ ૨ દેસાઇના પ્રમુખપણા નીચે સમિતિ નીમવામાં આવી છે

આ હરિફાઇ અંગે રૂ. ૫૧ તથા ટ્રોફી અને કપ આ સમિતિને શ્રી નટુભાઇ ઠક્કર તરફથી સુપ્રત કરવામા આવશે.

આ હરિફાઈ માટેનો સમય, નિયમો તથા શરતો વિગેરે જે તે વખતે બહાર પાડવામા આવશે.

[ વિગતવાર માહિતી આવતા અંકમાં આપવામા આવશે ]



સ્વ ડાહીબેન ઠક્કર



સ્વ. પ્રભાવતી ઠક્કર



# સ્ત્રીજગત

-કોંગ્રેસનું અધિવેશન—આગામી માર્ચ—એપ્રીલમાં દક્ષિણ ભારતમાં મળશે.

-શાન્તાક્રુઝ રેલ્વે સ્ટેશનથી વિમાની મથક સુધીના બે માઈલ લાંબા માર્ગને પંડિત નહેરૂની ૬૧ મી જન્મ જયંતિની યાદમા પંડિત જવાહરલાલ નહેરૂ માર્ગ નામ આપવામા આવ્યુ છે

-મુંબઈની ધારાસભાએ જ્ઞાતિ બહાર મુકવાના કૃત્યને ગેરકાયદેસર ઠરાવતો ખરડો પસાર કર્યો છે ને આ ખરડાને ના ગવર્નરની મંજુરી મળી ગઈ હોય હવેથી કોઈ પણ જ્ઞાતિ સંસ્થા કોઈપણ સભ્યને જ્ઞાતિ બહાર નહિ મુકી શકે. છતાં જો કોઈ કરશે તો તેનો ૧ હજાર રૂપિયા દંડ થઈ શકશે.

-સંયુક્ત પ્રાંતની કોંગ્રેસે સંયુક્ત પ્રાંતનું નામ 'આર્યાવર્ત' રાખવાનો ઠરાવ કર્યો છે

-રાજસ્થાન સરકારે કોલેજોમાં ભણતી વિદ્યાર્થીનીઓ પાસેથી તા ૧ લી નવેમ્બરથી ટ્યુશન ફી નહિ લેવાનો નિર્ણય કર્યો છે

-અમદાવાદ શહેર સમિતિએ નશાખોરી અને સંઘરાખોરી અટકાવવા માટે પ્રજામત કેળવવા એડીસરીઝ બોર્ડના પ્રતિનિધિ તરીકે શ્રી લીનાસતી દેસાઈની નીમણુંક કરી છે

-સુરતની જીલ્લા સ્કુલ બોર્ડમા શ્રીમતિ ઉર્મિલાબહેન પ્રેમશંકર ભટ્ટ નિમાયા છે

-વડોદરા યુનિવરસીટીના ઉપકુલપતિ શ્રીમતિ હંસા બહેન મહેતાનું ગઇ તા. ૨૬મીએ નડિયાદ મહીલા સમાજે સન્માન કર્યું હતું આ પ્રસંગે રંજન કાર્યક્રમ ગરબા, ગીતો નૃત્ય બાદ મહીલા સમાજના પ્રમુખ શ્રી કપીલા બેન દલાલે હંસા બહેન મહેતાનો આદર્શ સન્નારી તરીકે પરિચય આપી તેમની શિક્ષણ સાહિત્ય ક્ષેત્રમા ને યુનો તેમજ વડોદરા વિદ્યાપીઠની સેવાની કારકીર્દીનો ઉલ્લેખ કર્યો હતો અને મંત્રી શ્રી પદમા બહેન દવેના નિવેદન બાદ શ્રીમતિ હંસા બહેન મહેતાએ બોલતા જણાવ્યું હતુ કે આવી સમાજ સંસ્થાઓ દ્વારા સ્ત્રી માત્ર સ્ત્રી તરીકે નહિ પણ નાગરીક તરીકે સમાજની અને દેશની ધારે તો સારી સેવા બજાવી શકે,

અંતમાં તેમણે આજના મધ્યમ વર્ગની કફોડી સ્થિતિમાં દરેક સન્નારીઓએ આર્થિક રીતે પોતાના પતિને ઉપયોગી બનવા ભલામણ કરી હતી અને આ સન્માન માટે મહિલા સમાજનો આભાર માન્યો હતો

—પૂનામાં ગઈ તા ૪ થીએ ખાદ્યની તંગી સામે પોતાની ફરિયાદ રજુ કરવા ૬૦૦ મહિલાઓએ કલેકટરની કચેરી પર સરઘસ રૂપે કૂચ કરી હતી તેમણે 'બાળકોને ખાદ્ય આપો' કાળા બજારીઓને શિક્ષા આપો. વગેરે સુત્રો વાળા વાટીયા લટકાવ્યા હતા

સરઘસ કલેકટરની કચેરી પર પહોંચતા કલેકટરે બનતું કરવા વચન આપી તેમને શાંત્વન આપ્યુ હતુ

—ગયા માસમાં દહેગામમા એક તરગાળા યુવતી પર તેના પતિ અને સસરાએ અત્યાચાર ગુજારતા પોલીસે આ બને બાપ દીકરાની ધરપકડ ધરી છે ને આ યુવતિને અમદાવાદ વિકાસ ગ્રહમાં મોકલી આપ્યાના સમાચાર બહાર આવ્યા છે

—ડભોઈમાં બે યુવતીઓ સ્ટવથી દાઝી જવાથી મરણ પામી છે